ઓ૩મ્ Reg 14049

શ્રીમત્સ્વામી શ્રીદયાનંદ સરસ્વતી નિર્મિત.

(ગર્ભાધાનથી અંત્યેષ્ટિ પર્યન્તના વેદાનુકુલ સોળ સંસ્કારોથી યુક્ત)

# સંસ્કાર વિધિ.

— પ્રકાશક —

શ્રીમતી મુંબઇ પ્રદેશ આર્ય પ્રતીનિધિ સભાની

વતી

કાળિદાસ કુબેરદાસ પટેલ,

પુસ્તકાધ્યક્ષ.

આર્યસમાજ કાકડવાડી-મુંબઈ.

વિક્રમાબ્દ ૧૯૮૦. ઇસ્વીસન ૧૯૨૪ દયાનંદાબ્દ ૪૨

સૃષ્ટયબ્દ ૧૯૭૨૯૪૯૦૨૭.

તૃતીયાવૃત્તિ પ્રત ૧૦૦૦.

ઓ૩મ્

શ્રીમત્સ્વામી શ્રીદયાનન્દ સરસ્વતી નિર્મિત.

( ગર્ભાધાનથી અન્ત્યેષ્ટિ પર્યન્તના વેદાનુકુલ સોળ સંસ્કારોથી યુક્ત )

# સંસ્કાર વિધિ.

— પ્રકાશક —

શ્રીમતી મુંબઇ પ્રદેશ આર્ય પ્રતીનિધિ સભાની

વતી

કાળિદાસ કુબેરદાસ પટેલ,

પુસ્તકાધ્યક્ષ

આર્યસમાજ કાકડવાડી-મુંબઈ.


વિક્રમાબ્દ ૧૯૮૦ ઇસ્વીસન ૧૯૨૪ દયાનન્દાબ્દ ૪૨

સૃષ્ટ્યબ્દ ૧૯૭૨૯૪૯૦૨૭

તૃતીયાવૃત્તિ પ્રત ૧૦૦૦

મુંબઇ પ્રદેશ આર્ય પ્રતિનિધિ સભાનું

## વેદપ્રચારફંડ.



આપણી પ્રાચિન સંસ્કૃતિ પ્રાપ્ત કર્યા સિવાય ઉન્નતિ નથી એ સિદ્ધાન્ત મહર્ષિ **સ્વામિ દયાનન્દે પ્રથમ** આપણને બતાવી આપણા પર મહાન ઉપકાર કર્યો છે, ઉકત મહર્ષિના બતાવેલા સિદ્ધાંતોનો અમલ હાલની રાષ્ટ્રિય ચળવળમા પણ થવા લાગ્યો છે, તે પ્રાચિન સંસ્કૃતિનુ યથાર્થ જ્ઞાન **વેદો, ઉપનિષદો** તથા **સ્મૃતિ શાસ્ત્રોના** અભ્યાસ વગર થઇ શકે તેમ નથી

એ તરફ જન સમાજની રૂચી ઉત્પન્ન કરવી અને તેમા રહેલા આદર્શોનું યત્કિંચિત દર્શન કરાવવુ એ કાર્ય આ સભા **ઉપદેશકો** રાખી, સપ્તાહિક સમાચારો દર્શાવતુ **આર્યપ્રકાશ** પત્ર કાઢી, તથા જુદા જુદા વિષયો ઉપર નાના નાના પુસ્તકો પ્રસિદ્ધ કરી કરી રહી છે જન સમાજ તરફથી ઉકત કાર્યોમા પુરતી સહાયતા મળવી જોઇએ. અને ખાસ કરીને **આર્યોએ** તો પોતાને ત્યા આવતા હરેક પ્રસંગમા આ ખાતાને ઉપર જણાવેલા પ્રચારના ત્રણે સાધનોના નિભાવ માટે યથાશકિત દાન કરીને સહાયતા કરવા ચુકવું નહિં **પુસ્તકો દ્વારા પ્રચાર કરાવવાની** ઇચ્છા રાખનારના નામથીજ પુસ્તકો છપાવી તેમની ઇચ્છાનુસાર પુસ્તકો વ્હેચવા યાતો વેચવામા આવશે-મનિઓર્ડરો, હુંડી, ચેક વિગેરે સભાના કોષાધ્યક્ષપરજ મોકલવા વિનતિ છે

**મન્ત્રી.** ( મુ પ્ર. આ પ્ર સભા )

# વિષયાનુક્રમણિકા.

ओ३म् नमो नमः सर्वविधात्रे जगदीश्वराय ॥

# अथ संस्कारविधिं वक्ष्यामः ॥

ॐ सहनाववतु । सह नौ भुनक्तु । सह वीर्यं करवावहै । तेजस्विनावधीतमस्तु । मा विद्विषावहै । ॐ शान्तिः शान्तिः शान्तिः ॥ तैत्तिरीय आरण्यके । अष्टमप्रपाठके । प्रथमानुवाके ॥

અર્થ —(सह नौ अवतु) હે સર્વ શક્તિમાન્ ઈશ્વર આપની કૃપા, રક્ષા તથા સહાયતા વડે અમે પરસ્પર એક બીજાની રક્ષા કરીએ (सह नौ भुनक्तु) અમે સર્વે પરસ્પર પ્રીતિથી મળીને સર્વોત્તમ ઐશ્વર્ય અર્થાત્ ચક્રવર્તિ રાજ્યાદિ સામગ્રીના આનંદને આપના અનુગ્રહથી ભોગવીએ (सह वीर्यम् करवावहै) હે કૃપાનિધે ! આપની સહાયતાથી અમે એક બીજાના સામર્થ્યને પુરૂષાર્થ વડે સદા વધારીએ, (तेजस्वि नौ अधीतमस्तु) હે પ્રકાશમય ! સર્વ વિદ્યાના દાતા પરમાત્મન્ ! આપના સામર્થ્ય વડે અમારૂ પઠનપાઠન સંસારમા પ્રકાશિત થાઓ અને અમારી વિદ્યા સદા વધતી રહો (मा विद्विषावहै) હે પ્રીતિના ઉત્પાદક પ્રભો ! આપ એવી કૃપા કરો કે જેથી અમે પરસ્પર વિરોધ ન કરતા એક બીજાની સાથે મિત્રભાવથી રહીએ અને આપની કરૂણાથી આધ્યાત્મિક, આધિભૌતિક અને આધિદૈવિક ત્રિવિધતાપોના ક્લેશથી રહિત થઈએ.

सर्वात्मा सच्चिदानन्दो विश्वादिर्विश्वकृद्विभुः ।
भूयात्तमां सहायो नस्सर्वेशो न्यायकृच्छुचिः ॥ १ ॥

અર્થ —જેની સર્વત્ર ગતિ છે તેવા સચ્ચિદાનંદ, વિશ્વકર્તા, વિભુ, સર્વનો માલિક, ન્યાયકારી, શુદ્ધ પરમાત્મા અમને અત્યન્ત સહાય થાઓ ૧

गर्भाद्या मृत्युपर्यन्ताः संस्काराः षोडशैव हि ।
वक्ष्यन्ते तं नमस्कृत्यानन्तविद्यं परमेश्वरम् ॥ २ ॥

અર્થ —અનન્તજ્ઞાનવાન્ પરમાત્માને પ્રણમીને ગર્ભથી મૃત્યુપર્યંત સોળ સંસ્કાર (આ પુસ્તકમા) હુ કહીશ-લખીશ. ૨

वेदादिशास्त्रसिद्धान्तमाध्याय परमादरात् ।
आर्यैतिह्यं पुरस्कृत्य शरीरात्मविशुद्धये ॥ ३ ॥

અર્થ -વેદાદિશાસ્ત્રના સિદ્ધાન્તનો પરમ આદર સહિત અભ્યાસ કરીને, તથા પ્રાચીન આર્યોના પરંપરાગત વિષયને આગળ કરી ( એમના મન્તવ્યપ્રમાણે ) શરીર અને આત્માની શુદ્ધિ અર્થે આ પુસ્તક હુ રચુ છુ ૩

કારણ કે —संस्कारैस्संस्कृतं यद्यन्मेध्यमत्र तदुच्यते ।
असंस्कृतं तु यल्लोके तदमेध्यं प्रकीर्त्यते ॥ ४ ॥

અર્થ —સંસારમા જે વસ્તુ સંસ્કારથી હીન છે તે અમેધ્ય અર્થાત્ અપવિત્ર-અસ્વચ્છ કહેવાય છે, અને જે સંસ્કારોથી ભૂષિત છે તે પવિત્ર કહેવાય છે ૪. માટે —

अतः संस्कारकरणे क्रियतामुद्यमो बुधैः ।
शिक्षयौषधिभिर्नित्यं सर्वथा सुखवर्धनः ॥ ५ ॥

અર્થ—સત્પુરૂષોએ શિક્ષણ અને ઔષધિના પ્રયોગો વડે સસ્કાર કરવામા, દરેકરીતે સુખવદ્ધન ઉદ્યમ નિત્ય કરવો જોઇએ. ૫.

कृतानीह विधानानि ग्रन्थग्रन्थनतत्परैः ।
वेदविज्ञानविरहैः स्वार्थिभिः परिमोहितैः ॥ ६ ॥
प्रमाणैस्तान्यनादृत्य क्रियते वेदमानतः ।
जनानां सुखबोधाय संस्कारविधिरुत्तमः ॥ ७ ॥

અર્થ—વેદવિજ્ઞાનહીન, ગ્રથગ્રથન કરી કેવળ કીર્તિ અને ધન મેળવવામા આસક્ત થયેલા અને અત્યત મુગ્ધ સ્વાર્થિ મનુષ્યોએ આ વિષયના વિધાયક જે ગ્રથો રચેલા છે તેમનો વેદાદિ સત્યશાસ્ત્રોના પ્રમાણોદ્વારા અનાદર કરીને મનુષ્યોના સુખને માટે આ ઉત્તમ સસ્કારવિધિ ગ્રથ હુ રચુ છુ. ૬–૭

बहुभिः सज्जनैस्सम्यङ्मानवप्रियकारकैः ।
प्रवृत्तो ग्रन्थकरणे क्रमज्ञोऽहं नियोजितः ॥ ८ ॥

અર્થઃ—જનહિત ચાહનારા ઘણા સત્પુરૂષોની ફરમાશથી સસ્કારોના ક્રમપૂર્વક આ ગ્રંથ રચવામા હુ પ્રવૃત્ત થયો છુ ૮

दयाया आनन्दो विलसति परो ब्रह्मविदितः ।
सरस्वत्यस्याग्रे निवसति मुदा सत्यनिलया ।
इय ख्यातिर्यस्य प्रततसुगुणा हीशशरणाऽ-
स्त्यनेनायङ्ग्रन्थो रचित इति बोद्धव्यमनघाः ॥

અર્થઃ—બ્રહ્મનુ જ્ઞાન થવાથી પ્રાપ્ત થયેલો આનદ, દયાશબ્દની પછી (दयानन्द) શોભી રહ્યો છે અને તે સત્યરૂપ ઘરમા રહેનારા હર્ષ (આનદ) યુક્ત થઇને (દયાનદ શબ્દની પછી) સરસ્વતી શબ્દ સ્થિત છે તથા અનેકગુણો જેનામા વિસ્તૃત થયા છે તથા પરમેશ્વર એજ જેની ગતિછે એવુ જેનુ નામ છે તેણે (દયાનન્દ સરસ્વતીએ) હે સભ્ય મનુષ્યો ! આ ગ્રથ રચ્યો છે, તે જાણો ૯

चक्षूरामाङ्कचन्द्रेऽब्दे कार्तिकस्यासिते दले ।
अमायां शनिवारेऽयं ग्रन्थारम्भः कृतो मया ॥ १० ॥

અર્થ—સવત્ ૧૯૩૨ ના કાર્તિક વદ અમાસને શનિવારે આ ગ્રથનો પ્રારભ કર્યો છે ૧૦

बिन्दुवेदाङ्कचन्द्रेऽब्दे शुचौ मासेऽसिते दले ।
त्रयोदश्यां रवौ वारे पुनः संस्करणं कृतम् ॥ ११ ॥

અર્થ—સવત્ ૧૯૪૦ ના અષાડ વદ તેરશને રવિવારે આ ગ્રથની દ્વિતીયાવૃત્તિ સુધારા વધારા સાથે તૈયાર કરી ૧૧.

## अथेश्वरस्तुतिप्रार्थनोपासनाः ॥

**ओ३म् विश्वानि देव सवितर्दुरितानि परासुव । यद्भद्रन्तन्न आसुव ॥ १ ॥ यजुः० अ० ३० म० ३.**

અર્થ —હે (**सवित**) સકલ જગત્‌ની ઉત્પત્તિકર્તા સમગ્ર ઐશ્વર્યયુક્ત (**देव**) શુદ્ધસ્વરૂપ, સર્વે સુખોના દાતા પરમેશ્વર આપ કૃપા કરીને (**न**) અમારા (**विश्वानि**) સંપૂર્ણ (**दुरितानि**) દુર્ગુણ, દુર્વ્યસન તથા દુઃખોને (**परासुव**) દૂર કરો અને (**यत्**) જે (**भद्रम्**) કલ્યાણકારક ગુણ, કર્મ, સ્વભાવ અને પદાર્થો હોય (**तत्**) તે સર્વ અમને (**आसुव**) આપની કૃપાથી પ્રાપ્ત થાઓ.

**हिरण्यगर्भः समवर्त्तताग्रे भूतस्य जातः पतिरेक आसीत् । स दाधार पृथिवीं द्यामुतेमां कस्मै देवाय हविषा विधेम ॥ २ ॥ यजु० अ० १३ मं० ४.**

અર્થ —જે (**हिरण्यगर्भ**) સ્વપ્રકાશ સ્વરૂપ છે અને જેણે પ્રકાશક સૂર્યચંદ્રમાદિ પદાર્થો ઉત્પન્ન કરીને ધારણ કર્યાં છે, તથા જે (**भूतस्य**) ઉત્પન્ન થયેલા સંપૂર્ણ જગત્‌નો (**जात**) પ્રસિદ્ધ (**पति**) સ્વામી (**एकः**) એકજ ચેતન સ્વરૂપ (**आसीत्**) છે તથા જે (**अग्रे**) સર્વ જગત્‌ની ઉત્પત્તિની પૂર્વે (**समवर्त्तत**) વર્તમાન હતો (**सः**) તે (**इमाम्**) આ (**पृथिवीम्**) ભૂમિ (**उत**) તથા (**द्याम्**) સૂર્યાદિને (**दाधार**) ધારણ કરી રહ્યો છે અમે તે (**कस्मै**) સુખસ્વરૂપ (**देवाय**) શુદ્ધ પરમાત્માની (**हविषा**) ગ્રહણ કરવા યોગ્ય યોગાભ્યાસ અને અતિ પ્રેમથી (**विधेम**) વિશેષભક્તિ કર્યા કરીએ.

**य आत्मदा बलदा यस्य विश्व उपासते प्रशिषं यस्य देवाः । यस्यच्छायाऽमृतं यस्य मृत्युः कस्मै देवाय हविषा विधेम ॥ ३ ॥ यजु० अ० २५ मं० १३**

અર્થ —(**यः**) જે (**आत्मदा**) આત્મજ્ઞાનનો દાતા (**बलदा**) શરીર આત્મા અને સમાજના બલનો દાતા, (**यस्य**) કે જેની (**विश्वे**) સર્વ (**देवा**) વિદ્વાન્ લોકો (**उपासते**) ઉપાસના કરેછે, અને (**यस्य**) જેના (**प्रशिषम्**) પ્રત્યક્ષ સત્યસ્વરૂપ શાસન અને ન્યાય અર્થાત્ શિક્ષાને માને છે તથા (**यस्य**) જેની (**छाया**) છાયા અર્થાત્ આશ્રયજ (**अमृतम्**) મોક્ષસુખદાતા છે અને (**यस्य**) જેનું ન માનવું અર્થાત્ ભક્તિ ન કરવી તેજ (**मृत्युः**) મૃત્યુ આદિ દુઃખનો હેતુ છે અમે તે (**कस्मै**) સુખસ્વરૂપ (**देवाय**) સકલ જ્ઞાનના દાતા પરમાત્માની પ્રાપ્તિને માટે (**हविषा**) આત્મા અને અંતઃકરણથી (**विधेम**) ભક્તિ અર્થાત્ તેનીજ આજ્ઞાના પાલનમાં તત્પર રહિયે

**यः प्राणतो निमिषतो महित्वैक इद्राजा जगतो बभूव । य ईशे अस्य द्विपदश्चतुष्पदः कस्मै देवाय हविषा विधेम ॥ ४ ॥ यजुः० अ० २३ मं० ३**

અર્થ —(**य**) જે (**प्राणत**) પ્રાણવાળા અને (**निमिषत**) અપ્રાણિરૂપ (**जगत**) જગત્‌નો (**महित्वा**) પોતાના અનન્ત મહિમાને લીધે (**एक इत्**) એકજ (**राजा**) વિરાજમાન રાજા (**बभूव**) છે, (**य**) જે (**अस्य**) આ (**द्विपद**) મનુષ્યાદિ તથા (**चतुष्पद**) ગૌ આદિ પ્રાણિયોના શરીરની (**ईशे**) રચના કરે છે તે (**कस्मै**) સુખસ્વરૂપ (**देवाय**) સકલૈશ્વર્યના દાતા પરમાત્માની (**हविषा**) અમારી સર્વોત્તમ સામગ્રીથી (**विधेम**) અમે વિશેષ ભક્તિ કરીએ.

**येन द्यौरुग्रा पृथिवी च दृढा येन स्वः स्तभितं येन नाकः । यो अन्तरिक्षे रजसो विमानः कस्मै देवाय हविषा विधेम ॥ ५ ॥ यजु० अ० ३२ मं० ६**

અર્થ.—(**येन**) જે પરમાત્માએ (**उग्र**) તીક્ષ્ણસ્વભાવવાળા (**द्यौ**) સૂર્ય આદિને (**च**) તથા (**पृथिवी**) ભૂમિને (**दृढा**) ધારણ કર્યા છે (**येन**) જેણે (**स्व**) સુખને (**स्तभितम**) ધારણ કર્યું છે, અને (**येन**) જે જગદીશ્વરે (**नाकः**) દુઃખ રહિત મોક્ષને ધારણ કર્યો છે વળી (**यः**) જે (**अन्तरिक्षे**) આકાશમા (**रजस**) સર્વ લોકલોકાન્તરોને (**विमान.**) વિશેષ માન યુક્ત **અર્થાત્** જેમ આકાશમા પક્ષી ઊડે છે તેમ સર્વ લોકોને નિર્માણ અને ભ્રમણ કરાવે છે, તે (**कस्मै**) સુખસ્વરૂપ (**देवाय**) કામના કરવાયોગ્ય પરબ્રહ્મની પ્રાપ્તિને માટે (**हविषा**) સઘળા સામર્થ્ય સહિત (**विधेम**) અમે વિશેષ ભક્તિ કરીએ

**प्रजापते न त्वदेतान्यन्यो विश्वा जातानि परि ता बभूव । यत्कामास्ते जुहुमस्तन्नो अस्तु वयं स्याम पतयो रयीणाम् ॥ ६ ॥ ऋ० म० १० सू० १२१ म० १०**

અર્થ —(**प्रजापते**) હે સર્વ પ્રજાના સ્વામી પરમાત્મા (**त्वत्**) આપનાથી (**अन्य**) ભિન્ન બીજુ કોઇ (**तायतानि**) આ (**विश्वा जातानि**) સર્વ ઉત્પન્ન થયેલા જડચેતનાદિકો (**न पार बभूव**) તિરસ્કાર કરી શકતુ નથી અર્થાત્ આપ સર્વોપરિ છો (**यत्काम**) જે જે પદાર્થની કામનાથી અમે (**ते**) આપનો (**जुहुम**) આશ્રય લઇએ અને વાછા કરીએ (**तत्**) તે તે કામના (**अस्तु**) આપની કૃપાથી સિદ્ધ થાઓ કે જેથી (**वयम्**) અમે (**रयीणाम्**) ધનૈશ્વર્યના (**पतय**) સ્વામી (**स्याम**) થઇએ

**स नो बन्धुर्जनिता स विधाता धामानि वेद भुवनानि विश्वा । यत्र देवा अमृतमानशानास्तृतीये धामन्नध्यैरयन्त ॥ ७ ॥ यजु० अ० ३२ मं० १०**

અથ —હે મનુષ્યો (**स**) તે પરમાત્મા (**न**) આપણને (**बन्धु**) ભ્રાત સમાન સુખદાયક, (**जनिता**) સકલ જગતૂના ઉત્પાદક, (**विधाता**) સર્વ કામોને પૂર્ણ કરનાર, (**विश्वा**) સપૂર્ણ (**भुवनानि**) લોકમાત્ર અને (**धामानि**) નામ સ્થાન તથા જન્મોને (**वेद**) જાણે છે, અને (**यत्र**) જે (**तृतीये**) સાસારિક સુખ દુઃખથી રહિત નિત્યાનદયુક્ત (**धामन्**) મોક્ષ સ્વરૂપ પરમાત્મામા (**अमृतम्**) મોક્ષને પ્રાપ્ત કરીને (**देवा**) વિદ્વાન્ લોકો (**अध्यैरयन्त**) સ્વેચ્છાપૂર્વક વિચરે છે તેજ પરમાત્મા આપણો ગુરુ આચાર્ય, રાજા તથા ન્યાયાધીશ છે આપણે સર્વ મળીને તેની સર્વદા ભક્તિ કર્યા કરીએ

**अग्ने नय सुपथा राये अस्मान् विश्वानि देव वयुनानि विद्वान् । युयोध्यस्मज्जुहुराणमेनो भूयिष्ठान्ते नमं उक्तिं विधेम ॥ ८ ॥ य० अ० ४० मं० १६**

અર્થ —હે (**अग्न**) સ્વપ્રકાશ જ્ઞાનસ્વરૂપ સર્વ જગતૂના પ્રકાશક (**देव**) સકલ સુખદાતા પરમેશ્વર આપ (**विद्वान्**) સપાર્ણુ વિદ્યાયુક્ત છો કૃપા કરીને (**अस्मान्**) અમને (**राये**, વિજ્ઞાન વા રાજ્યાદિ ઐશ્વર્યની પ્રાપ્તિને માટે (**सुपथा**) ધર્મયુક્ત આપ્ત લોકોના માર્ગ (**विश्वानि**) સપૂર્ણ (**वयुनानि**) પ્રજ્ઞાન અને ઉત્તમ કર્મ (**नय**) પ્રાપ્ત કરાવો, અને (**अस्मत्**) અમારાથી (**जुहुराणम्**) કુટિલતાયુક્ત (**एन**) પાપરૂપ કર્મને (**युयोधि**) દૂર કરો એટલાજ માટે અમે

(ते) આપની ( भूयिष्ठाम् ) અનેક પ્રકારે સ્તુતિરૂપ ( नम उक्तिम् ) નમ્રતા પૂર્વક પ્રશંસા (विधेम) સદા કર્યા કરીએ અને અખંડાનંદમાં રહિયે

॥ इतीश्वरस्तुतिप्रार्थनाप्रकरणम् ॥

## अथ स्वस्तिवाचनम् ॥

अग्निमीळे पुरोहितं यज्ञस्य देवमृत्विजम् । होतारं रत्नधातमम् ॥ १ ॥ स नः पितेव सूनवेऽग्ने सूपायनो भव । सचस्वा नः स्वस्तये ॥२॥ ऋ० मं०१सू० १मं०१॥

स्वस्ति नो मिमीतामश्विना भगः स्वस्ति देव्यदितिरनर्वणः । स्वस्ति पूषा असुरो दधातु नः स्वस्ति द्यावापृथिवी सुचेतुना ॥ ३ ॥ स्वस्तये वायुमुप ब्रवामहै सोमं स्वस्ति भुवनस्य यस्पतिः । बृहस्पतिं सर्वगणं स्वस्तये स्वस्तय आदित्यासो भवन्तु नः ॥ ४ ॥ विश्वे देवा नो अद्या स्वस्तये वैश्वानरो वसुरग्निः स्वस्तये । देवा अवन्त्वृभवः स्वस्तये स्वस्ति नो रुद्रः पात्वंहसः ॥ ५ ॥ स्वस्ति मित्रावरुणा स्वस्ति पथ्ये रेवति । स्वस्ति न इन्द्रश्चाग्निश्च स्वस्ति नो अदिते कृधि ॥ ६ ॥ स्वस्ति पन्थामनु चरेम सूर्याचन्द्रमसाविव । पुनर्ददताघ्नता जानता संगमेमहि ॥७॥ ऋ० मं० ५ सू० ५१

ये देवानां यज्ञिया यज्ञियानां मनोर्यजत्रा अमृता ऋतज्ञाः । ते नो रासन्तामुरुगायमद्य यूयं पात स्वस्तिभिः सदा नः ॥ ८ ॥ ऋ० मं० ७ अ० ३ सू० ३५॥

येभ्यो माता मधुमत्पिन्वते पयः पीयूषं द्यौरदितिरद्रिबर्हाः । उक्थशुष्मान् वृषभरान्त्स्वप्नसस्ताँ आदित्याँ अनु मदा स्वस्तये॥९॥नृचक्षसो अनिमिषन्तो अर्हणा बृहद्देवासो अमृतत्वमानशुः । ज्योतीरथा अहिमाया अनागसो दिवो वर्ष्माणं वसते स्वस्तये ॥ १० ॥ सम्राजो ये सुवृधो यज्ञमाययुरपरिह्वृता दधिरे दिवि क्षयम् । ताँ आ विवास नमसा सुवृक्तिभिर्महो आदित्याँ अदितिं स्वस्तये ॥ ११ ॥ को वः स्तोमं राधति यं जुजोषथ विश्वे देवासो मनुषो यति ष्ठन । को वोऽध्वरं तुविजाता अरं करद्यो नः पर्षदत्यंहः स्वस्तये ॥ १२ ॥ येभ्यो होत्रां प्रथमामायेजे मनुः समिद्धाग्निर्मनसा सप्त होतृभिः । त आदित्या अभयं शर्म यच्छत सुगा नः कर्त सुपथा स्वस्तये ॥ १३ ॥ य ईशिरे भुवनस्य प्रचेतसो विश्वस्य स्थातुर्जगतश्च मन्तवः । ते नः कृतादकृतादेनसस्पर्यद्या देवासः पिपृता स्वस्तये ॥ १४ ॥ भरेष्विन्द्रं सुहवं हवामहेऽहोमुचं सुकृतं दैव्यं जनम् । अग्निं मित्रं वरुणं सातये भगं द्यावापृथिवी मरुतः स्वस्तये ॥ १५ ॥ सुत्रामाणं पृथिवीं द्यामनेहसं सुशर्माणमदितिं सुप्रणीतिम् । दैवीं नावं स्वरित्रामनागसमस्रवन्तीमा रुहेमा स्वस्तये ॥ १६ ॥ विश्वे यजत्रा

अधि वोचतोतये त्रायध्वं नो दुरेवाया अभिह्रुतः सत्यया वो देवहूत्या हुवेम शृण्वतो देवा अवसे स्वस्तये ॥ १७ ॥ अपामीवामप विश्वामनाहुतिमपारातिं दुर्विदत्रामघायतः । आरे देवा द्वेषो अस्मद्युयोतनोरुणः शर्म यच्छता स्वस्तये ॥ १८ ॥ अरिष्टः स मर्त्तो विश्व एधते प्र प्रजाभिर्जायते धर्मणस्परि । यमादित्यासो नयथा सुनीतिभिरति विश्वानि दुरिता स्वस्तये ॥ १९ ॥ यं देवासोऽवथ वाजसातौ यं शूरसाता मरुतो हिते धने । प्रातर्यावाणं रथमिन्द्र सानसिमरिष्यन्तमा रुहेमा स्वस्तये ॥ २० ॥ स्वस्ति नः पथ्यासु धन्वसु स्वस्त्यप्सु वृजने स्वर्वति । स्वस्ति नः पुत्रकृथेषु योनिषु स्वस्ति राये मरुतो दधातन ॥ २१ ॥ स्वस्तिरिद्धि प्रपथे श्रेष्ठा रेक्णस्वत्यभि या वाममेति सा नो अमा सो अरणे निपातु स्वावेशा भवतु देवगोपाः ॥ २२ ॥ ऋ० मं० १० सू० ६३.

इषे त्वोर्जे त्वा वायव स्थ देवो वः सविता प्रार्पयतु श्रेष्ठतमाय कर्मण आप्यायध्वमघ्न्या इन्द्राय भागं प्रजावतीरनमीवा अयक्ष्मा मा व स्तेन ईशत माघशंसो ध्रुवा अस्मिन् गोपतौ स्यात बह्वीर्यजमानस्य पशून् पाहि ॥ २३ ॥ यजुः० अ० १ । मं० १ ॥

आ नो भद्राः क्रतवो यन्तु विश्वतोऽदब्धासो अपरीतास उद्भिदः । देवा नो यथा सदमिद्वृधे असन्नप्रायुवो रक्षितारो दिवेदिवे ॥ २४ ॥ देवानां भद्रा सुमतिर्ऋजूयतां देवानां रातिरभि नो निवर्त्तताम् । देवानां सख्यमुपसेदिमा वयं देवा न आयुः प्रतिरन्तु जीवसे ॥ २५ ॥ तमीशानं जगतस्तस्थुषस्पतिं धियं जिन्वमवसे हूमहे वयम् । पूषा नो यथा वेदसामसद्वृधे रक्षिता पायुरदब्धः स्वस्तये ॥ २६ ॥ स्वस्ति न इन्द्रो वृद्धश्रवाः स्वस्ति नः पूषा विश्ववेदाः । स्वस्ति नस्तार्क्ष्यो अरिष्टनेमिः स्वस्ति नो बृहस्पतिर्दधातु ॥ २७ ॥ भद्रं कर्णेभिः शृणुयाम देवा भद्रं पश्येमाक्षभिर्यजत्राः । स्थिरैरङ्गैस्तुष्टुवांसस्तनूभिर्व्यशेमहि देवहितं यदायुः ॥ २८ ॥ यजु० अ० २५ मं० १४।१५।१८।१९।२१॥

अग्न आ याहि वीतये गृणानो हव्यदातये । नि होता सत्सि बर्हिषि ॥ ॥ २९ ॥ त्वमग्ने यज्ञानां होता विश्वेषां हितः । देवेभिर्मानुषे जने ॥ ॥ ३० ॥ सा० छन्द आ० प्रपा० १ मं० १।२ ॥

ये त्रिषप्ताः परियन्ति विश्वा रूपाणि बिभ्रतः । वाचस्पतिर्बला तेषां तन्वो अद्य दधातु मे ॥ ३१ ॥ अथर्व० कां० ॥ १ । वर्ग १ । अनु० १ । प्रपा० १ मं० १॥

॥ इति स्वस्तिवाचनम् ॥

# स्वस्तिवाचनमन्त्रार्थाः

**(पुरोहितम्)** અનાદિ કાળથી જગતને ધારણ કરવાવાળા **(यज्ञस्य)** હવન, વિદ્યાદિ દાન અને શિલ્પક્રિયાના **(देवम्)** પ્રકાશક **(ऋत्विजम्)** પ્રત્યેક ઋતુમા પૂજ્ય **(होतारम्)** જગતના સુંદર પદાર્થોના દાતા **(रत्नधातमम्)** રમણીય રત્નાદિના પોષણ કર્તા **(अग्निम्)** પ્રકાશ સ્વરૂપ પરમાત્માની **(ईळे)** હું ઉપાસક સ્તુતિ કરૂ છુ (આ મંત્રનો ભૌતિક અગ્નિ પરક અર્થ પણ થાય છે પરતુ અત્રે તો આજ અર્થ ગ્રાહ્ય છે. ॥१॥

**(अग्ने)** હે જ્ઞાન સ્વરૂપ પરમેશ્વર ! **(सूनवे, पिता इव)** જેવી રીતે પુત્રને માટે પિતા (સુખકર પદાર્થોની પ્રાપ્તિના કરવાવાળાછે) તેવી રીતે **(स.)** સર્વત્ર પ્રસિધ્ધ આપ **(न)** હમારે માટે **(सूपायनो भव)** સુખદાયક પદાર્થોની પ્રાપ્તિ કરાવનાર થાઓ અને **(न.)** હમારે **(स्वस्तये)** કલ્યાણાર્થ **(सचस्व)** મેળ કરાવો ॥२॥

હે ઇશ્વર ! **(अश्विना)** અધ્યાપક અને ઉપદેશક **(न)** હમારૂ **(स्वस्ति)** કલ્યાણ **(मिमीताम्)** કરે, **(भग)** ઐશ્વર્યરૂપ આપ, વાયુ **(स्वस्ति)** સુખ સંપાદન કરો, **(अदिति)** અખડિત **(देवी)** પ્રકાશવાળી વિદ્યુત્ વિદ્યા **(अनर्वण)** ઐશ્વર્ય રહિત લોકોને માટે કલ્યાણ-કર થાઓ **(पूषा)** પુષ્ટિકારક **(असुर)** પ્રાણદાતા મેઘાદિ **(स्वस्ति)** કલ્યાણકારી **(दधातु)** થાઓ **(द्यावापृथिवी)** અન્તરિક્ષ અને પૃથિવી **(सुचेतुना)** સુવિજ્ઞાન યુક્ત થઇને **(न)** હમારે માટે **(स्वस्ति)** કલ્યાણકારી થાઓ. ॥३॥

હે પરમેશ્વર ! **(स्वस्तये)** શાન્તિને અર્થે હમે **(वायुम्)** વાયુ વિદ્યાનુ **(उप ब्रवामहै)** કથન કરીએ વા તેનો ઉપદેશ કરીયે અને **(सोमम्)** શાન્ત્યાદિ ઐશ્વર્ય આપવાવાળા ચંદ્રમા કે **(य)** જે ઔષધ્યાદિ રસના ઉત્પાદક હોવાથી **(भुवनस्य)** સસારની **(पति)** રક્ષા કરવાવાળા છે તેની પણ અમે સ્તુતિ કરીયે છીયે **(बृहस्पतिम्)** મહત્ કાર્યોના રક્ષક **(सर्वगणम्)** સર્વ સમૂહના અધિપતિ **(स्वस्तये)** હમારા કલ્યાણાર્થ આપનુ આશ્રયણ કરીયે છીયે **(आदित्यास)** ઉડતાળીશ વર્ષ પર્યન્ત બ્રહ્મચર્ય ધારણ કરવાવાળા બ્રહ્મચારીઓ, આપની કૃપાથી **(न)** હમારામા **(भवन्तु)** ઉત્પન્ન થાઓ ॥४॥

હે પરમાત્મન્ ! **(अद्य)** આજ યજ્ઞના દિવસે **(न)** હમારા **(स्वस्तये)** આનદને માટે **(विश्वेदेवा)** સર્વ વિદ્વાનો હમને પ્રાપ્ત થાઓ, અને **(वैश्वानर.)** સર્વ મનુષ્યોને ઉપયોગી અને સર્વત્ર વાસ કરનાર **(अग्नि)** અગ્નિ **(स्वस्तये)** મગળકારી થાઓ, **(ऋभव)** વિશિષ્ટ મેધાવી (બુધ્ધિશાળી) **(देवा)** વિદ્વાન લોકો **(अवन्तु)** હમારી રક્ષા કરો અને **(न)** હમારા **(स्वस्तये)** કલ્યાણને માટે **(रुद्र)** દુષ્ટોને રડાવનાર આપ **(अंहस.)** પાપરૂપ અપરાધોથી શાન્તિપૂર્વક હમારી રક્ષા કરો ॥५॥

હે **(अदिते)** અખડિતવિદ્ય ! પરમેશ્વર ! **(न)** હમારૂ **(स्वस्ति)** કલ્યાણ **(कृधि)** કરો **(च)** અને **(इन्द्र)** વાયુ **(च)** અને **(अग्नि.)** વિદ્યુત **(न)** હમારે માટે **(स्वस्ति)** કલ્યા-ણકારી થાઓ **(पथ्ये-रेवति)** ધનાદિ સપન્ન કરવાના શુભ માર્ગોમા આપ હમારૂ **(स्वस्ति)** કલ્યાણ કરો, અને **(मित्रावरुणा)** પ્રાણ અને ઉદાન વાયુ **(न)** હમારે માટે **(स्वस्ति)** કલ્યાણકારી થાઓ. ॥६॥

હે ઇશ્વર ! **(सूर्याचन्द्रमसाविव)** જેવી રીતે સૂર્ય અને ચદ્ર, કોઇ પણ ઉપદ્રવ

શિવાય સસારમા વિચરણ કરે છે તેવી રીતે હમે, (**पन्थाम्**) સસાર માર્ગમા (**स्वस्ति**) આનદથી (**अनुचरेम**) વિચરીએ (**पुन**) વળી (**ददता**) સહાયતા આપવાવાળા, (**अघ्नता**) કોઇને પણ દુ ખ નહિ દેવાવાળા (**जानता**) જ્ઞાન સપન્ન બુદ્ધિશાળી બધુઓ વિગેરે સાથે (**संगमेमहि**) હમારો મેળ થાઓ. ॥૭॥

(**ये**) જે (**यज्ञियानां देवानाम्**) યજ્ઞને યોગ્ય વિદ્વાનોમા (**यज्ञिया**) યજ્ઞોપયોગી છે એવા યાજ્ઞિકો, અને (**मनोर्यजत्रा**) મનનશીલ પુરૂષોની સાથે સગતિ કરવાવાળા (**अमृता**) જીવન્મુક્ત જેવા (**ऋतज्ञा**) સત્ય જ્ઞાની છે તેના આપ સત્પુરૂષો (**अद्य**) આજ આ યજ્ઞને દિવસે (**उरुगायम्**) સત્કીર્તિ પ્રાપ્ત કરવાવાળા વિદ્યાબોધ (**न**) હમને (**रासन्ताम्**) આપો, અને (**यूयम्**) તમે સર્વ (**स्वस्तिभि**) કલ્યાણકારી પદાર્થોથી (**सदा**) સર્વદા (**न**) હમારી (**पात**) રક્ષા કર્યા કરો ॥૮॥

(**येभ्यो**) જે આદિત્ય બ્રહ્મચારીઓને માટે (**माता**) સર્વને નિર્માણ કરવાવાળી પૃથિવી (**मधुमत् पय**) માધુર્યયુક્ત દુગ્ધાદિ પદાર્થો (**पिन्वते**) આપે છે અને (**अदिति**) અખડનીય (**अद्रिबर्हा**) મેઘોથી વૃદ્ધિ પામેલા (**द्यौ**) અન્તરિક્ષ લોક (**पीयूषम्**) સુદર જલાદિક આપે છે (**तान्**) તે (**उक्थशुष्मान्**) અત્યન્તબલવાળા, (**वृषभरान्**) યજ્ઞદ્વારા વૃષ્ટિનુ આહરણ કરવાવાળા (**स्वप्नस**) શુભ કર્મયુક્ત (**आदित्यान्**) આદિત્ય બ્રહ્મચારિયોને (**स्वस्तये**) હમારા તરફથી કાઇ પણ ઉપદ્રવ ન થાય તેવા (**अनुमदा**) યોગ્ય બનાવો ॥૯॥

(**नृचक्षस**) કર્તવ્ય પરાયણ મનુષ્યોના દ્રષ્ટા (**अनिमिषन्त**) આલસ રહિત (**अर्हण**) સર્વના પૂજનીય (**देवास**) વિદ્વાન્ લોકો છે જે (**बृहत्**) મહાન્ (**अमृतत्वम्**) મુક્તિનો (**आनशु**) પ્રાપ્ત થઇ ચુક્યા છે, અર્થાત્ જીવન્મુક્ત છે અને (**ज्योतीरथा**) જેઓ સુદર પ્રકાશમય જ્યોતિયુક્ત છે, (**अहिमाया**) જેમની બુદ્ધિને કોઇ દબાવી શકતા નથી એવા (**अनागस**) પાપરહિત આદિત્ય બ્રહ્મચારી જે (**दिव**) અન્તરિક્ષ લોકના (**वर्ष्माणम्**) ઉચ્ચદેશને (**वसते**) જ્ઞાનાદિદ્વારા વ્યાપ્ત કરે છે તે (**स्वस्तये**) હમારા કલ્યાણકારી થાઓ ॥૧૦॥

(**सम्राजः**) સ્વતેજથી વિરાજમાન (**सुवृध**) જ્ઞાનાદિથી વૃદ્ધ (**येदेवा**) વિદ્વાનો જેઓ (**यज्ञम्** યજ્ઞને (**आययु**) પ્રાપ્ત થયા છે, (અર્થાત્ યજ્ઞમા પધાર્યા છે) અને સર્વથી અપીડિત દેવતાઓ જેઓ (**दिवि**)દ્યુલોકવર્તી મોટા મોટા સ્થાનોમા (**क्षयम्**) નિવાસ (**दधिरे**) કરે છે (**तान्**) તેવા (**मह्नो**) (**आदित्यान्**) ગુણોથી અધિક આદિત્ય બ્રહ્મચારીયોને અને તેમની (**अदितिम्**) અખડનીય આત્મવિદ્યાને (**नमसा**) હવ્યાન્ન સહ અને (**सुवृक्तिभिः**) અને ઉચિત સ્તુતિઓથી (**स्वस्तये**) હમારા કલ્યાણને માટે (**आविवास**) તેમની સેવા કરીયે ॥૧૧॥

હે (**विश्वेदेवास**) વિશ્વના વિદ્વાનો ! (**यम् जुजोषथ**) જે સ્તુતિ સમૂહનુ તમે સેવન કરો છો તે (**स्तोमम्**) સામવેદોક્ત સ્તુતિ સમુહને (**व**) તમારામાથી (**क**) કોણ (**राधति**) બનાવે છે ? અને હે (**तुविजाता**) અનેક પ્રકારના જન્મવાળા (**मनुष**) મનનશીલ વિદ્વાનો (**यतिष्ठन**) જેટલા તમે છો તે (**व**) તમારા સર્વમાથી (**अध्वरम्**) યજ્ઞ કે (**य**) જે (**न**) હમારા (**अह**) પાપને (**अति**) દૂર કરી (**स्वस्तये**) હમારા કલ્યાણને અર્થે (**पर्षत्**) હમારૂ પાલન કરે છે, તે યજ્ઞને (**क**) કોણ (**अरम् करन्**) અલકૃત કરે છે ? (તેનો વિચાર કરો) ॥ ૧૨ ॥

(येभ्य) જે આદિત્ય બ્રહ્મચારિયોને માટે (समिद्धाग्नि) અગ્નિહોત્રી (मनु) મનનશીલ વિદ્વાન્ (मनसा) મનથી (सप्तहोतृभि) સાત હોતાઓસહ (प्रथमाम्) મુખ્ય (होत्राम्) યજ્ઞ (आयेजे) કરે છે, અર્થાત્ જેમનું વિદ્વાનો મોટા મોટા યજ્ઞોદ્વારા સન્માન કરે છે (ते आदित्या) તે આદિત્ય બ્રહ્મચારીઓ (अभयशर्म) ભયરહિત સુખ (यच्छत) હમને આપે અને (न) હમારા (स्वस्तये) કલ્યાણાર્થે (सुगा) સુગમતાથી પ્રાપ્તવ્ય (सुपथा) શોભન વૈદિક માર્ગો (कर्त) કરે (દર્શાવે) ॥ १३ ॥

(ये देवास) જે વિદ્વાનો (प्रचेतस) સત્યજ્ઞાનવાન (मन्तव) સર્વને જાણવાવાળા (स्थातु) સ્થાવર (च) અને (जगत) જંગમ (विश्वस्य) સર્વ (भुवनस्य) લોકના (ईशिरे) સ્વામી બને છે (ते) (अद्य) આજ (स्वस्तये) હમારા કલ્યાણને માટે (कृतात्) કરેલા અને (अकृतात्) નહિ કરેલા (હમારી જાણથી બહાર) (एनस) પાપોથી (परि, पिपृत) (હમને) પાર ઉતારે ॥ १४ ॥

હે ઇશ્વર! (अंहोमुचम्) પાપ દૂર કરવાવાળા, (सुहवम्) બોલાવવા યોગ્ય (इन्द्रम्) શક્તિમાન્ વિદ્વાનને (भरेषु) સંગ્રામોમા (हवामहे) અમારી રક્ષાને માટે અમે બોલાવીએ અને (सुकृतम्) શ્રેષ્ઠ કર્મવાળા (दैव्यं) આસ્તિક (जनम्) પુરૂષને બોલાવીએ તથા (सातये) અન્નાદિલાભાર્થ (स्वस्तये) તથા અમારા કલ્યાણને માટે (अग्निम्) અગ્નિવિદ્યા (मित्रम्) પ્રાણવિદ્યા (भगम् वरुणम्) સેવનીય જલવિદ્યા (द्यावापृथिवी) અન્તરિક્ષ તથા પૃથિવી વિદ્યા અને (मरुत) વાયુવિદ્યાનું (અમે સેવન કરીયે) ॥ १५ ॥

(सुत्रामाणम्) સારી રીતે રક્ષા કરવાવાળી (पृथिवीम्) લાંબી પહોળી (अनेहसम्) ઉપદ્રવરહિત (सुशर्माणम्) સારી રીતે સુખ આપવાવાળી, (अदितिम्) અખંડનીય (सुप्रणीतिम्) સારી રીતે બનાવેલી (द्याम्) અન્તરીક્ષલોકસ્થ (स्वरित्राम्) સુંદર યંત્રોથી યુક્ત (अस्रवन्तीम्) દૃઢ (दैवीम् नावम्) વિદ્યુત્ સંબંધી નૌકા અર્થાત્ વિમાનપર અમે લોકો (स्वस्तये) સુખાર્થ (आरुहेम) આરૂઢ થઇએ. ॥ १६ ॥

હે (विश्वे, यजत्राः) પૂજનીય વિદ્વાનો! (ऊतये) અમારી રક્ષાર્થ (अधिवोचत) આપ ઉપદેશ કર્યા કરો અને (अभिह्रुत) દુઃખદાયિની (दुरेवाया) દુર્ગતિથી (न) અમારી (त्रायध्वम्) રક્ષા કરો (शृण्वत) હે અમારી સ્તુતિ શ્રવણ કરવા યોગ્ય (देवा) વિદ્વાનો! (सत्यया) સાચી (व) તમારી (देवहूत्या) દેવતાઓની સ્તુતિયોગ્ય (अवसे) શત્રુઓથી રક્ષા કરવાને માટે અને (स्वस्तये) સુખને માટે (हुवेम) અમે બોલાવ્યા કરીયે ॥१७॥

હે (देवा) વિદ્વાન્ લોકો! (अमीवाम्) રોગાદિને (अप) પૃથક્ કરો (विश्वाम्) સર્વ (अनाहुतिम्) દેવતાઓને નહિ બોલાવવાની મનુષ્યોની બુદ્ધિને (अप) પૃથક્ કરો, (अरातिम्) અમારી લોભ બુદ્ધિને (अप) પૃથક કરો, (अघायत) પાપની ઇચ્છા કરવાવાળા શત્રુની (दुर्विदत्राम्) દુષ્ટ બુદ્ધિને દૂર કરો, (द्वेष) દ્વેષ કરવાવાળા સર્વને (अस्मत्) અમારાથી (आरे) દૂર (युयोतन) પૃથક્ કરો (न) અમારા (स्वस्तये) કલ્યાણને માટે (उरुशर्म) વિશેષ સુખ (यच्छत) પ્રદાન કરો ॥ १८ ॥

હે! (आदित्यास) આદિત્ય બ્રહ્મચારિયો! (यम्) જે પુરૂષોને (सुनीतिभि) સુનીતિયોથી (विश्वानि, दुरिता) સર્વ પાપોનું (अति) ઉલ્લંઘન કરીને (नयथ) સન્માર્ગમાં

પ્રવૃત્ત કરો છો (स विश्व मर्त) તે સર્વ પુરૂષો (अरिष्ट) કોઇથી પણ પીડા પામ્યા વગર (एधते) વૃદ્ધિ પામે છે અને (धर्मण) ધર્માનુષ્ઠાન (परि) પછી (प्रजाभि) પુત્ર પૌત્રાદિકોથી (प्रजायते) સારી રીતે પ્રસિદ્ધિને પામે છે. ॥ ૧૯ ॥

હે (मरुतो, देवास) મિતભાષી દેવતા, વિદ્વાન્ લોકો (वाजसातौ) અન્નના લાભાર્થ (यं, रथम्) જે રમણીય ગમન સાધન આપ્યાયનાદિની (अवथ) રક્ષા કરો છો અને (हितं, धने) સરક્ષિત ધનને કારણ (शूरसाता) સગ્રામમા જે રથની રક્ષા કરો છો તે (इन्द्रसानसिम्) મોટા યત્રકલાના વિદ્વાનોથી સેવનીય (प्रातर्यावाणम्) પ્રાત કાળે ગમન કરવાવાળા રથપર (स्वस्तये) કલ્યાણાર્થ (आरुहेम) અમે સ્વારી કરીયે ॥ ૨૦ ॥

(मरुतः) મિતભાષી વિદ્વાન્ લોકો ! (न) અમારૂ (पथ्यासु) માર્ગ યોગ્ય અર્થાત્ જલ સહિત દેશોમા (स्वस्ति) કલ્યાણ કરો અને (धन्वसु) જલ રહિત દેશોમા (स्वस्ति) જલની ઉત્પત્તિ રૂપ કલ્યાણ કરો અને (अप्सु) જળમા કલ્યાણ કરો અને (स्वस्ति) સર્વ આયુધોથી યુક્ત (वृजने) શત્રુઓને દબાવવાવાળી સેનામા (स्वस्ति) કલ્યાણ કરો અને (न) અમારી (पुत्रकृथेषु योनिषु) પ્રજોત્પાદક શક્તિ (स्वस्ति) કલ્યાણકારી થાઓ અને (राये) ગવાદિ ધનને માટે કલ્યાણ પદ (दधातन) ધારણ કરો ॥ ૨૧ ॥

(या) જે પૃથિવી. ગમન કરવાવાળાઓને (प्रपथे) સન્માર્ગ પર જવા માટે (स्वस्ति इत्, हि) કલ્યાણકારિણીજ થાય છે, જે (श्रेष्ठा) અતિ સુદર (रेक्णस्वति) ધનવતી છે તથા (वामम्) જે સેવન યોગ્ય યજ્ઞને (अभि, एति) પ્રાપ્ત થયેલી છે (सा) તે પૃથિવી (न) અમારા (अमा) ગૃહની (नि, पातु) રક્ષા કરે, (सा उ) તે પૃથિવી (अरणे) વનાદિ દેશોમા અમારી રક્ષિકા થાય અને (देवगोपा) વિદ્વાનો જેના રક્ષક છે એવી આ પૃથિવી અમારે માટે (स्वावेशा) સુસ્થાનવાળી (भवतु) થાઓ અર્થાત્ પરમાત્માને પ્રાર્થના કરવામા આવી છે કે સુદર માર્ગવાળી, અન્નાદિ ધન પેદા કરવાવાળી અરણ્યમા સુપ્રબન્ધવાળી અને વિદ્વાનો (ઇન્જીનીયરો) જેમા સારા સારા સ્થાનો બનાવી શકે તેવી પૃથિવી અમને પ્રાપ્ત થાય) ॥૨૨॥

હે ઇશ્વર ! (इषे) અન્નાદિ ઇષ્ટ પદાર્થોને માટે તથા (ऊर्जे) બલાદિને માટે (त्वा) તમને (आश्रयाम इतिशेष) આશ્રયણ કરીયે છીયે

હે વત્સ જીવો ! તમે (वायव) વાયુસદૃશ પરાક્રમ કરવાવાળા (स्थ) થાઓ, (सविता देव) સર્વ જગતના ઉત્પાદક દેવ (श्रेष्ठ तमाय कर्मणे) યજ્ઞરૂપ શ્રેષ્ટ કર્મોને માટે (व) તમને સર્વને (प्रार्पयतु) સ મદ્ધ કરે, તે યજ્ઞદ્વારા (इन्द्राय भागम्) તમારા ઐશ્વર્યના ભાગને (आप्यायध्वम्) વધારો, યજ્ઞ સપાદનને માટે (अघ्न्या.) નહિ મારવા યોગ્ય (प्रजावती) વાછડાઓ સહિત, (अनमीवा) વ્યાધિ વિશેષોથી રહીત (अयक्ष्मा) યક્ષ્માદિ મહાન્ રોગોથી શુન્ય (ગાયો પ્રાપ્ત કરો) (व) તમારામાથી જેનામા (स्तेन) ચૌર્યાદિ દુષ્ટ ગુણો હોય તેઓ ગાયોના (मा, ईशत) માલીક ન થાય અને (अघ, शंसः) અન્ય પાપીઓ પણ (मा) તેમના રક્ષક ન થાય (बह्वी ध्रुवा) ચિરકાલ પર્યન્ત રહેવાવાળી ઘણી ગાયો (अस्मिन्, गोपतौ) નિર્દુષ્ટ ગૌરક્ષકની પાસે (स्यात) રહે (એવો યત્ન કરો) ॥ ૨૩ ॥

હે ઇશ્વર ! (यथा) જેવી રીતે (न) અમારી (सदम्) સભામા વા સર્વદા, (विश्वत) સર્વ તરફથી (अदब्धास) અવિઘ્નિત (अपरितास) સર્વોત્તમ (उद्भिद) દુ ખનાશક (देवा) વિદ્વાન્ લોકો (वृधे, एव) ઉન્નતિને માટેજ (असत्) હોય છે તેવીજ રીતે (दिवे दिवे)

પ્રતિદિન (**अप्रायुवो, रक्षितार**) પ્રમાદ શૂન્ય રક્ષા કરવાવાળા બનાવો એવો (**न**) અમને (**भद्रा**) સ્તુતિ યોગ્ય (**क्रतवः**) સંકલ્પ (**आ, यान्तु**) પ્રાપ્ત થાઓ ॥૨૪॥

હે ભગવાન્! (**ऋजूयताम्**) સરલતાથી આચરણ કરવાવાળા (**देवानाम्**) વિદ્વાનોની (**भद्रा**) કલ્યાણકારિણી (**सुमतिः**) સદ્બુદ્ધિ (**न**) અમને (**अभि-निवर्तताम**) પ્રાપ્ત થાઓ, (**देवानां रातिः**) વિદ્વાનો વિદ્યાદિ પદાર્થોનુ દાન (અમને મળો) (**देवानाम्**) વિદ્વાનોના (**सख्यम्**) મિત્રભાવને (**वयम्**) અમે (**उपसेदिम**) પ્રાપ્ત થઇએ જેથી તે (**देवा**) વિદ્વાનો (**जीवसे**) દીર્ઘકાલ પર્યન્ત જીવન માટે (**न**) અમારી (**आयु**) આયુમા (**प्रतिरन्तु**) વૃદ્ધિ કરે ॥૨૫॥

(**यथा**) જેવી રીતે (**वेदसाम्**) ધનની વૃદ્ધિ માટે (**पूषा**) પુષ્ટિ કર્તા તથા (**रक्षिता**) રક્ષક અને (**स्वस्तये**) સુખાર્થ (**पायु**) સર્વના રક્ષક (**अदब्ध**) અહિંસક તે પરમાત્મા છે તેવીજ રીતે (**वयम्**) અમે (**ईशानम्**) ઐશ્વર્યવાન્ (**जगतस्तस्थुषस्पतिं**) ચર અને અચર જગત્‌ના પતિ (**धियं जिन्वम्**) બુદ્ધિની શુદ્ધિ કરવાવાળા ભગવાનની (**अवसे**) અમારા રક્ષણાર્થે (**हूमहे**) સ્તુતિ કરીયે છીયે ॥૨૬॥

(**वृद्धश्रवा**) મહાન્ કીર્તિવાન્ (**इन्द्र**) પરમૈશ્વર્ય યુક્ત ઇશ્વર (**न**) અમારૂ (**स्वस्ति**) કલ્યાણ (**दधातु**) કરો, (**पूषा**) પુષ્ટિકર્તા (**विश्ववेदा**) સર્વ જ્ઞાતા ઇશ્વર (**नः**) અમારે માટે (**स्वस्ति**) કલ્યાણકારી થાઓ (**तार्क्ष्यः**) તીક્ષ્ણ તેજસ્વિ (**अरिष्टनेमिः**) દુખહર્તા ઇશ્વર (**न**) અમને (**स्वस्ति**) મંગલકારી થાઓ અને (**बृहस्पतिः**) મહાન્ પદાર્થોના સ્વામી (**नः**) અમારે માટે (**स्वस्ति**) કલ્યાણકર થાઓ ॥૨૭॥

હે (**यजत्रा**) સંગ કરવા યોગ્ય (**देवाः**) વિદ્વાનો! અને (આપની પાસેથી) (**कर्णेभि**) અમારા કર્ણોથી (**भद्रम्**) કલ્યાણકારી વચનો (**शृणुयाम**) સાભળીયે (**अक्षभि**) નેત્રોથી (**भद्रम्**) સુખકર વસ્તુ (**पश्यम**) જોઇએ (**स्थिरैरङ्गै**) દૃઢ અંગોથી (**तुष्टुवाँस**) આપની સ્તુતિ કરવાવાળા અમે આ (**तनूभि**) શરીરો વડે (**देवहितम**) વિદ્વાનોને માટે કલ્યાણકારી (**यद् आयु**) જે આયુ છે તે (**व्यशेमहि**) સારી રીતે પ્રાપ્ત કરીયે ॥૨૮॥

હે (**अग्ने**) પ્રકાશ સ્વરૂપ પરમાત્મન્ (**वीतये**) કાન્તિ તેજો વિશેષને માટે (**गृणान**) પ્રશંસિત આ (**हव्यदातये**) દેવતાઓને માટે હવ્ય આપવાને માટે (**आयाहि**) અમને પ્રાપ્ત થાઓ, (**होता**) સર્વ પદાર્થોનું ગ્રહણ કરવાવાળા સ્વરૂપ (**बर्हिषि**) યજ્ઞાદિ શુભ કાર્યોમા સ્મરણાદિદ્વારા અમારા હૃદયોમા (**नि, सत्सि**) સ્થિત થાઓ ॥૨૯॥

હે (**अग्ने**) પૂજનીયેશ્વર! (**त्व**) તમે (**विश्वेषां, यज्ञानाम्**) નાના મોટા સર્વ યજ્ઞોના (**होता**) ઉપદેષ્ટા છો, (**देवेभि**) વિદ્વાન્ લોકો (**मानुषे, जने**) વિચારશીલ પુરૂષોમા, જ્ઞાનદ્વારા આપને (**हित**) સ્થિત કરે છે ॥૩૦॥

(**त्रिषप्ताः**) રજ, તમ અને સત્વગુણ તથા સાત ગ્રહ, અથવા ત્રણ સાત એટલે ૫ મહાભૂત, ૫ જ્ઞાનેન્દ્રિય, ૫ પ્રાણ, ૫ કર્મેન્દ્રિય અને એક અંતઃકરણ (સર્વ મળી એકવીસ) (**ये**) જે (**विश्वा, रूपाणि**) સર્વ ચરાચરાત્મક વસ્તુઓને (**बिभ्रत**) અભિમત ફલ આપી પોષણ કરતા (**परि, यन्ति**) યથોચિત પરિણામ પામતા રહે છે (**तेषाम्**) તે સંબંધી (**मे, तन्व**) મારા શરીરમા (**अद्य**) આજ (**वाचस्पति**) વેદાત્મક વાણીના પતિ પરમેશ્વર (**बला**) બળો (**दधातु**) પ્રદાન કરો ॥૩૧॥

**इति स्वस्तिवाचनमन्त्रार्थाः**

## ॥ अथ शान्तिप्रकरणम् ॥

शन्न इन्द्राग्नी भवतामवोभिः शन्न इन्द्रावरुणा रातहव्या। शमिन्द्रासोमा सुविताय शंयोः शन्न इन्द्रापूषणा वाजसातौ ॥ १ ॥ शन्नो भगः शमु नः शंसो अस्तु शन्नः पुरन्धिः शमु सन्तु रायः। शन्नः सत्यस्य सुयमस्य शंसः शन्नो अर्यमा पुरुजातो अस्तु ॥ २ ॥ शन्नो धाता शमु धर्ता नो अस्तु शन्न उरूची भवतु स्वधाभिः। शं रोदसी बृहती शन्नो अद्रिः शन्नो देवानां सुहवानि सन्तु ॥ ३ ॥ शन्नो अग्निर्ज्योतिरनीको अस्तु शन्नो मित्रावरुणावश्विना शम्। शन्नः सुकृतां सुकृतानि सन्तु शन्न इषिरो अभिवातु वातः ॥ ४ ॥ शन्नो द्यावापृथिवी पूर्वहूतौ शमन्तरिक्षं दृशये नो अस्तु। शन्न ओषधीर्वनिनो भवन्तु शन्नो रजसस्पतिरस्तु जिष्णुः ॥ ५ ॥ शन्न इन्द्रो वसुभिर्देवो अस्तु शमादित्येभिर्वरुणः सुशंसः। शन्नो रुद्रो रुद्रेभिर्जलाषः शन्नस्त्वष्टा ग्नाभिरिह शृणोतु ॥ ६ ॥ शन्नः सोमो भवतु ब्रह्म शन्नः शन्नो ग्रावाणः शमु सन्तु यज्ञाः। शन्नः स्वरूणां मितयो भवन्तु शन्नः प्रस्वः शम्वस्तु वेदिः ॥ ७ ॥ शन्नः सूर्य उरुचक्षा उदेतु शन्नश्चतस्रः प्रदिशो भवन्तु। शन्नः पर्वता ध्रुवयो भवन्तु शन्नः सिन्धवः शमु सन्त्वापः ॥८॥ शन्नो अदितिर्भवतु व्रतेभिः शन्नो भवन्तु मरुतः स्वर्काः। शन्नो विष्णुः शमु पूषा नो अस्तु शन्नो भवित्रं शम्वस्तु वायुः ॥९॥ शन्नो देवः सविता त्रायमाणः शन्नो भवन्तूषसो विभातीः। शन्नः पर्जन्यो भवतु प्रजाभ्यः शन्नः क्षेत्रस्य पतिरस्तु शम्भुः ॥ १० ॥ शन्नो देवा विश्वदेवा भवन्तु शं सरस्वती सह धीभिरस्तु। शमभिषाचः शमु रातिषाचः शन्नो दिव्याः पार्थिवाः शन्नो अप्याः ॥११॥ शन्नः सत्यस्य पतयो भवन्तु शन्नो अर्वन्तः शमु सन्तु गावः। शन्न ऋभवः सुकृतः सुहस्ताः शन्नो भवन्तु पितरो हवेषु ॥ १२ ॥ शन्नो अज एकपाद्देवो अस्तु शन्नोऽहिर्बुध्न्यः शं समुद्रः। शन्नो अपांनपात्पेरुरस्तु शन्नः पृश्निर्भवतु देवगोपाः ॥ १३ ॥ ऋ० मं० ७ सू० ३५ मं० १–१३ ॥

इन्द्रो विश्वस्य राजति शन्नोऽअस्तु द्विपदे शं चतुष्पदे ॥ १४ ॥ शन्नो वातः पवतां शन्नस्तपतु सूर्यः। शन्नः कनिक्रदद्देवः पर्जन्योऽअभिवर्षतु ॥ १५ ॥

अहानि शं भवन्तु नः शꣳरात्रीः प्रतिधीयताम् । शं न इन्द्राग्नी भवतामवोभिः शं न इन्द्रावरुणा रातहव्या । शं न इन्द्रापूषणा वाजसातौ शमिन्द्रासोमा सुविताय शंयोः ॥ १६ ॥ शंनो देवीरभिष्टय आपो भवन्तु पीतये । शंयोरभिस्रवन्तु नः ॥ १७ ॥ द्यौः शान्तिरन्तरिक्षꣳशान्तिः पृथिवी शान्तिरापः शान्तिरोषधयः शान्तिः । वनस्पतयः शान्तिर्विश्वेदेवाः शान्तिर्ब्रह्म शान्तिः सर्वꣳशान्तिः शान्तिरेव शान्तिः सा मा शान्तिरेधि ॥ १८ ॥ तच्चक्षुर्देवहितं पुरस्ताच्छुक्रमुच्चरत् । पश्येम शरदः शतं जीवेम शरदः शतꣳशृणुयाम शरदः शतं प्रब्रवाम शरदः शतमदीनाः स्याम शरदः शतं भूयश्च शरदः शतात् ॥ १९ ॥

यजुः० अ० ३६ मं० ८।१०।११।१२।१७।२४॥

यज्जाग्रतो दूरमुदैति दैवं तदु सुप्तस्य तथैवैति । दूरंगमं ज्योतिषां ज्योतिरेकं तन्मे मनः शिवसंकल्पमस्तु॥२०॥ येन कर्माण्यपसो मनीषिणो यज्ञे कृण्वन्ति विदथेषु धीराः । यदपूर्वं यक्षमन्तः प्रजानां तन्मे मनः शिवसंकल्पमस्तु ॥ २१ ॥ यत्प्रज्ञानमुत चेतो धृतिश्च यज्ज्योतिरन्तरमृतं प्रजासु । यस्मान्न ऋते किंचन कर्म क्रियते तन्मे मनः शिवसंकल्पमस्तु ॥ २२ ॥ येनेदं भूतं भुवनं भविष्यत्परिगृहीतममृतेन सर्वम् । येन यज्ञस्तायते सप्तहोता तन्मे मनः शिवसंकल्पमस्तु ॥ २३ ॥ यस्मिन्नृचः साम यजूꣳषि यस्मिन् प्रतिष्ठिता रथनाभाविवाराः । यस्मिꣳश्चित्तꣳ सर्वमोतं प्रजानां तन्मे मनः शिवसंकल्पमस्तु॥२४॥सुषारथिरश्वानिव यन्मनुष्यान्नेनीयतेऽभीशुभिर्वाजिन इव । हृत्प्रतिष्ठं यदजिरं जविष्ठं तन्मे मनःशिवसंकल्पमस्तु॥२५॥यजुः०अ०३४ मं० १-६

स नः पवस्व शं गवे शं जनाय शमर्वते । शꣳराजन्नोषधीभ्यः ॥ २६ ॥ साम० उत्त० अ० प्रपा० १ म० १ ॥

अभयं नः करत्यन्तरिक्षमभयं द्यावापृथिवी उभे इमे । अभयं पश्चादभयं पुरस्तादुत्तरादधरादभयं नो अस्तु ॥२७॥ अभयं मित्रादभयममित्रादभयं ज्ञातादभयं परोक्षात् । अभयं नक्तमभयं दिवा नः सर्वा आशा मम मित्रं भवन्तु ॥ २८ ॥

अथर्व० कां० १९ । सू० १५ मं० ५।६ ॥

॥ इति शान्तिप्रकरणम् ॥

## ॥ अथ शान्ति प्रकरण मन्त्रार्थाः ॥

હે ભગવાન્ **(इन्द्राग्नी)** વિધુત્ તથા અગ્નિ **(अवेभि)** રક્ષણાદિ શક્તિ દ્વારા **(नः)** અમારે માટે **(शम्)** સુખકારક **(भवताम्)** થાઓ, **(रातहव्या)** જેનાથી ગ્રહણ યોગ્ય વસ્તુઓ પ્રાપ્ત થાય છે તે જેવા **(इन्द्रावरुणा)** વીજળી અને જળ **(न)** અમારે માટે **(शम्)** સુખકારક બને, **(इन्द्रासोमा)** વિદ્યુત્ અને ઔષધીગણ **(सुवितायि)** ઐશ્વર્યાર્થ **(शयोः)** શાન્તિદાયક સુખોને માટે **(शम्)** પ્રસન્નકર્તા થાઓ, **(इन्द्रापूषणा)** વિધુત અને વાયુ **(न)** અમારે માટે **(वाजसातौ)** યુધ્ધમા અન્નલાભ વિષયમા **(शम्)** કલ્યાણકારક થાઓ ॥ १ ॥

હે પરમાત્મન્! **(न.)** અમારે માટે **(भग)** ઐશ્વર્ય **(शम्)** સુખદાયક બને, **(न)** અમારે માટે **(शस)** પ્રશંસા **(शम्, उ)** શાન્તિકારક બને, અમારે માટે **(पुरन्धि)** વિશેષ બુદ્ધિ **(शम्)** સુખકારક થાઓ **(रायः)** ધન **(शम्, उ)** શાન્તિ અર્થ **(सन्तु)** હો. **(सुयमस्य)** સુનિયમોથી યુક્ત **(सत्यस्य)** સત્યનુ **(शंस)** કથન **(न)** અમને **(शम्)** સુખકારક થાઓ, **(न)** અમારે માટે **(पुरुजात)** ઘણા પુરૂષોમા પ્રસિધ્ધ **(अर्यमा)** ન્યાયાધીશ **(शम्)** સુખદાતા **(अस्तु)** થાઓ ॥२॥

**(न)** અમને **(धाता)** પોષક સર્વ વસ્તુઓ **(शम्)** શાન્તિકારક થાઓ, **(धर्ता)** ધારક વસ્તુઓ, **(न)** અમારે માટે **(शम्, उ)** શાન્તિ અર્થ **(अस्तु)** બને, **(न)** અમારે માટે **(उरुची)** પૃથિવી **(स्वधाभि)** અન્નાદિ પદાર્થોસહીત **(शम्)** કલ્યાણકારક **(भवतु)** થાઓ **(बृहती)** મહાન્ **(रोदसी)** અન્તરિક્ષ સહીત પૃથિવી વા પ્રકાશ સહિત અન્તરિક્ષ **(शम्)** શાન્તિદાયક થાઓ **(अद्रिः)** મેઘ **(न)** અમારે માટે **(शम्)** સુખકારક થાઓ અને **(न)** અમારે માટે **(देवानाम्)** વિદ્વાનોનુ **(सुहवानि)** સુંદર આવાહન પ્રસન્નતા પૂર્વક કરવામા આવેલું આમંત્રણ ) **(शम्)** સુખકારક **(सन्तु)** થાઓ ॥ ३ ॥

હે ઇશ્વર! **(ज्योतिरनीक)** પ્રકાશ જેનુ મુખ વા સેના છે તેવી **(अग्नि)** અગ્નિ **(न)** અમારે માટે **(शम्)** સુખકારક **(अस्तु)** થાઓ, **(मित्रावरुण)** પ્રાણ અને ઉદાન વાયુ **(न)** અમને **(शम्)** સુખકારક થાઓ, **(अश्विना)** ઉપદેશક અને અધ્યાપક **(शम्)** સુખ પ્રાપ્ત કરાવાવાળા થાઓ, **(सुकृताम्)** ધર્માત્માઓના **(सुकृतानि)** ધર્માચરણ **(न)** અમને **(शम्)** સુખદાયક **(सन्तु)** થાઓ, **(न)** અમારે માટે **(इषिर)** ગમનશીલ **(वात)** વાયુ **(शम्)** શાન્તિ આપતા **(अभि, वातु)** વહન કરે. ॥४॥

**(द्यावापृथिवी)** વિદ્યુત અને ભૂમિ **(पूर्वहूतौ)** પૂર્વ વિદ્વાનોમા પ્રશંસા પામેલી ક્રિયાઓમા **(न.)** અમારે માટે **(शम्,)** શાન્તિદાયક થાઓ **(अन्तरिक्षम्)** અન્તરિક્ષ લોક **(दृशये)** જ્ઞાન સંપત્તિ માટે **(न)** અમને **(शम्)** શાન્તિદાયક **(अस्तु)** થાઓ. **(ओषधी)** ઔષધીઓ અને **(वनिन)** વૃક્ષ **(न)** અમારે માટે **(शम्)** સુખકારક **(भवन्तु)** થાઓ **(रजसस्पति)** રજો લોકના પતિ **(जिष्णु)** જયશીલ મહાપુરૂષ **(न)** અમારે માટે **(शम्)** સુખ આપવા વાળા **(अस्तु)** થાઓ. ॥ ५ ॥

**(देव)** દિવ્યગુણયુક્ત **(इन्द्र)** સૂર્ય **(वसुभि)** ધનાદિ પદાર્થો સાથે **(न)** અમારે માટે

(शम्) સુખકારક (अस्तु) થાઓ, (आदित्येभिः) સંવત્સરીય માસો સાથે (सुशंसः) સત્ય પ્રશંસાવાળા (वरुण) જલસમુદાય (शम्) સુખકારક થાઓ, (जलाष) શાન્ત સ્વરૂપ (रुद्र) પરમાત્મા (रुद्रेभिः) દુષ્ટોને દંડ આપવાવાળા પોતાના ગુણો સહીત (न) અમારે માટે (शम्) સુખ આપવાવાળા થાઓ, (त्वष्टा) વિવેચક વિદ્વાન્ (ग्नाभि) વાણીયોથી (इह) આ સંસારમાં (शम्) સુખમય ઉપદેશો (न) અમને (शृणोतु) સંભળાવે (अन्त-र्भावितण्यर्थ ॥ ६ ॥

(न) અમારે માટે (सोम) ચંદ્રમા (शम्) સુખકારક (भवतु) થાઓ, (न) અમારે માટે (ब्रह्म) અનાદિરૂપતત્વ (शम्) શાન્તિદાયક બનો (ग्रावाण) મેઘ (न) અમારે માટે (शम्) સુખદાયક થાઓ, (यज्ञा) સર્વ પ્રકારના યજ્ઞો (शम्, उ) શાન્તિ અર્થે (सन्तु) થાઓ, (स्वरुणाम्) યજ્ઞસ્તમ્ભોનુ (मितय) પરિમાણુ (न) અમને (शम्) સુખદાયક (भवन्तु) થાઓ, (न) અમને (प्रस्व) ઔષધિયો (शम्) સુખદાયક થાઓ, (वेदि) યજ્ઞની વેદિ કુંડાદિક (शम्, उ) શાન્ત્યર્થેજ (अस्तु) થાઓ ॥७॥

(उरुचक्षा) મહાન તેજસ્વિ (सूर्य) સૂર્ય, (न) અમારે માટે (शम्) સુખપૂર્વક (उद्, एतु) ઉદય પામો, (चतस्र) ચારે (प्रदिश) દિશા અને પ્રદિશાઓ (न) અમારે માટે (शम्) સુખદાયક (भवन्तु) થાઓ, (पर्वता) પર્વતો, (न) અમારે માટે (ध्रुवय) સ્થિર અને (शम्) સુખકારક (भवन्तु) થાઓ અને (सिन्धव) નદીઓ વા સમુદ્ર (शम्) શાન્તિદાયક થાઓ (आप) જલમાત્ર વા પ્રાણુ (शम्, उ) શાન્તિકારક (सन्तु) થાઓ ॥८॥

(व्रतेभि) સત્કર્મોથી (अदिति) વિદુષી માતાઓ (न) અમારી શાન્તિને માટે (भवतु) થાઓ, (स्वर्का) સદ્‌વિચારશીલ (मरुत) મિતભાષી વિદ્વાનો (न) અમને (शम्) શાન્તિદાયક (भवन्तु) થાઓ, (विष्णु) વ્યાપક ઇશ્વર (न) અમને (शम्) શાન્તિકારક થાઓ, (पूषा) પુષ્ટિકારક બ્રહ્મચર્યાદિ વ્યવહાર (न) અમને (शम्, उ) શાન્તિકર થાઓ (भवित्रम) અન્તરિક્ષ–વા જલ વા ભવિતવ્ય (न) અમને (शम्) સુખકારક થાઓ (वायु) પવન (शम् उ) શાન્ત્યર્થ (अस्तु) બનો ॥ ९ ॥

(सविता) સર્વોત્પાદક (देव) પરમેશ્વર (त्रायमाण) અમારી રક્ષા કરતા (न) અમારે માટે (शम्) સુખકારક થાઓ, (विभाती) વિશેષપ્રકાશ યુક્ત (उषस) પ્રભાત (न) અમને (शम्) સુખકારક (भवन्तु) થાઓ (पर्जन्य) મેઘ (न) અમને અને (प्रजाभ्य) સંસારને (शम्, भवतु) કલ્યાણકારી થાઓ (क्षेत्रस्य) જગતરૂપી ક્ષેત્રના (पति) સ્વામી (शम्भु.) સર્વ સુખ આપવાવાળા (न) અમારે માટે (शम्) શાંતિકારી (अस्तु) થાઓ ॥१०॥

(देवा) દિવ્યગુણ યુક્ત (विश्वेदेवा) સમસ્ત વિદ્વાનો (न) અમારે માટે (शम् भवन्तु) સુખ આપનાર થાઓ, (सरस्वती) વિદ્યા, સુશિક્ષાયુક્ત વાણી (धीभि) ઉત્તમ બુદ્ધિયોની (सह) સાથે (शम्, अस्तु) સુખકારિણી થાઓ (अभिषाच) યજ્ઞના સેવક અથવા આત્મદર્શી પુરૂષ (शम्) શાતિદાયક થાઓ, (रातिषाच) વિદ્યા ધનાદિના દાનના સેવન કરનાર (शम्, उ) શાતિને માટે જ થાઓ (दिव्या) સુંદર (पार्थिवा) પૃથિવીના પદાર્થો (न) અમારે માટે (शम्) સુખપ્રદ થાઓ (अप्या) જલમાં ઉત્પન્ન થનાર પદાર્થો (न) અમારે માટે (शम्) સુખપ્રદ થાઓ ॥११॥

**(सत्यस्यपतय)** સત્યભાષણાદિ વ્યવહારના પાલક **(न.)** અમારે માટે **(शंभवन्तु)** સુખકારી થાઓ, **(अर्वन्त)** ઉત્તમ ઘોડાઓ **(न)** અમને **(शम्)** સુખદ થાઓ **(गाव)** ગાયો **(शम्, उ)** શાંતિને માટે **(सन्तु)** થાઓ **(ऋभव)** શ્રેષ્ઠ બુદ્ધિવાળા **(सुकृत)** ધર્માત્મા **(सुहस्ता)** હાથથી સારા કામોના કરનારાઓ **(न.)** અમને **(शम्)** સુખદ થાઓ **(हवेषु)** હવનાદિ સત્કર્મોમા **(पितर)** માતા, પિતા આદિ **(न)** અમારે માટે **(शम्)** સુખકારક **(भवन्तु)** થાઓ ॥१२॥

**(एकपात्)** જગત્રૂપ પાદવાળા અર્થાત્ જેના અંશમા સર્વ જગત્ છે એવા અનન્ત સ્વરૂપ, **(अज)** અજન્મા, **(देव)** ઈશ્વર **(न)** અમારા **(शम्)** કલ્યાણને માટે **(अस्तु)** થાઓ **(बुध्न्य, अहि)** અન્તરિક્ષમા ઉત્પન્ન થનાર મેઘ **(न)** અમારા **(शम्)** કલ્યાણને માટે હો **(समुद्र)** સાગર **(शम्)** સુખકારી થાઓ **(अपाम्)** જલની **(नपात)** નૌકા **(न)** અમને **(शम्, पेरु)** સુખપૂર્વક પાર ઉતારવાવાળી **(अस्तु)** થાઓ. **(देवगोपा)** દેવ જે રક્ષક જેમા એવું **(पृश्नि)** અંતરિક્ષસ્થલ **(न)** અમને **(शम्भवतु)** સુખકારક થાઓ ॥१३॥

હે જગદીશ્વર! જે આપ **(इन्द्र)** વિજળીની પેઠે **(विश्वस्य)** સંસારના મધ્યમા **(राजति)** પ્રકાશમાન છો, તે આપની કૃપાથી **(न)** અમારા **(द्विपदे)** પુત્રાદિને **(शम्)** સુખ **(अस्तु)** થાઓ અને અમારા **(चतुष्पदे)** ગૌ આદિ પશુઓને **(शम्)** સુખ થાઓ ॥१४॥

હે પરમેશ્વર! **(वात)** પવન **(न)** અમારે માટે **(शम्)** સુખકારી **(पवताम्)** ચાલો, **(सूर्य)** સૂર્ય **(न)** અમારે માટે **(शम्)** સુખકારી **(तपतु)** તપો **(कनिक्रदद्)** અત્યન્ત શબ્દ કરનાર **(देव)** ઉત્તમ ગુણયુક્ત વિદ્યુત્રૂપ અગ્નિ, **(न)** અમને **(शम्)** કલ્યાણકારી થાઓ અને **(पर्जन्य)** મેઘ, અમારે માટે **(अभि, वर्षतु)** સારી રીતે વૃષ્ટિ કરો ॥१५॥

હે પરમેશ્વર! **(अवोभि)** રક્ષણાદિની સાથે **(शंयो)** સુખની **(सुविताय)** પ્રેરણાને માટે **(न)** અમારા **(अहानि)** દિવસો **(शम्)** સુખકારી **(भवन्तु)** થાઓ. **(रात्रि)** રાત્રિયો **(शम्)** કલ્યાણકારિણી **(प्रति)** અમારા પ્રત્યે **(धीयताम्)** ધારણ કરો-થાઓ **(इन्द्राग्नी)** વિજળી અને પ્રત્યક્ષ અગ્નિ **(न)** અમારે માટે **(शम्)** સુખકારી **(भवताम्)** થાઓ **(रातहव्या)** જેનાથી ગ્રહણ કરવા યોગ્ય સુખ પ્રાપ્ત થાય એવા **(इन्द्रावरुणा)** વિજળી અને પાણી **(न)** અમારે માટે **(शम्)** સુખકારી થાઓ, **(वाजसातौ)** અન્ન સેવનના હેતુ ભૂત સંગ્રામમા **(इन्द्रापूषणा)** વિજળી અને પૃથ્વિ **(न)** અમારે માટે **(शम्)** સુખકારી થાઓ **(इन्द्रासोमा)** વિજળી અને ઔષધિયો **(शम्)** સુખકારક થાઓ ॥१६॥

હે જગદીશ્વર! **(अभिष्टये)** ઇષ્ટ સુખની વૃદ્ધિને માટે **(पीतये)** પાન કરવાને માટે, **(देवी)** દીવ્ય ઉત્તમ **(आप)** પાણી **(न)** અમને **(शम)** સુખકારી **(भवन्तु)** થાઓ અને તે **(न)** અમારે માટે **(शंयो)** સુખની વૃષ્ટિ **(अभिस्रवन्तु)** સર્વ બાજુથી કરો ॥१७॥

હે પરમેશ્વર! **(द्यौ)** પ્રકાશયુક્ત સૂર્યાદિ **(अन्तरिक्षम्)** સૂર્ય અને પૃથ્વીની વચમાનો લોક **(पृथिवी)** ભુમી, **(आप)** જલ, **(औषधय)** સોમલતા આદિ ઔષધિયો, **(वनस्पतय)** વનસ્પતિયો, **(विश्वेदेवा)** સર્વ વિદ્વાન્ લોકો, **(ब्रह्म)** વેદ **(सर्वम्)** સર્વ વસ્તુ **(शान्ति)** સુખકારી તેમજ નિરૂપદ્રવી થાઓ. (આ મંત્રમા **शान्ति** શબ્દનો સબંધ પ્રત્યેક શબ્દ સાથે જાણવો) **(शान्तिरेवशांति)** સ્વયશાંતિ પણ સુખદાયિની થાઓ **(सा)** તે **(शांति)** શાંતિ **(मा)** મને **(एधि)** પ્રાપ્ત થાઓ. ॥१८॥

હે સૂર્યવત્ પ્રકાશક પરમેશ્વર! આપ (**देवहितम्**) વિદ્વાનોના હિતને (**शुक्रम्**) શુદ્ધ (**चक्षु**) નેત્ર તુલ્ય સર્વને દેખાડવાવાળા (**पुरस्तात्**) અનાદિકાલથી (**उत्, चरत्**) સારી રીતે સર્વને જાણવાવાળા છો (**तत्**) તે આપને (**शत, शरद**) સો શરદ્ઋતુ પર્યંત (**पश्येम**) જ્ઞાન દૃષ્ટિથી જોઇએ અને આપની કૃપાથી (**शत, शरद**) સો વર્ષ સુધી (**जीवेम**) અમે જીવિયે (**शतं, शरद**) સો વર્ષ સુધી (**शृणुयाम**) શ્રતુશાસ્ત્રો અમે સાભળિયે (**शत, शरद**) સો વર્ષ પર્યન્ત (**प्रब्रवाम**) ભણાવીયે તથા ઉપદેશ કરીયે, અને (**शंत, शरद**) સો વર્ષ સુધી (**अदीना**) દીનતા રહિત (**स्याम**) રહીયે (**च**) અને (**शतात्, शरद**) સો વર્ષથી (**भूय**) અધિક પણ જોઇયે, જીવિયે, સાભળીયે અને દીનતા રહિત રહિયે ॥१९॥

હે જગદીશ્વર! આપની કૃપાથી (**यत्**) જે (**दैवम्**) દિવ્ય ગુણ યુક્ત (**दूरंगमम्**) દૂર દૂર જવાવાળા અથવા પદાર્થોને ગ્રહણ કરવાવાળુ (**ज्योतिषाम्**) વિષયોની પ્રકાશક ચક્ષુ આદિ ઇન્દ્રિયોનુ (**ज्योति**) પ્રકાશકરૂપ મન (**एकम्**) એકલુ (**जाग्रत-**) જાગવાવાળાની (**दूरम्**) છેટે છેટે (**उत्, एति**) અધિક જાય છે (**उ**) અને (**तत्**) તે (**सुप्तस्य**) સુવાવાળાની પણ (**तथा, एव**) તેજ પ્રમાણે (**एति**) દૂર જાય છે (**तत्**) તે (**मे**) મારૂ (**मन**) મન (**शिवसकल्पम्**) સારા સારા વિચારવાળુ (**अस्तु**) થાઓ ॥२०॥

હે જગત્પતે! (**येन**) જે મનવડે (**अपस**) સત્કર્મનિષ્ઠ (**मनीषिण**) મનને દમન કરવાવાળા (**धीरा**) ધ્યાન કરવાવાળા બુદ્ધિમાન્ લોકો (**यज्ञे**) અગ્નિહોત્રાદિ ધાર્મિક કાર્યોમા અને (**विदथेषु**) વૈજ્ઞાનિક અને યુદ્ધાદિ વ્યવહારોમા (**कर्माणि**) ઇષ્ટ કર્મોને (**कृण्वन्ति**) કરે છે અને (**यत्**) જે (**अपूर्वम्**) અદ્ભૂત (**प्रजानाम्**) પ્રાણિ માત્રના (**अन्त**) અદર (**यक्षम्**) મળેલુ છે (**तत्**) તે (**मे**) મારૂ (**मन**) મન (**शिवसकल्पम्**) શ્રેષ્ઠ સંકલ્પવાળુ (**अस्तु**) થાઓ ॥२१॥

હે પ્રભો! (**यत्**) જે (**प्रज्ञानम्**) બુદ્ધિનુ ઉત્પાદક (**उत**) અને (**चेत**) સ્મૃતિનુ સાધન (**धृति**) ધૈર્ય સ્વરૂપ (**च**) અને (**प्रजासु**) મનુષ્યોમા (**अंत**) અદર (**अमृतम्**) નાશ રહિત (**ज्योति**) પ્રકાશ સ્વરૂપ છે (**यस्मात्**) જેના (**ऋते**) વિના (**किम्, चन**) કાઇ પણ (**कर्म**) કાર્ય (**नक्रियते**) કરી શકાતુ નથી (**तत्**) તે (**मे**) મારૂ (**मन**) મન (**शिवसकल्पम्**) શુદ્ધ વિચારવાળુ (**अस्तु**) થાઓ ॥२२॥

હે સર્વેશ્વર! (**येन, अमृतेन**) જે નાશ રહિત મનવડે (**भूत, भुवनं, भविष्यत्, सर्वम्, इदम् परिगृहीतम**) ભૂત, વર્તમાન, ભવિષ્ય સર્વ જાણી શકાય છે અને (**येन**) જેનાથી (**सप्त होता**) જેમા સાત હોતા હોય એવો (**यज्ञ**) અગ્નિષ્ટોમાદિયજ્ઞ (**तायते**) વિસ્તાર પામે છે (**तत्**) તે (**मे**) મારૂ (**मन**) મન (**शिवसकल्पम्**) મુકિત આદિ શુભ પદાર્થોના વિચારવાળુ (**अस्तु**) થાઓ. ॥२३॥

હે અખિલોત્પાદક! (**यस्मिन्**) જે શુદ્ધ મનમા (**ऋच, साम**) ઋગ્વેદ અને સામવેદ તથા (**यस्मिन्**) જેમા (**यजूंषि**) યજુર્વેદ (અને અથર્વ વેદ પણ) (**रथनाभाविवारा**) રથની નાભિની વચમાની ધરીના કાષ્ઠમા આરાની પેઠે (**प्रतिष्ठिता**) સ્થિત છે અને (**यस्मिन्**) જેમા (**प्रजानाम्**) પ્રાણિઓનુ (**सर्वम्**) સમગ્ર (**चित्तम्**) જ્ઞાન (**ओतम्**) સૂતરમા મણિ-

ગોની માફક સબંધવાળુ છે (**तत्**) તે (**मे**) મારૂ (**मन**) મન (**शिवसंकल्पम्**) વેદાદિ સત્ય શાસ્ત્રોના પ્રચારરૂપ સંકલ્પવાળુ (**अस्तु**) થાઓ ॥૨૪॥

(**यत्**) જે મન (**मनुष्यान्**) મનુષ્યોને (**सुषारथि, अश्वानिव**) જેમ સારો સારથી ઘોડાઓને (**नेनीयते**) સારી રીતે આમ તેમ લઇ જાય છે, તથા (**अभि, इशुभि**) ઘોડાની રાશીવડે (**वाजिन इव**) ઘોડાઓને નિયમમા રાખે છે તેમ નિયમમા રાખે છે, અને (**यत्**) જે (**हृत्, प्रतिष्ठम्**) હૃદયમા સ્થિત છે, (**अजिरम्**) જરા (મરણ) રહિત છે, (**जविष्ठम्**) અતિશય ગમન શીલ છે (**तत्**) તે (**मे**) મારૂ (**मन**) મન (**शिवसकल्पम्**) શુદ્ધ સંકલ્પવાળુ (**अस्तु**) થાઓ ॥૨૫॥

હે (**राजन्**) સર્વત્ર પ્રકાશમાન પરમેશ્વર! (**स**) તે પ્રસિદ્ધ આપ (**न**) અમારા (**गवे**) ગાય આદિ દૂધ આપવાવાળા પશુઓને માટે (**शम्**) સુખકારક થાઓ (**जनाय**) મનુષ્ય માત્રને માટે (**शम्**) શાંતિ આપવાવાળા થાઓ, (**अर्वते**) ઘોડા આદિ સવારીના કામમા આવનારા પશુઓને માટે (**शम्**) સુખકારક થાઓ, (**आषधीभ्य**) ઘઉ આદિ ઔષધિયોને માટે અમને (**शम्,**) **पवस्व**) શાંતિ આપો ॥૨૬॥

હે ભગવન્! (**अन्तरिक्षम्**) અંતરિક્ષલોક (**न**) અમને (**अभयम्-करति**) નિર્ભય કરે, (**उभे, इमे**) આ બન્ને (**द्यावा पृथिवी**) વિદ્યુત્ અને પૃથ્વી (**अभयम्**) નિર્ભય કરે, (**पश्चात्**) પાછળ (**अभयम्**) ભય ન થાઓ, (**पुरस्तात्**) આગળ (**अभयम्**) ભય પ્રાપ્ત ન થાઓ, (**उत्तरात्, अधरात्**) ઉંચે અને નીચેથી (**न**) અમને (**अभयम्, अस्तु**) ભય પ્રાપ્ત ન થાઓ ॥૨૭॥

હે જગત્પતે! અમને (**मित्रात्**) મિત્રથી (**अभयम्**) ભય પ્રાપ્ત ન થાઓ, (**अमित्रात्**) શત્રુથી (**अभयम्**) ભય પ્રાપ્ત ન થાઓ, (**ज्ञातात्**) જાણેલા પદાર્થોથી (**अभयम्**) ભય ન થાઓ, (**परोक्षात्**) અજ્ઞાત પદાર્થોથી (**अभयम्**) ભય પ્રાપ્ત ન થાઓ, (**न**) અમને (**नक्तम्**) રાત્રીમા (**अभयम्**) ભય ન થાઓ, (**दिवा**) દિવસમા (**अभयम्**) ભય ન થાઓ, (**सर्वा**) સર્વ (**आशा**) દિશાઓ (**मम, मित्रम्**) મારી મિત્ર (**भवन्तु**) થાઓ ॥૨૮॥

## ॥ इति शान्ति प्रकरण मंत्रार्थाः ॥

---

## ॥ अथ सामान्यप्रकरणम् ॥

---

નિમ્નલિખિત ક્રિયા સર્વ સંસ્કારોમા કરવી જોઇએ, પરંતુ જ્યા કંઇ વિશેષતા હશે ત્યા સૂચના કરવામા આવશે કે અમુક કર્મ અહિ નથી કરવાનુ અને અમુક વિશેષ કરવાનુ છે સંસ્કાર કર્તાએ હમેશા નિમ્નલિખિત બાબતો ઉપર વિશેષ ધ્યાન આપવું જોઇએ

**યજ્ઞદેશ**—અર્થાત્ યજ્ઞ કરવાનુ સ્થાન પવિત્ર એટલે કે ત્યાંનો વાયુ શુદ્ધ હોઇ કોઇપણ પ્રકારની ગંદકી વિનાનુ હોવુ જોઇએ

**યજ્ઞશાલા**—એને યજ્ઞમડપ પણ કહે છે એનુ પ્રમાણ વધારેમા વધારે સોળ હાથ સમચોરસ અને ઓછામા ઓછુ આઠ હાથ સમચોરસ હોવુ જોઇએ જો મ ડપની ભૂમિ અશુદ્ધ હોય તો તેને વેદિ જેટલી ઉ ડી બનાવવાની હોય તેટલી ઉ ડેસુધી ખોદીને તેઅશુદ્ધ માટી કાઢી નાખી શુદ્ધ માટી નાખવી જો યજ્ઞશાલા સોળ હાથ સમચોરસ હોય તો ચોતરફ મળીને ૨૦ થાભલા અને આઠ હાથ સમચોરસ હોય તો બાર થાભલા ધાલીને ઉપર છાયા કરવી એ છાયાની છત વેદીની સવથી ઉપરની મેખલા કરતા દશ હાથ ઉચી અવશ્ય હોવી જોઇએ આ યજ્ઞશાલાની ચારે દિશાઓમા ચાર દ્વાર અવશ્ય રાખવા પછી તેને ધ્વજા પતાકા તોરણાદિથી સુશોભીત કરવી, અને નિત્ય છાણથી લિ પીને રાગોળી વગેરેથી સુભૂષિત રાખવી સર્વ મનુષ્યોને યોગ્ય છે કે તેઓએ મધળા મગલકાર્યોમા પોતાના તથા અન્યના કલ્યાણને અર્થ યજ્ઞદ્વારા ઇશ્વરોપાસના કરવી, અને યજ્ઞને માટે નિમ્નલિખિત સુગધિત આદિ દ્રવ્યો છે તેની આહુતિ યજ્ઞકુ ડમા આપવી

## યજ્ઞકુ ડનુ પરિમાણ

**યજ્ઞકુ ડનુ પરિમાણ**-માપ તેની આહુતિઓની ગણત્રી ઉપર છે જો એક લક્ષ આહુતિ આપવાની હોય તો ચાર ચાર હાથનો સમચોરસ કુંડ ઉપરને ગાળેથી તેમજ ઉ ડો પણ તેટલોજ અને નીચેથી ઉપરના ગાળાનો એક ચતુર્થાશ અર્થાત્ એક હાથ સમચોરસ એ પ્રકારનો કુ ડ બનાવવો; જો લક્ષ કરતા વધારે આહુતિ આપવાની હોય તો બબ્બે હાથ વધારતા જવુ એટલે કે બે લાખ આહુતિ આપવાની હોય તો ઉપરને ગાળેથી છ હાથ સમચોરસ અને ઉ ડો પણ તેટલોજ અને નિચેથી એક ચતુર્થાશ અર્થાત્ દોઢ હાથ સમચોરસ રાખવો જો આહુતિ પચાસ હજાર આપવાની હોય તો એક હાથ ઓછો અર્થાત્ ત્રણ હાથ સમચોરસ ઉપરને ગાળે તેમજ ઉ ડાઇમા રાખવો અને નિચેથી પોણો હાથ સમચોરસ રાખવો એજ પ્રમાણે પચીસહજાર આહુતિને માટે બે હાથ સમચોરસ ઉપરને ગાળે અને ઉ ડાઇમા રાખી અર્ધો હાથ નીચેથી સમચોરસ રાખી કુ ડ બનાવવો દશ હજાર આહુતિ સુધી એજ પ્રમાણેનો કુ ડ બનાવવો પાચથી દશહજાર આહુતિ સુધી દોઢ હાથ સમચોરસ અને સાડાઆઠ આગળ નીચેથી સમચોરસ રાખવો આ પરિમાણને માટે આહુતિઓ ઘીની સમજવી જોઇએ એટલે કે કોઇ યજ્ઞમા અઢી હજાર ઘીની અને અઢીહજાર ખીર અગર મોહન ભોગની મળીને પાચ હજાર આહુતિ આપવાની હોય તો પણ બે હાથ સમચોરસના માપનોજ કુ ડ બનાવવો ધૃતની હજાર આહુતિ આપવાની હોય તોપણ સવા હાથ સમચોરસ અને ચતુર્થાશ નીચેથી રાખવો પણ એથી ઓછો ન રાખવો આ કુ ડને પ્રત્યેક પાચ આગળની લાબી પહોળી એવી ત્રણ મેખલાઓ બનાવવી, આ મેખલાઓ યજ્ઞશાલાની ભૂમિના પૃષ્ઠભાગથી બનાવવી.

**યજ્ઞસમિધા**-અર્થાત્ યજ્ઞમા બાળવાના લાકડા, પલાશ (ખાખર), સમી, પીંપળો, વડ, ગુલર (ઉ બરડો), આબો, બિલી આદિની સમિધા વેદિના પ્રમાણમા નાના મોટી કપાવીને તૈયાર રાખવી આ સમિધાઓ કીડાએ ખાધેલી, મલિન દેશોત્પન્ન અર્થાત્ ઉકરડા અગર તો લોકો જાજરૂ જતા હોય કિવા સ્મશાનમા ઉગેલી હોય તેવા સ્થાનની ન હોવી જોઇએ.

## ચતુર્ધા હોમદ્રવ્ય

१ સુગધિત-કસ્તુરી, કેશર, અગર, તગર, ચંદન, ઇલાયચી, જાયફલ, જાવિત્રી ઇત્યાદિ.

२ પુષ્ટિકારક-ઘી, દૂધ, ફળ, કદ, અન્ન, વગેરે

३ મિષ્ટ-સાકર, મધ, ખારેક, દ્રાક્ષ, ઇત્યાદિ.

દેવુ. પરંતુ ઘી, દુધ, મિષ્ટાન્ન, સોમલતા અર્થાત્ ગળો આદિ પૌષ્ટિક ઔષધિ, ભાત, દહીં (મોળુ) ઘઉં, અડદ, મગ, તુવરની દાળ આદિ અન્ન તથા પુષ્ટિકારક શાક ખાવા દેવા આ પદાર્થોની સાથે ઋતુ ઋતુના મશાલા ગર્મીમા ઠંડા એલાયચી વગેરે તથા શરદીમા કશર, કસ્તુરી આદિ નાખીને ખાવા યુક્ત આહાર વિહાર સદા કરવા *દહીંમા સૂંઠ તથા બ્રહ્મા ઔષધીનું સેવન સ્ત્રીએ વિશેષ કરી કરવું જેથી સંતાન અતિ બુદ્ધિમાન્ રોગરહિત અને શુભગુણકર્મ સ્વભાવવાળું થાય

इति गर्भाधानविधिः समाप्तः ॥

---

# ॥ अथ पुंसवनम् ॥

પુંસવન સંસ્કારનો સમય ગર્ભસ્થિતિનું જ્ઞાન થયાના સમયથી બીજા અથવા ત્રીજા માસ સૂધી છે. એજ વખતે પુંસવન સંસ્કાર થવા જોઇએ, પુરૂષત્વ અર્થાત્ વીર્યનો લાભ થાય, જ્યા સુધી બાળકનો જન્મ થયા પછી બે માસ વીતી ન જાય ત્યા સુધી પુરૂષે બ્રહ્મચારી રહેવુ અને સ્વપ્નમા પણ વીર્યનો નાશ ન થવા દેવો ભોજન છાદન, શયન, જાગરણાદિ વ્યવહાર એવી રીતે કરવો કે જેથી વીર્ય દૃઢ રહીને બીજું સન્તાન પણ ઉત્તમ બલિષ્ઠજ થાય

* આ દહીં ઘેર જમાવેલું અને તદ્દન મોળુ અને મલાઇવાળું હોવુ જોઇએ, અને તેમ ન બને તો ગાયનુ ઉત્તમ દુધ લેવું તે વધારે સારૂ

ગર્ભ વૃદ્ધ્યુપાય —

**वरी विश्वा च गंधा च मधुकं भृगराट्समम् । अजादुग्धेन पानं तु नार्या गर्भस्य वृद्धिकृत् ॥**

શતાવરી, સુંઠ, આસન, જેઠીમધ, ભાગરો, આ વસ્તુઓને સમભાગે લઇ બારીક વસ્ત્રગાળ ચુર્ણ કરીને તેમાથી પા તોલો બકરીના તાજા પાશેર દુધ જોડે પીવાથી ગર્ભની વૃદ્ધિ સારી થાય છે

ગર્ભસ્ત્રવણોપાય.—

**पीत्वा तंदुलतोयेन तंदुलयस्य जटा ऋतौ । पतद्गर्भा च यानारी स्थिरगर्भा प्रजायते ॥**

તાદળજાની ભાજીના મુળીયા ઋતુ સમયે ચોખાના ધોવરામણમા વાટીને પીએ તો જે સ્ત્રીનો ગર્ભ બીજે, ત્રીજે અમર ચોથે માસે સ્રવીજતો હોય તે બંધ થઇ સ્થિર ગર્ભા થાય છે (ભા પ્ર)

पुमा ँ सौ मित्रावरुणौ पुमा ँ सा वश्विनावुभौ ।
पुमानग्निश्च वायुश्च पुमान् गर्भस्तवोदरे ॥ १ ॥
पुमानग्नि पुमानिन्द्रः पुमान्देवो बृहस्पतिः ।
पुमा ँ सं पुत्रं विन्दस्व तं पुमाननुजायताम् स्वाहा ॥ २ ॥
सामवेदमन्त्र ब्राह्म० मपा० १ खं० ४ मं ८-९

शमीमश्वत्थआरूढस्तत्र पुंसवनं कृतम् ।
तद्वै पुत्रस्य वेदनं तत्स्त्रीष्वा भरामसि ॥ १ ॥
पुंसि वै रेतो भवति तत्स्त्रियामनुषिच्यते ॥
तद्वै पुत्रस्य वेदनं तत्प्रजापतिरब्रवीत् ॥ २ ॥
प्रजापतिरनुमतिः सिनीवाल्यचाक्लृपत् ॥
स्त्रैषूयमन्यत्र दधत्पुमांसमुदधादिह ॥ ३ ॥
अथर्व० कां० ६ सू० ११

આ મન્ત્રોનો અભિપ્રાય એજ છે કે પુરૂષે વીર્યવાન થવુ જોઇએ આશ્વલાયન ગૃહ્ય સૂત્રમા કહ્યુ છે કે—

---

(पुमाँसौ०) જેમ પ્રાણ અને અપાન, અશ્વિનો-પૃથ્વી તથા આકાશ અગ્નિ તથા વાયુ પુરૂષગુણયુક્ત છે, તેમજ તારા ઉદરમા પુરૂષરૂપ ગર્ભ થયો અને તેનુ તુ યથાવત્ સરક્ષણ કર ૧

(पुमानग्नि०) હે સ્ત્રિ! જઠરાગ્નિ, વાયુ, સૂર્ય એ જેવા પુરૂષગુણયુક્ત છે તેવો પુત્ર તને પ્રાપ્ત થાઓ, તથા તેના પછી પણ તેવાજ પુત્રો ઉત્પન્ન થાઓ ૨

(शमीमश्वत्थ०) જેમ શમી વૃક્ષપર પીંપળો આરુઢ થાય છે, તેમ શમી સ્થાનીય સ્ત્રી અને અશ્વત્થ (પિપળો) સ્થાની પુરૂષ, એ બન્નેના સમાગમ પૂર્વક ગર્ભસ્થિતિ કરીને પુસવન-પુરૂષત્વનો લાભ લેવાય છે આમા વિપરીતતા થયાથી નથી થતો પુત્રની પ્રાપ્તિના આજ ઉપાય છે, માટે વીર્ય સેચનદ્વારા ગર્ભનુ ધારણ પોષણ અમે કરીએ છીએ

(पुंसि वै०) પુરૂષમા વીર્ય ઉત્પન્ન થાય છે, અને તેને સ્ત્રીમા સેચન કરે છે આજ ઉપાય પુત્ર પ્રાપ્તિનો છે, અને પરમાત્માએ સર્વેને ઉપદેશ કરેલો છે. ૨.

(प्रजापति०) તે પ્રજાપતિ-પરમાત્મા સર્વવિદ્યા તથા ધર્મનો ઉપદેષ્ટા છે, પ્રેમાદિ ઉત્તમ વ્યવહારો વડે જે બનવાય છે, તથા જે સુકુમાર્યાદિ ગુણયુક્ત અથવા ઉત્તમ કેશ યુક્ત સ્ત્રી ગર્ભધારણમા સમર્થ હોય છે તેમાજ પુરૂષ ગર્ભસ્થાપન કરે છે કારણ કે સસારમા પરમાત્માએ સતાનોત્પત્તિનો નિયમ નક્કી કર્યો છે કે ક્ષેત્ર રૂપ સ્ત્રી અને બીજરૂપ પુરૂષના સયોગથીજ સતાનોત્પત્તિ થાય સ્ત્રી શિવાય અન્યત્ર મનુષ્યોત્પત્તિ નહિ થતી તે સાધારણ નિયમ છે. માટે સ્ત્રી અને પુરૂષે વીર્યની યથાવત્ રક્ષા કરીને ઉત્તમ ગર્ભને સ્થાપવો, અને તેની રક્ષા કરવી ૩.

**अथास्यै मंडलागारच्छायायां दक्षिणस्यां नासिकायामजीतामोषधीनस्तः करोति ॥१॥ प्रजावज्जीवपुत्राभ्यां हैके ॥२॥ आश्व० सू० अ० १ खं० १३ सू० ५–६.**

**अथ पुंसवनं पुरास्यन्दत इति मासे द्वितीये तृतीये वा ॥ १ ॥**

**पारस्कार० गृ० सू० कां० १–१४ ॥**

આજ પ્રમાણે ગોભિલીય તથા શોનક ગૃહ્યસૂત્રોમા પણ લખેલુ છે

**अथ क्रियारम्भः ॥**

પૃષ્ઠ ૩ થી તે શાન્તિપ્રકરણ પર્યન્ત લખ્યા પ્રમાણે (**विश्वानि देव०**) ઇત્યાદિ વેદમ ત્રોથી યજમાન તથા પુરોહિતાદિએ ઇશ્વરોપાસના કરવી તથા જેટલા માણુસો ત્યા હાજર હોય તેમણે પણ ઇશ્વરોપાસનામા ચિત્ત લગાડવુ. એ પ્રમાણે સ્વસ્તિવાચન તથા શાન્તિપાઠ થઇ રહ્યા પછી પ્રથમથીજ તૈયાર કરી રાખેલા યજ્ઞકુડ આગળ હવન સમિધા, સામગ્રી તથા પ્રસ્તુત સસ્કારમા ઉપયોગી થનારા સાધનો તૈયાર રાખવા ત્યાર બાદ પ્રથમ લખ્યા પ્રમાણે અગ્ન્યાધાન અગ્નિપ્રજ્વલન કરીને (**अयन्त इध्म०**) ઇત્યાદિ મંત્રો વડે સમિદાધાન કરી (**अयन्त इध्म०**) એ મત્રવડે પાચ ઘૃતાહુતિ આપવી ત્યાર બાદ પ્રથમ લખ્યા પ્રમાણે (**अदितेनु०**) ઇત્યાદિ ચાર મંત્રો વડે જલ પ્રોક્ષણ કરી આધારાવાજ્યભાગાહુતિ ચાર તથા વ્યાહૃતિ આહુતિ ચાર આપવી, સામાન્ય પ્રકરણમા લખ્યા પ્રમાણે (**ओ३म् प्रजापतये०**) મત્ર વડે એક પ્રાજાપત્ય આહુતિ અને (**ओ३म् यदस्य कर्मणो०**) એ મત્ર વડે સ્વિષ્ટકૃત આહુતિ આપવી આ પ્રમાણે થયા પછી નીચે લખેલા બન્ને મત્રો વડે ઘૃતની આહુતિઓ આપવી

**ओ३म् आते गर्भो योनिमेतु पुमान्वाण इवेषुधिम् । आवीरो जायतां पुत्रस्ते दशमास्यः स्वाहा ॥ १ ॥ सौत्रमन्त्रः ॥ ओ३म् अग्निरैतु प्रथमो देवताना सोऽस्यै प्रजामुञ्चतु मृत्युपाशात् । तदयं राजा वरुणोऽनुमन्यता यथेयं स्त्री पुत्रमघं न रोदात् स्वाहा ॥ २ ॥ सामवेदमन्त्र ब्रा० प्रपा० १ खं० १ मंत्र० ९**

આ બન્ને મત્રો વડે બે આહુતિ આપ્યા પછી પતિએ પત્નીના હૃદય પર હાથ મૂકીને નિમ્ન લિખિત મત્ર બોલવો —

---

(**अथास्यै०**) ગર્ભવતી સ્ત્રીને ઘરની છાયામા બેસાડીને દુર્વાના રસને તેના જમણા નાકમા ગર્ભની સ્થિરતાને માટે સુંઘાડવો અને તે વખતે **प्रजावज्जीव**-ઇત્યાદિ મત્રો વડે પરમાત્માની સ્તુતિ કરવી

(**पुंसवन०**) ગર્ભસ્થાપન પછી બીજા અગર ત્રીજા માસમા પુસવન સસ્કાર કરવો

હે સ્ત્રિ! તારામા પુત્રરૂપ ગર્ભ સ્થિર થાઓ જેવી રીતે બાણુ પોતાના ભાથામા સ્થિર થાય છે તેવી રીતે તારા ઉદરમા ગર્ભ નિવાસ કરો, અને દશ માસ જ્યારે પૂરા થાય ત્યારે શૂરવીરતાદિ ગુણયુક્ત થઇને જન્મે ૧

અત્યન્ત વિદ્યાવાન પરમાત્મા અમને પ્રાપ્ત થાઓ અને આ ગર્ભરૂપ અમારી પ્રજાને મૃત્યુ આદિ દુખોથી છોડાવીને આનદ રૂપ રાખો સર્વથી શ્રેષ્ઠ પરમાત્મા, અમારા રાજા રૂપ આ-

ओ३म् यत्ते सुसीमे हृदये हितवन्तः प्रजापतौ । मन्ये हं मां तद्विद्वांसमाह पौत्रमघन्नियाम् ॥ सौत्रमन्त्रः ॥

તત્પશ્ચાત્ સામવેદના તથા મહાવામદેવ્ય ગાન કરીને જે જે સ્ત્રી પુરૂષો સંસ્કાર જોવા આવ્યા હોય તેમને આદર સત્કાર પૂર્વક વિદાય કરવા પછી વડની કુમળી કૂપળો અને ગળોને બારીક વાટીને કપડા વડે રસ નિચોવી લઇ ગર્ભિણી સ્ત્રીના જમણા નાસાપુટમા રેડવો અને પછી નીચેના મંત્ર વડે ઇશ્વરની પ્રાર્થના કરવી

ओ३म् हिरण्यगर्भः समवर्त्तताग्रे भूतस्य जातः पतिरेक आसीत् । स दाधार पृथिवीं द्यामुतेमां कस्मै देवाय हविषा विधेम ॥ यजुः० अ० १३ मं० ४

ओ३म् अद्भ्यः सम्भृतः पृथिव्यै रसाच्च विश्वकर्मणः समवर्त्तताग्रे । तस्य त्वष्टा विदधद्रूपमेति तन्मर्त्यस्य देवत्वमाजानमग्रे ॥ य० अ० ३ । मं० १७

આ બે મંત્રો બોલી રહ્યા પછી પતિ પોતાની ગર્ભિણી પત્નીના ગર્ભાશય પર હાથ મૂકીને નીચેનો મંત્ર બોલે —

ओ३म् सुपर्णोसि गरुत्माँस्त्रिवृत्ते शिरो गायत्रं चक्षुर्बृहद्रथन्तरे पक्षौ । स्तोम आत्मा छन्दाꣳस्यङ्गानि यजूꣳषिनाम साम ते तनूर्वामदेव्यं यज्ञा यज्ञियं पुच्छं धिष्ण्याः शफाः । सुपर्णोसि गरुत्मान्दिवं गच्छ स्वः पत ॥ यजुः अ० १२ मं० ४

આ પ્રમાણે આ સંસ્કાર પુરો થયા પછી ગર્ભિણી સ્ત્રીએ યુક્તાહારવિહારી થવું વિશેષ કરી ગળો, બ્રહ્મી, સુંઠ એને દૂધની સાથે થોડી થોડી પીએ, અને અધિક શયન અધિક જાગરણ તથા અધિક ભાષણ ન કરવું, અતિ ખારા, ખાટા, તીખા, કડવા, તથા રેચક આદિ પદાર્થો નહિ ખાવા સૂક્ષ્મ આહાર કરવો તથા ક્રોધ, દ્વેષ, લોભાદિ દોષોથી દૂર રહી ચિત્તને હમેશા પ્રસન્ન રાખવું અને શુભાચરણથી રહેવું

## ॥ इति पुंसवनसंस्कारविधिः ॥

---

મારી પ્રાર્થનાને સ્વીકારી આ મારી સ્ત્રીને પુત્ર વિરહના દુઃખથી મુક્ત રાખે, કે જેથી અમે સંતાનની પ્રાપ્તિ કરીને સદા આનંદમા રહીએ ૨

હે સૌન્દર્યાદિ ગુણયુક્તે ! તારા હૃદયમા હિતાદિ ગુણવાળા પુત્રો સ્થિર થાઓ પ્રજાપતિ પરમાત્મા ઉપર પ્રીતિ રાખનારા પુત્રો ઉત્પન્ન થાઓ. હે સ્ત્રી ! આવો પરમાત્માનો ઉપદેશ છે કે એવા પુત્રો વડે આપણે સદા સુખી થઇએ અને પુત્રો વિના આપણે કદી દુઃખી ન થઇએ

જલદ્વારા પૃથ્વી ઉપર ઉત્પન્ન થએલી ઔષધીઓના રસથી ઉત્પન્ન થયેલ વીર્યવડે આ ગર્ભનું ધારણ અને ઉત્પત્તિ થાય છે જેમ પૃથિવ્યાદિ જગત્ પરમાત્માએ પોતાના સામર્થ્યથી આદિ કાલમાં ઉત્પન્ન કર્યું અને વર્તમાનમા રાખેલુ છે, તેમજ વીર્યથી ગર્ભ ધારણ અને ઉત્પન્ન થાય છે, જેમ આ જગતના રૂપાદિ વિચિત્ર પદાર્થનું વિધાન પરમાત્મા કરે છે તેમજ ગર્ભથી મનુષ્યના દેવત્વ તથા ઉત્તમ ગુણ વીર્ય વગેરેનુ વિધાન પરમાત્માની કૃપા વડે મનુષ્ય કરેછે કારણ તે એક શિલ્પી છે હે પરમાત્મા અત્યંત કરૂણા કરીને આ ગર્ભની રક્ષા કરી ઉત્તમ ગુણવાળો ઉત્પન્ન કરો.

હે જગદ્ધારક પરમાત્મન્ ! આપ સૌદર્યસ્વરૂપ, સર્વ શ્રેષ્ઠ, સર્વાન્તર્ગત આત્મા અને અંતઃકરણ અર્થાત્ વેદજ્ઞાન સ્વરૂપ છો આપ આ ગર્ભને સૌદર્યાદિ ગુણ યુક્ત કરો.

# ॥ अथ सीमन्तोन्नयनम् ॥

હવે ત્રીજો સંસ્કાર સીમન્તોન્નયન નામનો છે તે લખીએ છિયે આ સંસ્કારથી ગર્ભિણી સ્ત્રીનું મન સંતુષ્ટ, આરોગ્ય તથા ગર્ભસ્થિતિ ઉત્કૃષ્ટ થઇ પ્રતિદિન વધતી જાય છે આ સંસ્કારને માટે નિમ્નલિખિત પ્રમાણો છે

**चतुर्थे गर्भमासे सीमन्तोन्नयनम् ॥ १ ॥ आपूर्यमाणपक्षे यदा पुंसा नक्षत्रेण चन्द्रमायुक्तः स्यात् ॥ २ ॥ अथास्यै युग्मेन शलालुग्रप्सेन त्र्येण्या च शलल्या ॥३॥ त्रिभिश्च कुशपिञ्जुलैरूर्ध्वं सीमन्तं व्यूहति भूर्भुवः स्वरोमिति त्रिः चतुर्वा ॥ ५ ॥ आश्व० गृ० सू० १ खं० १ कं० १४ सू० १-१-४-५**

ભાવાર્થ—ગર્ભાધાનથી ચોથા માસના શુકલપક્ષમાં જ્યારે મૂલ આદિ પુરૂષ નક્ષત્રયુક્ત ચન્દ્રમા હોય તે દિવસે સીમન્તોન્નયન સંસ્કાર કરવો

**पुंसवनवत्प्रथमगर्भे मासे षष्ठेऽष्टमेवा ॥ पारस्कर गृ० सू० कं० १५ सू० २**

ભાવાર્થ.—પુંસવન સંસ્કારની પેઠે ગર્ભાધાનથી છઠ્ઠા અથવા આઠમા માસમાં પૂર્વોક્ત પક્ષ નક્ષત્રયુક્ત ચન્દ્રમા હોય તે દિવસે સીમન્તોન્નયન સંસ્કાર કરવો

### अथ क्रियारम्भः

પ્રથમ યજ્ઞકુંડ તથા સંસ્કારોપયોગી સામગ્રી વિગેરે તૈયાર કરી ઋત્વિગ્વરણ તથા સ્વસ્તિવાચન અને શાન્તિપાઠ કરી, આચમન માર્જન કરવું ત્યાર બાદઃ—

### ओ३म् भूर्भुवः स्वः

ઉપરોક્ત મંત્રવડે બ્રાહ્મણ, ક્ષત્રિય અથવા વૈશ્યને ત્યાંથી અગ્નિ લાવીને પૂર્વોક્ત યજ્ઞકુંડમાં સમિધાચયન કરી તેના ઉપર નિમ્નલિખિત મંત્ર વડે અગ્ન્યાધાન કરવું અગર ધૃતનો દિપક સળગાવી તે વડે કપૂર સળગાવી એક પાત્રમાં મૂકી તેના ઉપર નાના નાના સમિધાના કટકા મૂકી અગ્નિ તૈયાર કરવો

**ओ३म् भूर्भुवः स्वर्द्यौरिव भूम्ना पृथिवीव वरिम्णा । तस्यास्ते पृथिवी देव यजनि पृष्ठेऽग्निमन्नादमन्नाद्यायादधे ॥ यजुर्वेद० अ० ३ मं० ५**

ઉપરોક્ત મંત્ર વડે વેદિમાં અગ્ન્યાધાન કરી તેના ઉપર સમિધાના બારીક કટકા તથા કપૂર મૂકી નીચેનો મંત્ર બોલતા જવો અને વીંજણા વડે અગ્નિને પ્રજ્વલિત કરવો.—

**ओ३म् उद्बुध्यस्वाग्ने प्रतिजागृहि त्वमिष्टापूर्ते सꣳ सृजेथामयं च । अस्मिन्त्सधस्थेऽअध्युत्तरस्मिन् विश्वेदेवा यजमानश्च सीदत ॥ यजुः० अ० १५ मं० ५४॥**

જ્યારે સમિધામાં અગ્નિ પ્રવિષ્ટ થવા લાગે ત્યારે ચંદન અથવા બીજી કોઈ પણ જાતની ત્રણ સમિધા આઠ આઠ આગળની લઈ તેને ઘૃતમાં બોળીને નિમ્ન લિખિત મંત્રો વડે અગ્નિમાં અર્પવી —

ओ३म् अयन्त इध्म आत्मा जातवेदस्तेनेध्यस्ववर्धस्व चेद्ध वर्धय चास्मान प्रजया पशुभिर्ब्रह्मवर्चसेनान्नाद्येन समेधय स्वाहा-इदमग्नये जातवेदसे-इदन्न मम ॥ १ ॥ सौत्रमन्त्रः ॥ આ મંત્રથી એક

ओ३म् समिधाग्निं दुवस्यत घृतैर्बोधयतातिथिम् । आस्मिन् हव्या जुहोतन, स्वाहा ॥ इदमग्नये इदन्न मम ॥२॥ यजुः अ० ३ मं० १

ओ३म् सुसमिद्धाय शोचिषे घृतं तीव्रं जुहोतन । अग्नये जातवेदसे स्वाहा ॥ इदमग्नये जातवेदसे-इदन्नमम ॥ यजुः० अ० ३ मं० २

આ બંને મંત્રો વડે બીજી સમિધા અને,

ओ३म् तन्त्वासमिद्भिरङ्गिरो घृतेन वर्द्धयामसि । बृहच्छोचा यविष्ठ्य स्वाहा ॥ इदमग्नयेऽङ्गिरसे इदन्न मम ॥ ४ ॥ यजु० अ० ३ मं० ३ इ०

આ મંત્ર વડે ત્રીજી સમિધા અર્પવી

ઉપર પ્રમાણે સમિધાદાન થયા પછી નિમ્નલિખિત મંત્ર વડે પાંચ ઘૃતાહુતિ આપવી

ओ३म् अयन्त इध्म आत्मा जातवेदस्तेनध्यस्ववर्धस्व चेद्ध वर्द्धय चास्मान् प्रजया पशुभिर्ब्रह्मवर्चसेनान्नाद्येन समेधय स्वाहा ॥ इदमग्नये जातवेदसे-इदन्न मम ॥ सौत्रमन्त्रः

પાંચ ઘૃતાહુતિ આપ્યા પછી નિમ્નલિખિત મંત્રો વડે વેદિની પૂર્વાદિ ચારે દિશાઓમાં જલ સિંચન કરવું.—

ओ३म् अदितेऽनुमन्यस्व ॥ આ મંત્રવડે પૂર્વમાં

ओ३म् अनुमतेऽनुमन्यस्व ॥ પશ્ચિમમાં

ओ३म् सरस्वत्यनुमन्यस्व ॥ ઉત્તરમાં અને

ओ३म् देव सवितः प्रसुव यज्ञं प्रसुव यज्ञपतिं भगाय । दिव्यो गन्धर्वः केतपूः केतंनः पुनातु वाचस्पतिर्वाचं नः स्वदतु ॥ यजुः० अ० ३० मं० १

આ મંત્રથી વેદિની ચારે બાજુ.

ઉપર પ્રમાણે જલસિંચન કર્યા પછી નીચેના મંત્રો વડે ચાર આઘારાવાજ્યભાગાહુતિ ઘૃતની આપવી

**ओ३म् अग्नये स्वाहा ॥ इदमग्नये–इदन्न मम ॥**

આ મંત્રો વડે વેદિના ઉત્તરભાગના અગ્નિમાં

**ओ३म् सोमाय स्वाहा ॥ इदं सोमाय इदन्न मम ॥**

વેદિના દક્ષિણભાગના અગ્નિમાં અને નીચેના બે મંત્રો વડે વેદિની મધ્યમાં આહુતિ આપવી.

**ओ३म् प्रजापतये स्वाहा ॥ इदं प्रजापतये–इदन्न मम ॥**

**ओ३म् इन्द्राय स्वाहा ॥ इदमिन्द्राय इदन्न मम ॥**

ત્યારબાદ નીચેના મંત્રો વડે વ્યાહૃતિ આહુતિ ચાર આપવી —

**ओ३म् भूरग्नये स्वाहा । इदमग्नये इदन्न मम ॥ १ ॥ ओ३म् भुववार्यवे स्वाहा । इदं वायवे इदन्न मम ॥ २ ॥ ओ३म् स्वरादित्याय स्वाहा । इदमादित्याय इदन्न मम ॥ ३ ॥**

**ओ३म् भूर्भुवः स्वरग्निवाय्वादित्येभ्यः स्वाहा । इदमग्निवाय्वादित्येभ्य इदन्न मम ॥ ४ ॥**

આ પ્રમાણે વ્યાહૃતિ આહુતિ આપી રહ્યા પછી પ્રથમથી તૈયાર કરી રાખેલી, ચોખા મગ તથા તલની*ખીચડીમાં પુષ્કળ ઘી નાખીને નિમ્ન લિખિત મંત્રોવડે આઠ આહુતિઓ આપવી —

**ओ३म् धाता ददातु दाशुषे प्राचीं जीवातु मक्षितम् । वयं देवस्य धीमहि सुमतिं वाजिनीवति स्वाहा ॥ इदं धात्रे–इदन्न मम ॥ १ ॥ ओ३म् धाता प्रजाना-मुत राय ईशे धातेदं विश्वं भुवनं जजान । धाता कृष्टीरनिमिषाभिचष्टे धात्र इद्धव्यं घृतवज्जुहोत स्वाहा । इदं धात्रे–इदन्न मम ॥ २ ॥ सौत्रमन्त्रः ॥**

---

*આ ખીચડી બનાવવામાં ચોખા, તલ તથા મગ સમભાગે લેવા અને તે લેતી વખતે **ओ३म् प्रजापतयेत्वा जुष्टं निर्वपामि** એમ બોલવુ પછી એને ધોઈ નાખવા, અને ધોતી વખતે **ओ३म् प्रजापतयेत्वा जुष्टं प्रोक्षामि** એ પ્રમાણે બોલવું'

(धाता०) ધાતાપરમાત્મા આ ગર્ભને બુદ્ધિ આદિ ગુણયુક્ત કરી દીર્ઘાયુ કરો હે સ્ત્રિ! આપણે બન્ને મળીને પરમાત્માની પ્રાર્થના કરીએ કે તે આપણને બુદ્ધિમાન શોભાયુક્ત પુત્ર આપે કે જેથી આપણે સુખી થઇએ.

(धाता०) સર્વ જગત્‌ને ધારણ કરનાર તથા પ્રજાને ઉત્પન્ન કરનાર ઇશ્વરે આ જગત્ ઉત્પન્ન કર્યું છે, તે ધાતા પરમાત્મા મનુષ્યને ઉપદેશ કરે છે કે ઘૃતાદિ ઉત્તમ પદાર્થ તમે યજ્ઞદ્વારા મને અર્પણ કરો.

ओ३म् राकामहं सुहवां सुष्टुती हुवे शृणोतु नः सुभगा बोधतु त्मना । सीव्यत्वपः सूच्याच्छिद्यमानया ददातु वीरं शतदायमुक्थ्यं स्वाहा ॥ इदं राकायै–इदन्न मम ॥३॥ ओ३म् यास्ते राके सुमतयः ॥ सुपेशसो याभिर्ददासि दाशुषे वसूनि । ताभिर्नो अद्यसुमना उपागहि सहस्रपोषं सुभगे रराणा स्वाहा ॥ इदं राकायै इदं न मम ॥ ४ ॥ ऋ० मं० सू० ३२ मं० ४–५

ओ३म् नेजमेष परापत सुपुत्रः पुनरापत । अस्यैमे पुत्रकामायै गर्भमाधेहि यः पुमान्स्वाहा ॥ ५ ॥ ओ३म् यथेयं पृथिवी मह्युत्ताना गर्भमादधे । एव तं गर्भमाधेहि दशमे मासि सूतवे स्वाहा ॥ ६ ॥ ओ३म् विष्णोः श्रेष्ठेन रूपेणास्या नार्यां गन्वीन्याम् । पुमांसं पुत्रानाधेहि दशमे मासि सूतवे स्वाहा ॥७॥ सौत्रमन्त्राः ॥

ओ३म् भूर्भुवः स्वः । प्रजापते न त्वदेतान्यन्यो विश्वा जातानि परिता बभूव । यत्कामास्ते जुहुमस्तन्नो अस्तु वयं स्याम पतयो रयीणां स्वाहा ॥ इदं प्रजापतये–इदन्न मम ॥ ८ ॥ ऋ० मं० १० सू० १२१ मं० १०

આ પ્રમાણે આઠ આહુતિ આપ્યા બાદ નિમ્ન મંત્ર વડે એક ભાતની આહુતિ આપવી

ओ३म् प्रजापतये स्वाहा ॥

---

(**राकामहम्०**) સર્વાધાર, સર્વ પૂજ્ય પરમાત્માને હું પૂજું છું, અને તેનીજ સ્તુતિ કરૂં છું તે અમારી સ્તુતિ સાંભળીને આ ગર્ભના આત્માને શ્રેષ્ઠ બોધયુક્ત કરી, પ્રાણીઓનું શરીરની સાથે સંધાન કરે જેવી રીતે સંગીન સોયવડે કપડું શીવાય છે તેવી રીતે અસંખ્ય વિદ્યાદિ વામભાગના ગ્રહણ કરતા તથા લોકોમાં સ્તુતિ યોગ્ય વીર પુત્ર અમને કૃપા કરીને આપો

(**यास्ते०**) હે પરમાત્મન્! જેમ સુંદર રૂપગુણ તથા ઉત્તમ બુદ્ધિવાન્ સંતાન આપ અમને આપોછો તથા ઉત્તમ ધનાદિ ઐશ્વર્ય આપોછો તેવીજ રીતે આપ અમને પ્રેમ થકી અનેક પ્રકારની પુષ્ટિ આપો હે સુભગે! એજ પરમાત્માની કૃપાથી આપણી પ્રજા સુખપૂર્વક રહેશે

(**नेजमेष०**) હે પરમાત્મન્! આ મારી પુત્ર કામનાવાળી સ્ત્રીના ગર્ભાશયમાં જે ગર્ભ છે તે આપની કૃપા વડે દશ માસ સુધી સ્થિર રહો

(**यथेयम्०**) હે જગદીશ્વર! જેમ આ પૃથ્વી પોતામાં પડેલા બીજને પૂર્ણ કાલ સુધી પોતાના ગર્ભમાં રાખે છે, તેમ આ મારી સ્ત્રી પણ આપની કૃપાથી ગર્ભને દશમે માસે જન્મ આપો

(**विष्णो श्रेष्ठेन०**) આ પૃથ્વી રૂપી સ્ત્રીમાં પરમાત્માની કૃપાથી ઉત્તમ સ્વરૂપવાન પુત્ર દશમે માસે જન્મો

નિમ્ન મંત્ર વડે ખીચડીની એક આહુતિ આપવી.

ओ३म् यदस्य कर्मणोऽत्यरीरिचं यद्वा न्यूनमिहाकरम् । अग्निष्टत्स्विष्टकृद्विद्यात्सर्वं स्विष्टं सुहुतं करोतु मे । अग्नये स्विष्टकृते सुहुतहुते सर्वप्रायश्चित्ताहुतीनां कामानां समर्द्धयित्रे सर्वान्नः कामान्त्समर्द्धय स्वाहा ॥ इदमग्नये स्विष्टकृते इदन्न मम ॥ शत० ब्रा० कां० १४ अ० ८ ब्र० ७ कं० ५

પછી નિમ્નલિખિત મંત્રો વડે આઠ ઘૃતાહુતિ આપવી

ओ३म् त्वन्नोऽअग्ने वरुणस्य विद्वान् देवस्य हेडोऽअवयासिसीष्ठाः । यजिष्ठो वह्नितमः शोशुचानो विश्वा द्वेषांसि प्रमुमुग्ध्यस्मत् स्वाहा ॥ इदमग्निवरुणाभ्याम्—इदन्न मम ॥१॥ ओ३म् सत्वन्नोऽअग्नेऽवमो भवोती नेदिष्ठोऽअस्याउषसो व्युष्टौ । अवयक्ष्व नो वरुणं रराणो वीहि मृडीकं सुहवो न एधि स्वाहा ॥ इदमग्निवरुणाभ्यां इदन्न मम ॥२॥ ऋ० मं० सू० १ मं० ४–५

ओ३म् इमं मे वरुण श्रुधी हवमद्या च मृडय । त्वामवस्युराचके स्वाहा ॥ इदं वरुणाय इदन्न मम ॥३॥ ऋ० मं० १ मं० ४–५

ओ३म् तत्वा यामि ब्रह्मणा वन्दमानस्तदाशास्ते यजमानो हविर्भिः । अहेडमानो वरुणेह बोध्युरुशंस मा न आयुः प्रमोषीः स्वाहा ॥ इदं वरुणाय—इदन्न मम ॥४॥
ऋ० मं० १ सू० २४ मं० ११

ओ३म् येते शतं वरुण ये सहस्रं यज्ञियाः पाशा वितता महान्तः । तेभिर्नो अद्य सवितोत विष्णुर्विश्वे मुञ्चन्तु मरुतः स्वर्काः स्वाहा ॥ इदं वरुणाय सवित्रे विष्णवे विश्वेभ्यो देवेभ्यो मरुद्भ्यः स्वर्केभ्यः—इदन्न मम ॥५॥ ओ३म् अयाश्चाग्नेऽस्यनभिशस्तिपाश्च सत्यमित्त्वमयाऽसि । अया नो यज्ञं वहास्यया नो धेहि भेषजꣳ स्वाहा ॥ इदमग्नये अयसे—इदन्न मम ॥६॥ ओ३म् उदुत्तमं वरुण पाशमस्मदवाधमं विमध्यमꣳ श्रथाय । अथा वयमादित्य व्रते तवानागसोऽअदितये स्याम स्वाहा । इदं वरुणायाऽदित्यायाऽदितये च इदन्न मम ॥७॥ ऋ० मं० १ सू० २४ मं० १५

ओ३म् भवतन्नः समनसौ सचेतसावरेपसौ । मा यज्ञꣳ हिꣳसिष्टं मा यज्ञपतिं जातवेदसौ शिवौ भवतमद्य नः स्वाहा ॥ इदं जातवेदोभ्यां—इदन्न मम ॥८॥ य० अ० ५ मं० ३

ઉપરોક્ત આઠ આહુતિ આપ્યા પછી વ્યાહૃતિ આહુતિ ચાર ઘીની આપવી —

ओ३म् भूरग्नये स्वाहा ॥ इदमग्नये-इदन्न मम ॥
ओ३म् भुवर्वायवे स्वाहा ॥ इदं वायवे-इदन्न मम ॥
ओ३म् स्वरादित्याय स्वाहा ॥ इदमादित्याय-इदन्न मम ॥
ओ३म् भूर्भुवः स्वरग्निवाय्वादित्येभ्यः स्वाहा ॥ इदमग्निवाय्वादित्येभ्यः-इदन्न मम ॥

આ પ્રમાણે ઉપરની સઘળી આહુતિઓ આપ્યા બાદ પતિપત્નીએ એકાન્તમા જઇને ઉત્તમાસનપર બેસવુ પછી પતિ પત્નીની પાછળ બેસીને નિમ્નલિખિત મન્ત્રોનો પાઠ કરે,—

ओ३म् सुमित्रिया न आप ओषधयः सन्तु । दुर्मित्रियास्तस्मै सन्तु । योऽस्मान्द्वेष्टि यं च वयं द्विष्मः ॥ यजु० अ० ६ मं० २२

ओ३म् मूर्द्धानं दिवो अरतिं पृथिव्या वैश्वानरमृतऽआ जातमग्निम् । कविᳬ सम्राजमतिथिं जनानामासन्ना पात्रं जनयन्त देवाः ॥ यजु० अ० ७ मं० २४

ओ३म् अयमूर्जावतो वृक्ष ऊर्जीव फलिनी भव । पर्णं वनस्पते नुत्वा नुत्वा सूयताᳬरयिः ॥ सामवेदमन्त्रब्रा० प्रपा० १ खं० ५ मं० १

ओ३म् येनादितेः सीमानं नयति प्रजापतिर्महते सौभगाय । तेनाहमस्यै सीमानं नयामि प्रजामस्यै जरदष्टिं कृणोमि ॥ ओ३म् राकामहᳬ सुहवाᳬ सुष्टुती हुवे शृणोतु न सुभगा बोधतु । उपार्गहि सहस्रपोषᳬसुभगे रराणा ॥

---

( सुमित्रिया० ) હેપરમાત્મન્ ! આપની કૃપાથી પ્રાણ, જલ તથા સર્વ ઔષધી અમારી મિત્ર—હિતકર્તા થાઓ, તથા જે અમારા શત્રુ—અમારી ઇર્ષ્યા કરનારા—જેનો અમે દ્વેષ કરીએ છીએ તેમને માટે સર્વ ઔષધિ તથા જગત્‌ના જલાદિ પદાર્થો દુર્મિત્રિયા અર્થાત્ અહિતકારી થાઓ કે જેથી એમનુ બલ કદી ન વધે

( मूर्धानं० ) જે તેજસ્વી સૂર્યાદિ પદાર્થોનો મૂર્ધાસ્થાનિ—સર્વથી ઉત્કૃષ્ટ—પૃથિવી આદિનો રચનાર, વિશ્વનો રાજા, સર્વપૂજ્ય, સત્યનો આધાર સર્વનો પ્રકાશક તથા સર્વજ્ઞપરમાત્મા કે જેને દેવ—વિદ્વાનો વિજ્ઞાનથી જાણીને હૃદયમા માને છે, તે પરમાત્મા આ ગર્ભની રક્ષા કરો

( अयमूर्जावतो० ) જેમ આ ઉદુમ્બર વૃક્ષ બહુ ફળ વાળું છે તેમજ હે સ્ત્રિ ! તુ પણ મહુતર ફળશાલિની—બહુપુત્રવતી થા જગત્ પોષક પરમાત્મા તને ધનસંપન્ન કરો

(येनादितेः०) પ્રજાપતિ-પરમાત્મા અદિતિ પૃથ્વીની સીમાને જે સામર્થ્ય વડે બનાવે છે અને જાણે છે, પરમાત્માના તે સામર્થ્ય વડે આ સ્ત્રીની સીમા કેશની અવધિને સૌભાગ્ય, પુત્ર પૌત્રાદિ તથા ધન ધાન્યાદિ ઐશ્વર્યને માટે હુ ઉન્નતિશીલ કરૂ છુ, તથા આ મારી પત્નીની પ્રજાને ઇશ્વરાનુગ્રહથી વૃદ્ધાવસ્થાપર્યન્ત સુખથી સ્થિર રહે તેવી કરૂ છુ

(राकामहं०) હે જગદીશ્વર ! ચન્દ્રમાયુક્ત રાત્રિ વડે સુન્દર સ્પર્ધા કરવા યોગ્ય સ્ત્રી કે જેને અમે પ્રાપ્ત થઇએ છિયે તે અમને ઉત્તમ ઐશ્વર્યની તથા અસંખ્ય પ્રકારની પુષ્ટિની પ્રાપ્તિ કરાવે.

**ओ३म् किंपत्मना सीव्यत्वपः सूच्या छिद्यमानया ददातु वीरं शतदायुमुक्थ्यम् ॥ ओ३म् यास्ते राके सुमतयः सुपेशसो याभिर्ददासि दाशुषे वसूनि । ताभिर्नो अद्य सुमना-उपागहि सहस्रपोषं सुभगे रराणा ॥ ओ३म् नेजमेष परापत सुपुत्रः पुनरापत । अस्यै मे पुत्रकामायै गर्भमाधेहि यः पुमान् ॥ ओ३म् यथेयं पृथिवी मही दाधार इमान्‌वनस्पतीन् । एवं ते ध्रियतां गर्भो अनुसूतुं सवितवे ॥ ओ३म् यथेयं पृथिवी मही उत्ताना गर्भमादधे । एवं त्वं गर्भमाधेहि दशमे मासि सूतवे ॥**

ઉપરોક્ત મંત્રો બોલીને પતિએ પોતાના હાથે પત્નીના કેશમાં સુગન્ધિત્ તેલ નાખી કાંસકી વડે ઓળીને ઉમરડા અથવા અર્જુનવૃક્ષની ડાંડી અથવા દર્ભની મૃદુ સળી અથવા શીસોળીયા વડે કેશ સાફ કરીને સુંદર વેણી બાંધીને પછી યજ્ઞશાલામાં આવવું, આ વખતે વીણા આદિ વાજાં વગડાવવાં તત્પશ્ચાત્ પાછળ લખ્યા પ્રમાણે સામવેદ ગાન કરવું પછી —

**ओ३म् सोम एव नो राजेमा मानुषीः प्रजा । अविमुक्त चक्र आसीरंस्तीरे तुभ्यं असौ ॥***

આરંભમાં આ મંત્રનું ગાન કરીને પછી અન્ય મન્ત્રોનું ગાન કરવું ત્યારબાદ ખીચડીની આહુતિઓ આપતાં વધેલી ખીચડીમાં પુષ્કળ ઘી નાખીને ગર્ભિણી સ્ત્રી પોતાનું પ્રતિબિંબ તે ઘીમાં જુએ આ સમયે પતિ પત્નીને પૂછે કે "**किं पश्यति**" (શું જુએ છે) પત્ની ઉત્તર આપે કે "**प्रजां पश्यामि**" (સંતતિ જોઉં છું) ત્યારબાદ એકાન્તમાં પોતાના કુલની વૃદ્ધ, કુલીન, સૌભાગ્યવતી, પુત્રવતી સ્ત્રિઓ તથા બ્રાહ્મણની સ્ત્રીઓ ગર્ભિણીની સાથે પ્રસન્ન વદને બેસે તથા પ્રસન્નતાની વાતો કરે અને ગર્ભિણી તે ખીચડી ખાય પછી પાસે બેઠેલી સ્ત્રિઓ નીચે પ્રમાણે ગર્ભિણીને આશિર્વચન દે —

**ओ३म् वीरसूस्त्वं भव जीवसूस्त्वंभव जीवपत्नीत्वं भव ॥**

આ પ્રમાણે શુભ માંગલિક વચન બોલવા તત્પશ્ચાત્ સંસ્કારમાં આવેલા મનુષ્યોનો યથાયોગ્ય સત્કાર કરી સ્ત્રી સ્ત્રિયોને તથા પુરૂષ પુરૂષોને વિદાય કરે

---

(**किंपत्मना॰**) આ મંત્રનો અર્થ આગળ ઉપર આવી ગયો છે

(**यास्तेराके॰**) હે પરમાત્મન્! જેમ સુંદર રૂપ ગુણ તથા ઉત્તમ બુદ્ધિવાળા સંતાન તથા ધનાદિ ઐશ્વર્ય આપો છો, તેમજ મને તથા મારી સ્ત્રીને દીર્ઘાયુ કરી સંપત્તિયુક્ત કરો

(**सोमएव॰**) જેમ આ નદીનું પાણીચક્ર ફરે છે (સૂર્યદ્વારા સોષાઇને પાછું વર્ષાદ્વારા નદીમાં આવે છે) તેમ આ સંસારરૂપી નદીમાં જગત્ પ્રેરક પરમાત્મા આ માનુષી પ્રજાને તેમના કર્મો પ્રમાણે મોકલે છે અને એ ચક્ર નિરંતર ચલાવે

* **असौ** પદના સ્થાનમાં કોઇ નદીનું નામ બોલવું

(**वीरसूस्त्व॰**) હે સ્ત્રિ! તું શૂરવીર દીર્ઘાયુ પુત્રને જન્મ આપ, અને તું પણ પ્રસન્ન થયા પછી જીવિત રહે

**॥ इति सीमन्तोन्नयनसंस्कारविधिः ॥**

# ॥ अथ जातकर्मसंस्कारविधिः ॥



આ સસ્કારનો સમય, પ્રમાણ તથા વિધિ નીચે પ્રમાણે છે

**सोष्यन्तीमद्भिरभ्युक्षति० ॥ पार० गृ० सू० १–१६–२**

આ પ્રમાણે આશ્વલાયન, ગોભિલીય તથા શૌનક ગૃહ્યસૂત્રોમા પણ લખેલુ છે

જ્યારે પ્રસવ સમય થાય ત્યારે નિમ્નલિખિત મત્રો વડે ગર્ભિણી સ્ત્રીના શરીર પર જલ વડે માર્જન કરવુ —

*** ओ३म् एजंतु दशमास्यो गर्भों जरायुणा सह । यथायं वायुरेजति यथा समुद्रएजति । एवायं दशमास्यो अस्त्रज्जरायुणा सह ॥ यजुः० अ० ८ मं. २८**

આ મત્ર વડે માર્જન કર્યા બાદ,

**ओ३म् अवैतु पृश्निशेवलꣳ शुभे जराय्वत्तवे । नैवमाꣳसेन पीवरीं न कस्मिंश्चनायतनमवगाजरायु पद्यताम् ॥ पा गृ सू. १–१६**

આ મત્રનો જપ કરીને પુન માર્જન (જલસિચન) કરવુ

**कुमारं जातं पुराऽन्यैरालम्भात् सर्पिर्मधुनी हिरण्यनिकार्षं हिरण्ययेनप्राशयेत् ॥ आश्वलायन गृ सू अ. १ खं १५ सू. १ ॥**

જ્યારે પુત્રનો જન્મ થાય ત્યારે પ્રથમ દાયણ આદિ સ્ત્રિઓએ બાલકના શરીર ઉપરનો ઓર દૂર કરી, મુખ, નાસિકા, કાન, આખ આદિમાથી મળને શીઘ્ર દૂર કરી કોમળ વસ્ત્ર વડે શરીર કોરૂ કરી બાળકને તેના પિતાના ખોળામા આપવુ પછી પિતાએ તેને જ્યા વાયુ તથા શીતલતા ન હોય ત્યા લઇ જઇને બેસી એક વેતભર નાળ રાખીને તેને સૂતર વડે બાધી વધારાની નાડીને તીક્ષ્ણ છરી વડે કાપી નાખવી ત્યાર બાદ બાલકને ઉષ્ણ જલ વડે સ્નાન કરાવી શુદ્ધ વસ્ત્ર વડે કોરૂ કરી, શુદ્ધ નવીન કોમલ વસ્ત્ર પહેરાવવુ ત્યારબાદ પ્રસૂતિગૃહની બહાર યજ્ઞકુડ તૈયાર કરાવ્યો હોય તો ત્યા અથવા ના ગામનો યજ્ઞકુડ હોય તો તે મૂકીને સમિધાચયન વગેરે પ્રથમથીજ તૈયાર રખાવેલુ હોય ત્યા જઇ બાલકના પિતાએ પોતાના હાથ પગ ધોઇ નાખીને વેદિની પશ્ચિમમા પુર્વાભિમુખે બેસવુ, અને *પુરોહિત કુડના દક્ષિણ ભાગમા ઉત્તરાભિમુખ બેસે પછી પુરોહિત તથા યજમાનની આગળ પ્રસ્તુત સસ્કારોપયોગી સર્વ સામગ્રી ગોઠવી દેવી, અને યજમાને પુરોહિતને કહેવુ કે —

---

* આ મત્રનો અર્થ ગર્ભાધાન પ્રકરણમા આપેલો છે ત્યા જોઇ લેવો.

(अवैतु०) હે પરમાત્મન્! આ ગર્ભજરાયુ (ઓર) વેષ્ટિત આપની કૃપા વડે ઓર તુટી જઇ અથવા તો કઇ પણ નાડી તુટયાવિના તે ગર્ભ બહાર આવો

*ધર્માત્મા શાસ્ત્રોક્ત વિધિને પૂર્ણ રીતિ જાણનાર, વિદ્વાન, સદ્ધર્મી, કુલીન, નિર્વ્યસની, સુશીલ, વેદપ્રિય, પૂજનીય, સર્વોપકારી ગૃહસ્થની પુરોહિત સજ્ઞા છે

ओ३म् आ वसोः सदने सीद ॥

પુરોહિતે જવાબ આપવો કે,

ओ३म् सीदामि ॥

ઉપર પ્રમાણે પુરોહિતે બોલીને પોતાના આસન ઉપર બેસવું ત્યારબાદ પુરોહિતે અગ્ન્યાધાન, સમિધાદાન પંચઘૃતાહુતિ, જલપ્રોક્ષણ તથા આઘારાવાજ્યભાગાહુતિ ચાર અને વ્યાહૃતિ આહુતિ ચાર આપવી ત્યારબાદ નિચે લખેલા મંત્રો વડે ઘૃતાહુતિ આપવી —

**ओ३म् या तिरश्ची निपद्यते अहं विधरणी इति । तां त्वा घृतस्य धारया यजे सꣳराधनीमहम् । सꣳराधिन्यै देव्यै देष्ट्र्यै स्वाहा ॥ इदंसंराधिन्यै–इदन्न मम ॥ १ ॥ ओ३म् विपश्चित् पुच्छमभरत्तद्धाता पुनराहरत् । परेहि त्वं विपश्चित्पुमानयं जनिष्यतेऽसौ नामास्वाहा ॥ इदंधात्रे–इदन्न मम ॥ २ ॥ सामवेदमन्त्रब्राह्मणे प्रपा. १ खं० मं० ६–७**

ઉપર પ્રમાણે ઘૃતાહુતિ આપ્યા પછી વામદેવ્ય ગાન કરીને પૃષ્ઠ ૩ થી પૃષ્ઠ ૪ સુધી લખ્યા પ્રમાણે ઇશ્વરોપાસના કરવી તત્પશ્ચાત્ ઘી મધ *બરોબર મેળવીને પ્રથમથી તૈયાર કરાવેલી સોનાની સળીથી તે મિશ્રણ વડે બાળકની જીભ ઉપર —

---

(**या तिरश्ची०**) હે ગર્ભ ધારણને માટે ધરણીરૂપ થતી સ્ત્રિ ! ઘૃતને તેની ધારાથી હું સત્કૃત કરું છું તું ગર્ભની સમ્યક સિદ્ધિ કરનારી છે એવી ગુણવાળી સ્ત્રી હું તને અનુકૂલ રહીશ

(**विपश्चित्०**) ગર્ભવિદ્યાને જાણનારો વિદ્વાન પતિ સ્ત્રીમાં ગર્ભ નિષિક્ત કરે છે અને જન્મ સમયમાં જાતકર્મ વડે આહરણ કરેછે હે ગર્ભવિદ્યામાં નિપુણ પતિ ! તમે સૂતિકા ગૃહની બહાર રહો કારણ કે સ્ત્રી પુત્રને જન્મ આપશે, (જન્મ થતી વખતે પતિએ સ્ત્રીની પાસે ન રહેવું).

* ઘી અને મધ સરખા ભાગે મેળવવાથી વિષસમાન થાય છે માટે ઘી એક રૂપિયાભાર તો મધ બે રૂપિયાભાર એ પ્રમાણથી મેળવવું (ભાષાન્તર કર્તા)

(**प्रतेददामि०**) હે બાલક ! તને મધુ અને ઘૃતનો ખોરાક પ્રથમ હું ભોજનાર્થે આપું છું, તું જગદુત્પાદક પરમાત્માની કૃપાથી સર્વોત્તમ દ્રવ્યાદિ પદાર્થોનો ભોક્તા થા તું મારા પુત્રરૂપ ઉત્પન્ન થયો છે, તને હું વેદનું દાન આપું છું, તું ઇશ્વરાનુગ્રહથી વિદ્વાન્ થા, તથા આ લોકમાં ઇન્દ્રિયો તથા વિદ્વાનો વડે રક્ષિત થઇને સો વર્ષ જીવ

(**भूस्त्व० भुवस्त्व० स्वस्त्व० भूर्भुवः स्वस्तायि**) હે બાલક ! ભૂલોક, અંતરિક્ષલોક તથા સ્વર્લોક એ ત્રણે લોકનું ઐશ્વર્ય તારામાં સ્થાપું છું

**ओ३म्**

આ અક્ષરો લખીને બાળકના દક્ષિણ કાનમા "त्व वेदोसि" (તારૂ ગુપ્ત નામ વેદ છે) એ પ્રમાણે કહીને પૂર્વથી મેળવેલા ઘી અને મધમા સુવર્ણની સળી વડે નીચેના મ ત્રો બોલી બાળકને થોડું થોડુ ચટાડે —

**ओ३म् मेधान्ते मित्रावरुणौ मेधामग्निर्दधातुते । मेधान्ते अश्विनौ देवावाधत्तां पुष्करस्रजौ ॥ सामवेद मं. ब्रा. प्रपा १ खं. ५ मं. ९**

**ओ३म् प्रते ददामि मधुनो घृतस्य वेद सवित्रा प्रसूतं मघोनाम् । आयुष्मान् गुप्तो देवताभिः इति जीव शरदो लोके अस्मिन् ॥ १ ॥ ओ३म् भूस्त्वयि दधामि ॥ २ ॥ ओ३म् भुवस्त्वयि दधामि ॥ ३ ॥ ओ३म् स्वस्त्वयि दधामि ॥ ४ ॥ ओ३म् भूर्भुवः स्वस्सर्वं त्वयि दधामि ॥ ५ ॥ ओ३म् सदसस्पतिमद्भुतं प्रियमिन्द्रस्य काम्यम् । सनिं मेधामयासिष९ स्वाहा ॥ ६ ॥ यजुः० अ ३२ मं १३.**

આ પ્રત્યેક મ ત્ર વડે છ વાર ઘૃત મધુ પ્રાશન કરાવીને ચોખા તથા જવને શુંધ કરીને પાણીની સાથે પીસીને વસ્ત્રગાળ કરી એક પાત્રમા રાખી હાથના અ ગુઠા તથા અનામિકા વડે થોડું લઇને.—

નિમ્ન મંત્ર બોલીને બાલકના મુખમા એક ટીંપુ પાડવુ (આ માત્ર ગોભિલીય ગૃહ્યસૂત્રનો મત છે).

**ओ३म् इदमाज्यमिदमन्नमिदमायुरिदममृतम् ।**

**सामवेद मंत्र आ० प्रपा १ खं. ५ मं. १८.**

પશ્ચાત્ બાલકનો પિતા બાલકના દક્ષિણ કાન આગળ પોતાનુ મુખ રાખીને નીચેના મ ત્રો બોલે —

**ओ३म् मेधान्ते देवः सविता मेधां देवी सरस्वती ॥ मेधान्ते आश्विनौ देवावाधत्तां पुष्करस्रजौ ॥१॥ ओ३म् अग्निरायुष्मान् स वनस्पतिभिरायुष्माँस्तेनत्वायु-**

---

હે બાલક ! તું જ્ઞાનના રક્ષક, ઐશ્વર્ય ગુણકર્મ સ્વભાવવાળા પરમાત્માની કૃપાથી, ઇંદ્રિયોના માલિક જીવના ઇચ્છિત પ્રિય વિષયો તથા સત્યાસત્યનું યથાવત્ નિરીક્ષણ કરનાર ઉત્તમ બુદ્ધિને પ્રાપ્ત થા

હે બાળક ! આ ઘી તથા અન્ન તારે માટે આયુષ્ય તથા જીવનપ્રદ થાવ

(**मेधान्ते०**) હે પુત્ર (અગર પુત્રી !) તને સવિતા દેવ-પરમેશ્વર-શીઘ્ર શાસ્ત્રગ્રહણ કરનારો બુદ્ધિ આપે તથા સરસ્વતી પરમાત્માની વાણી વેદવિદ્યા તને બુદ્ધિ આપે તથા અશ્વિન્ દેવ, સૂર્ય ચ દ્રને જેણે માળાવત્ ધારણ કરેલા છે એ બે પ્રકારનો વાયુ-કે જેનાથી લોકાન્તરની સ્થિતિ પામેલી છે તે તને બુદ્ધિ પ્રદાન કરે

(**अग्निरायु०**) હે બાળક ! જેવી રીતે વનસ્પતિ વડે અગ્નિ, ઔષધી વડે ચદ્રમા, બ્રાહ્મણો વડે વેદઅમૃત, સત્યવિદ્યા વડે વિદ્વાન્, સત્ય વ્રત વડે ઋષિ, સત્યજ્ઞાનવડે પિતૃ,

षायुष्मन्तं करोमि ॥२॥ ओ३म् सोमऽआयुष्मानस ओषधीभिरायुष्माँस्तेन* ॥३॥ ओं ब्रह्म आयुष्मत् तद्ब्राह्मणैरायुष्मत्तेन• ॥ ४ ॥ ओ३म् देवा आयुष्मन्त स्तेऽमृतेना युष्मन्तस्तेन० ॥५॥ ओ३म् ऋषय आयुष्मन्तस्ते व्रतैरायुष्मन्तस्तेन० ॥६॥ ओ३म् पितर आयुष्मन्तस्ते स्वधाभिरायुष्मन्तस्तेन० ॥ ७ ॥ ओ३म् यज्ञ आयुष्मान् स दक्षिणाभिरायुष्माँस्तेन० ॥ ८ ॥ ओ३म् समुद्र आयुष्मान् स स्रवन्तीभिरायुष्माँस्तेन त्वायुषायुष्मन्तं करोमि ॥९॥ पार. गृ. सू. क. १६ मं. ६

ઉપર પ્રમાણે ડાબા કાન આગળ પોતાનુ મુખ રાખીને ઉપરોકત નવ મ ત્રો બોલવા પશ્ચાત્ પિતા બાલકના ખભાને પોતાનો હાથ લગાડીને નિમ્નલિખિત મ ત્રો બોલે

ओ३म् इन्द्र श्रेष्ठानि द्रविणानि धेहि चित्तिं दक्षस्य सुभगत्वमस्मे पोषं रयीणामरिष्टिं तनूनां स्वाद्मानं वाचः सुदिनत्वमह्नाम् ॥

ऋ. मं. २ अ. ३ सू. २१ मं. ६.

ओ३म् अस्मे प्रयन्धि मघवन्नृजीषिन्निन्द्र रायो विश्ववारस्य भूरेः । अस्मे शतं शरदो जीवसे धा अस्मे वीराञ्छश्वत इन्द्र शिप्रिन् ॥ ऋ मं. ३ अ सू ३६ मं. १०

ओ३म् अश्मा भव परशुर्भव हिरण्यमस्तृतं भव । वेदो वै पुत्रनामासि सजीव शरदः शतम् ॥ पार. गृ सू कं. १६ मं. १८

ઉપરોકત મ ત્રો બોલી રહ્યા પછી નિમ્ન મ ત્રનો ત્રણ વાર જપ કરીને બાલકની ખાધપરથી હાથ ઉઠાવી લેવો

---

દક્ષિણાવડે યજ્ઞ, જલથી વહેતી નદીઓ વડે સમુદ્ર દીર્ઘાયુ થાય છે, તેવીજ રીતે તને હુ દીર્ઘાયુ કરૂં છુ

* આગળ ઉપરના મ ત્રમા જે છે તે પ્રમાણે त्वायुषा ઇત્યાદિ પૂરો મ ત્ર બોલવે

(इन्द्रश्रेष्ठानि) હે પરમાત્મન્ ! આ સંતાન અત્યુત્તમ, ઐશ્વર્યવાન, પુષ્ટ, ધનવાન, નિરોગી, જ્ઞાની, ધર્મમાર્ગે ધન પેદા કરનાર વગેરે શુભ ગુણ વાળો થાઓ (માતાપિતાએ સન્તાન ઉપરોકત ગુણવાળું થાય તેને માટે પ્રયત્ન કરવો જોઇએ )

(अस्मेप्रयन्धि० ) પરમ કૃપાળુ જગદીશ્વર ! આ બાળક પરાક્રમી, બહુ સત્કારયુકત, ધનથી પરિપૂર્ણ, સરલ સ્વભાવવાળો અને સૂર્ય સમાન સુદૃઢ પ્રતાપી થાય, તથા પ્રથમ પોતાના ધનમાથી બીજાને આપી પછી તેને ભોગવે અને સો વર્ષ સુધી જીવે તેવી કૃપા કરો.

(अश्माभव० ) હે પુત્ર ! તુ ઇશ્વરાનુગ્રહથી પત્થર સમાન દૃઢેન્દ્રિય થા, પરશુ (ફરશી) સમાન સ્વયં અચ્છેદ્ય થઇ શત્રુઓનો છેદક થા અને હિરણ્ય સમાન તેજસ્વી તથા જેનો કદી વિયોગ ન થાય તેવો થા, તારૂં પ્રસિધ્ધ નામ વેદ છે તુ ઇશ્વરાનુગ્રહથી સો વર્ષ સુધી જીવ.

**ओ३म् त्र्यायुषं जमदग्नेः कश्यपस्य त्र्यायुषम् । यद्देवेषु त्र्यायुषं तन्नो अस्तु त्र्यायुषम् ॥ यजुः० अ० मं० ६२**

પશ્ચાત્ જ્યાં બાલકનો જન્મ થયો હોય ત્યાં જઈને, નિમ્ન મંત્રનો જપ કરવો

**ओ३म् वेद ते भूमि हृदयं दिवि चन्द्रमसि श्रितम् । वेदाहं तन्मां तद्विद्यात्पश्येम शरदःशतं जीवेम शरदः शतꣳ शृणुयाम शरदः शतम् ॥ पा० गृ० सू० ।**

પશ્ચાત્ નિમ્ન મંત્રો બોલતાં જવાં અને સુગન્ધિત જલ વડે પ્રસૂતાના શરીરનું માર્જન કરવું

**ओ३म् यत्ते सुसीमे हृदयꣳ हितमन्तः प्रजापतौ । वेदाहं मन्ये तद्ब्रह्म माहं पौत्रमघं निगाम् ॥ साम० मं० ब्रा० प्र० १ खं० ५ मं० १०**

**ओ३म् यत्पृथिव्या अनामृत दिवि चन्द्रमसि श्रितम् । वेदामृतस्येह नाममाहं पौत्रमघꣳरिषम् ॥ ओ३म् इन्द्राग्नी शर्म यच्छतं प्रजापती यथायन्न प्रमीयते पुत्रो जनित्र्या अधि ॥ ओ३म् यददश्चन्द्रमसि कृष्णं पृथिव्या हृदयꣳ श्रितम् । तदहं विद्वाꣳस्तत्पश्यन् माहं पौत्रमघꣳ रुदम ॥ सा० मं० ब्रा० प्रपा० १ खं ५ मं० ११-१२-१३.**

પશ્ચાત્ નિમ્ન મંત્રો વડે આશીર્વાદ દે

**ओ३म् कोसि कतमोस्येषोस्यमृतोसि । आहस्पत्यंमासं प्रविशासौ ॥ ओ३म् सत्वाह्ने परिददात्वहस्त्वा रात्र्यै परिददातु रात्रिस्त्वाहोरात्राभ्यां परिददात्वहोरात्रे**

---

(**त्र्यायुष०**) હે પુત્ર ! પરમાત્માની કૃપાથી તું પૂર્વના વિદ્વાનોની પેઠે બ્રહ્મચર્ય આશ્રમનું યથાવત્ પાલન કરીને, ત્રણસો વર્ષ સુધી ચક્ષુ આદિ ઇન્દ્રિયો સહિત રહીને, શરીર, બુદ્ધિ, બલ તથા પરાક્રમાદિ ગુણસંપન્ન થા, અને ત્રણસો વર્ષ સુધી જીવ

(**वेद ते भूमि०**) હે પુત્ર ! તારામાં સ્થિત મારા હૃદયને તું જાણ અને હું તારા હૃદયને જાણું છું, અને આપણે બન્ને પરમાત્માની કૃપાથી સો વર્ષ સુધી જીવીએ

(**यत्पृथिव्या०**) જે અમૃત પૃથ્વી, દ્યુલોક તથા ચન્દ્રમા રહેલું છે તેના ગુણને હું જાણું છું અને તેથી આ જલ વડે આપણે પુત્રવિયોગ સંબંધી દુઃખથી રહિત થઈએ

(**इन्द्राग्नी०**) ઇન્દ્ર તથા અગ્નિ અને પ્રજાપાલક પરમાત્મા અમારી પ્રજાને માટે કલ્યાણ દાતા થાઓ તથા આ પુત્ર તેની માતાના ગર્ભાશયથી અલગ થતાં (એટલે કે જન્મતાજ) ન મરે એવી કૃપા કરો

(**यद्दश्चन्द्रमसि०**) હે પરમાત્મન્ ! ચન્દ્રમાં પૃથ્વીની છાયારૂપી કૃષ્ણવર્ણનું પડેલું લાંછન હું પદાર્થવિત્ વિદ્વાન્ જાણું છું, અને તેથી પુત્રસંબંધી દુઃખ પામીને હું આપની કૃપાથી રોઈશ નહી

(**कोसि कतमोसि०**) હે બાલક ! તારું નામ શું ? તું અકાલમરણધર્મી છે કે પૂર્ણાયુષી છે ? જો તું ન જાણતો હોય તો સાંભળ તું અમુક નામ વાળો છે તું બૃહસ્પતિ સૂર્યના સંક્રાન્તિકૃત સૌરમાસમાં પ્રવેશ કર—દીર્ઘાયુ થા

त्वार्द्धमासेभ्यः परिदत्तामर्द्धमासास्त्वा मासेभ्यः परिददतु मासास्त्वर्तुभ्यः परिदद-त्वृतवस्त्वा संवत्सराय परिददतु संवत्सरस्त्वायुषे जरायै परिददात्वसौ ॥ ७ ॥ सा० मं० ब्रा० प्रपा० १ खं० ५ मं० १४–१५

પશ્ચાત્ નિમ્ન મંત્રો બોલીને પુત્રના માથાનું આઘ્રાણ કરે અર્થાત્ સુંઘે.

ओ३म् अङ्गादङ्गात्सꣳस्रवसि हृदयादधिजायसे । प्राणन्ते प्राणेन सन्दधामि जीव मे यावदायुषम् ॥ ओ३म् अङ्गादङ्गात्संभवसि हृदयादधिजायसे । वेदो वै पुत्रनामासि सजीव शरदः शतम् ॥ ओ३म् अश्मा भव परशुर्भव हिरण्यमस्तृतं भव । आत्मासि पुत्र मामृथाः सजीव शरदः शतम् ॥ ओ३म् पशूनां त्वा हिंकारेणाभि-जिघ्राम्यसौ ॥ सा० मं० ब्रा० प्रपा० १ खं० ५ मं० १६–१७–१८–१९

જ્યારે જ્યારે પરદેશથી આવે અથવા જાય ત્યારે ત્યારે ઉપરોક્ત ક્રિયા કરવી કે બાલક જેથી પુત્ર તથા માતા પિતામાં અતિ પ્રેમ વધે

પશ્ચાત્ નિમ્ન મંત્રવડે ઇશ્વરની પ્રાર્થના કરીને પ્રસૂતા સ્ત્રીને પ્રસન્ન કરવી

---

(सत्वा०) તે જગદુત્પાદક પિતા તને આયુષ્ય વર્દ્ધનાર્થ દિવસ આપો દિવસ પોતાના કાલમાં તારૂં રક્ષણ કરીને રાત્રિ આપો, રાત્રિ અહોરાત્રને, અહોરાત્ર પક્ષને, પક્ષ માસને, માસ ઋતુઓને, ઋતુઓ સંવત્સરને અને સંવત્સર તને જરાવસ્થા સુધી રક્ષણ કરી આયુષ્યમાન્ કરો

(अङ्गादङ्गात्सꣳस्रवसि०) હે બાલક ! તું મારા સમસ્ત અવયવોમાંથી સ્ત્રવિત થયેલો છે, મારા હૃદયમાંથી ઉત્પન્ન થયો છે માટે તારા પ્રાણનું મારા પ્રાણ જતા સુધી પણ પોષણ કરીશ હે પુત્ર ! તું શ્રુત્યુક્ત આયુમર્યાદા (સો વર્ષ) સુધી જીવ

(अङ्गादङ्गात्०) હે બાલક તું મારા પ્રત્યંગમાંથી પ્રત્યંમાંથી ઉત્પન્ન થયો છે મારા હૃદયમા-થીજ ઉત્પન્ન થયો છે માટે તું લોકમાં (મારી પેઠે) નિશ્ચયપૂર્વક વેદ પાઠી થઇ સો શરત્કાલ સુધી જીવ

(अश्मा भव०) હે બાલક ! તું શિલાસમાન દૃઢ થા ! પરશુ સમાન સ્વયં અજેય અને શત્રુનો ઘાતક થા ! સુવર્ણ સમાન યત્નપૂર્વક રક્ષણીય થા તું આત્મા નામથી પ્રસિદ્ધ છે તું અલ્પવયમાં ન મરતાં સો શરદૃતુ સુધી જીવ

(पशूनांत्वा०) હે બાલક ! જેમ ગવાદી પશુઓ પોતાના સંતાનોને પ્રેમથી સુંઘે છે તેમ હું તારા મસ્તિષ્કને સુંઘું છું

**ओ३म् इडासि मैत्रावरुणी वीरे वीरमजीजनथाः सात्वं वीरवती भव यास्मान्वीरवतोऽकरत् ॥ १ ॥ सौत्रमन्त्रः ॥**

પછી સ્ત્રીના બન્ને સ્તન કિંચિત્ ઉષ્ણ સુગંધિત જલ વડે ધોઇને કોરા કરવા અને નિમ્ન મંત્ર બોલીને પ્રથમ જમણુ સ્તન બાલકના મુખમા મુકવુ.

**ओ३म् इमꣳ स्तनमूर्जस्वन्तं धयापां प्रपीनमग्ने शरीरस्य मध्ये । उत्सं जुषस्व मधुमन्तमर्वन्त्समुद्रियꣳ सदनमा विशस्व ॥ यजुः अ० १७ मं० ८७**

પછી નિમ્ન મંત્ર બોલીને ડાબુ સ્તન બાલકના મુખમા આપવું

**ओ३म् यस्ते स्तनः शशयो यो मयोभूर्यो रत्नधा वसुविद्यः सुदत्रः । येन विश्वा पुष्यसि वार्याणि सरस्वती तमिह धातवे कः ॥ १ ॥ यजुः० अ० ३८ मं० ५ ॥**

તત્પશ્ચાત્ નિમ્ન મંત્ર વડે પ્રસૂતા સ્ત્રીના ખાટલાની ઉપરની બાજુએ અર્થાત્ માથા તરફ એક કલશ જળથી પુરો ભરીને દશ રાત્રિ સુધી ત્યાંજ મૂકી રાખવો, અને પ્રસૂતા સ્ત્રી પ્રસૂતિ ગૃહમા દશ દિવસ સુધી રહે

**ओ३म आपो देवेषुजागृथ यथा देवेषु जागृथ । एवमस्याꣳ सूतिकायाꣳ सुपुत्रिकायां जागृथ ॥ १ ॥ सौत्रमन्त्रः ॥**

પ્રસૂતિ ગૃહમા નિત્ય સાંજ સવાર નિમ્નલિખિત બે મંત્રો વડે ભાત અને સરષવ મેળવીને દશ દિવસ સુધી નિયમિત રીતે આહુતિઓ આપવી —

---

**(इडासि०)** હે સ્ત્રી! પ્રશંસિત મિત્ર તથા શ્રેષ્ઠ ગુણયુક્ત તુ છે, હે વીર સ્ત્રી! આ વીર ગુણયુક્ત બાલકને તે જન્મ આપ્યો છે તેથીજ વીરપુત્ર અને પતિયુક્ત થા, તુ જે અમને વીરપુત્રયુક્ત કરનારી છે તે સદૈવ ઇશ્વર કૃપાથી સુખી થા.

**(इमꣳस्तन०)** હે બાલક! તુ આ પ્રશંસિત બલદાતા, મધુરતાદિ ગુણયુક્ત, જલ સમાન તથા દૂધના સમુદ્રરૂપ આ સ્તનને પી, અને આ જગતમા પ્રવેશ કર

**(यस्तेस्तन०)** હે વિજ્ઞાનવતી સ્ત્રી! જેના આશ્રયવડે બાલક સુખપૂર્વક સુવે છે, તે દૂધના આધારરૂપ સ્તન કે જે સુખ સિદ્ધ કરનારા અને ઉત્તમોત્તમ ગુણોના ધારણ કર્તા ધનને પ્રાપ્ત થનારા, તથા જે સુંદર દાન દેનારા કે જેના આશ્રયથી સર્વ ગ્રહણ કરવા યોગ્ય વસ્તુઓ પુષ્ટ થાય છે, એવા સ્તનને આ બાલકના મુખમા પીવાને માટે મુક

**(आपो०)** બાળકસહિત પ્રસુત સ્ત્રીનુ સર્વ પ્રકારે ઇશ્વર કલ્યાણ કરો.

**(शण्डामर्का । आलिखन्न०)** હે પરમાત્મન્! દુષ્ટ સ્વભાવવાળા મનુષ્યો, તથા જંતુઓ અને અન્ય પ્રાણિઓથી આ બાળકનું રક્ષણ કરજો

ओ३म् शण्डामर्का उपवीरः शौण्डिकेयऽउलूखलः मलिम्लुचो द्रोणासश्च्यवनो नश्यतादितः स्वाहा इदं शण्डामर्कोपवीराय, शौण्डिकेयायोलूखलाय, मलिम्लुचो द्रोणाश्च्यवनो नश्यादितेभ्यश्च–इदन्न मम ॥ ओ३म् आलिखन्ननिमिषः किंवदन्त उपश्रुतिः। हर्यक्षः कुम्भीशत्रु पात्रपाणिर्नृमणिर्हन्त्रीमुखः सर्षपारुणश्च्यवनो नश्यतादितः स्वाहा। इदमालिखन्ननिमिषाय किंवदन्त्य उपश्रुत हर्यक्षाय कुम्भीशत्रवे पात्रपाणये नृमणये हन्त्रीमुखाय सर्षपारुणाय–इदन्न मम ॥ सौत्रमन्त्रः ॥

ઉપરોક્ત મંત્રો વડે દશ દિવસ સુધી હોમ કરીને પછી સારા વિદ્વાન, ધાર્મિક વૈદિક મતાનુયાયીઓ પ્રસૂતિગૃહની બહાર ઉભા રહીને અને બાળકનો પિતા અંદર રહીને આશીર્વાદરૂપી નીચે લખેલા મંત્રોનો પાઠ આનંદિત થઇને કરે —

ओ३म् मा नो॑ हासिषुर्ऋष॑यो दैव्या॒ ये त॑नू॒पा येन॑ स्त॒न्व॑स्तनू॒जाः। अम॑र्त्या मर्त्या॑ँ अ॒भि नः॑ सचध्व॒मायु॑र्धत्त प्र॒तरं॑ जी॒वसे॑ नः ॥ अथर्व. कां० ६ अनु० ४ सू० ४१ मं० ३। ओ३म् इ॒मं जी॒वेभ्यः॑ परि॒धिं द॑धामि॒ मैषां॒ नु गा॒दप॑रो॒ अर्थ॑मे॒तम्। श॒तं जीव॑न्तः श॒रदः॑ पुरू॒चीस्ति॒रो मृ॒त्युं द॑धतां॒ पर्व॑तेन ॥ २ ॥ अथर्व० कां० १२ अ० २ मं० २३ ओ३म् विवस्वा॑न्नो॒ अभ॑यं कृणोतु यः सु॒त्रामा॑ जी॒रदा॑नुः सु॒दानुः॑। इ॒हेमे वी॒रा ब॒हवो॑ भवन्तु॒ गोम॒दश्व॑व॒न्मय्य॑स्तु पु॒ष्टम् ॥ ३ ॥ अथर्व० कां० १८ अनु० २ मं० ६१ ॥

---

(**मानो०**) હે પરમાત્મન્! દિવ્ય ઋષિયો અમારો પરિત્યાગ ન કરો, શરીર રક્ષક! અમારા શરીરથી ઉત્પન્ન થયેલા અમારા તનુજો અમારો ત્યાગ ન કરો, અર્થાત્ તેઓ દીર્ઘ કાલપર્યંત જીવો હે અવિનાશી પરમાત્મન્! અમે મરણધર્મયુક્ત મર્ત્યોને આપ પ્રાપ્ત થાઓ અને અમને દીર્ઘાયુષ આપો

(**इमं जीवेभ्य**) હે જગદીશ્વર! આપ આ બાળકની આયુમર્યાદા દીર્ઘ કરીને એને દ્રવ્યવાન કરજો, તથા આયુ અને દ્રવ્યની પ્રાપ્તિને માટે જે બ્રહ્મચર્યાદિનું સેવન કરે તેમાં તું મદદ કરજે કે જેથી તે સો વર્ષ સુધી જીવે

(**विवस्मान् न**) હે આદિત્ય પરમાત્મન્! અમને મરણ ભયરહિત કરો તથા જીવન પ્રદાન કરો; હે જગત્રાતા! આપ અમને સર્વ પ્રકારે અભય કરો, હે જગદીશ્વર! આ લોકમાં અમારા પુત્ર પૌત્રાદિકોની વૃદ્ધિ થાઓ તથા ગવ્યાદિ પશુ અને પુષ્ટિકારક અન્ન તથા ધન અમને પ્રાપ્ત થાઓ

॥ इति जातकर्म संस्कारविधिः ॥

# ॥ नामकरणसंस्कारविधिंवक्ष्यामः ॥

अत्र प्रमाणम् । नाम चास्मै दद्युः ॥ १ ॥ घोषवदाद्यन्तरन्तःस्थमभिनिष्ठानान्तं द्व्यक्षरम् ॥ चतुरक्षरं वा ॥ ३ ॥ द्व्यक्षरं प्रतिष्ठाकामश्चतुरक्षरं ब्रह्मवर्चसकामः ॥ ४ ॥ युग्मानित्वेव पुंसाम् ॥ ५ ॥ अयुजानि स्त्रीणाम् ॥ ६ ॥ अभिवादनीयं च समीक्षेत तन्मातापितरौ विदध्यातामोपनयनात् ॥ ७ ॥ आश्व० गृ० सू० अ० १ खं० १५ सू० ४–५–६–७–८–९–१०

दशम्यामुत्थाप्य पिता नाम करोति । द्व्यक्षरं चतुरक्षरंवा घोषवदाद्यन्तरन्तःस्थ दीर्घाभिनिष्ठानान्तं कृतं कुर्यान्न तद्धितम् अयुजाक्षरमाकारान्तं स्त्रियैतद्धितम । शर्म ब्राह्मणस्य वर्म क्षत्रियस्य गुप्तेति वैश्यस्य ॥ पारस्कर गृ० सू० १-१७-२-४ ॥

આજ પ્રમાણે ગેભિલિય તથા શૌનક ગૃહ્યસૂત્રોમા પણ લખેલુ છે —

ભાવાર્થ —નામકરણ અર્થાત્ જન્મેલા બાલકનુ સુંદર નામ ધારણ કરવું-પાડવુ તે નામકરણનો સમય જે દિવસે બાલકનો જન્મ થયો હોય ત્યારથી દશ દિવસ છોડીને અગીઆરમે અથવા એકસોને એક અથવા બીજા વર્ષના પ્રારભમા જે દિવસે જન્મ થયો હોય તે દિવસે નામ પાડવુ જે દિવસે આ સસ્કાર કરવો હોય તે દિવસે અતિ પ્રસન્નતાથી પોતાના ઇષ્ટમિત્રો તથા હિતૈષી, સગાવહાલાઓને બોલાવી યથાવત્ સત્કાર કરવો પ્રથમ સસ્કારોપયોગી વસ્તુઓ તૈયાર રાખી બાળકનો પિતા તથા ઋત્વિજે ક્રિયાનો પ્રારભ કરવો પ્રથમ પૃષ્ઠ ૩ થી પૃષ્ઠ ૩૦ સુધીનો વિષય-ઇશ્વરોપાસના, સ્વસ્તિ વાચન, શાન્તિપ્રકરણ તથા અગ્ન્યાધાન આદિ સામાન્યપ્રકરણનો વિધિ કર્યા બાદ આઘારાવાજ્યભાગાહુતિ તથા વ્યાહૃતિઆહુતિ આપીને પૃષ્ઠ ૨૭ મા લખ્યા પ્રમાણે (त्वन्नो अग्ने०) ઇત્યાદિ આઠ મત્રો વડે આઠ અર્થાત્ સર્વ મળીને સોળ ઘૃતાહુતિ કરવી તત્પશ્ચાત્ બાળકની માતા બાલકને શુદ્ધ જલ વડે સ્નાન કરાવી સુદર શુદ્ધ વસ્ત્ર પહેરાવી યજ્ઞકુડ પાસે લઇ આવે આવતી વખતે બાલકના પિતાની પાછળ થઇને પતિની દક્ષિણ બાજુમા આવી બાલકનુ માથુ ઉત્તરમા રાખીને બાલકને તેના પિતાના હાથમા આપે અને પછી એજ રસ્તે પાછી જઇને પતિની ડાબી બાજુએ પૂર્વાભિમુખે બેસે તત્પશ્ચાત્ પિતા તે બાલકને પોતાની પત્નીના હાથમા આપે પછી નીચે પ્રમાણે વિધિ કરવો

પ્રથમ એક ઘૃતાહુતિ નિમ્ન મત્ર વડે આપવી

ओ३म् प्रजापतये स्वाहा ॥

પછી જે તિથિ તથા નક્ષત્રમા બાલકનો જન્મ થયો હોય તે તિથિ તથા નક્ષત્રનું નામ (ચતુર્થી વિભક્ત્યન્ત) લઇને તે તિથિ તથા નક્ષત્રના દેવતાના નામથી ચાર આહુતિ આપવી પ્રથમ તિથિની, દ્વિતીય તિથિના દેવતાની, તૃતીય નક્ષત્રની અને ચતુર્થ નક્ષત્રના દેવ-તાની એ પ્રમાણે ચાર આહુતિઓ, તે તિથિ તથા નક્ષત્ર અને તેના દેવતાઓના નામને ચતુર્થી વિભક્તિમા બોલી અંતમા સ્વાહા પદ લગાડીને આપવી જેમકે કોઇ બાલકનો જન્મ પ્રતિપદા અને અશ્વિની નક્ષત્રમા થયો હોય તો —

**ओ३म् प्रतिपदे स्वाहा । ओ३म् ब्रह्मणे स्वाहा । ओ३म् अश्विन्यै स्वाहा । ओ३म् अश्विभ्यां स्वाहा* ॥**

તત્પશ્ચાત્ પૃષ્ઠ ૨૬ ઉપર લખેલી સ્વિષ્ટકૃત્ આહુતિ તથા ચાર વ્યાહૃતિ આહુતિ એમ મળીને પાચ આહુતિઓ આપવી પછી બાલકને લઇને તેની માતા આસન પર બેસે અને તેનો પિતા બાલકના નાસિકા દ્વારથી નીકળતા વાયુનો સ્પર્શ કરીને —

**ओ३म् कोऽसि कतमोसि को नामासि कस्यासि यस्य ते नाममन्महि यन्त्वा सोमेनातीतृपाम् । भूर्भुवः स्वः सुप्रजाः प्रजाभिः स्याᳬ सुवीरो वीरैः सुपोषः पोषैः ॥ यजुः० अ० ७ मं० २९.**

**(ओ३म् कोऽसि कतमोऽस्येषोस्यमृतोऽसि । आहस्पत्यं मामं प्रविशासौ)**

---

*તિથિ દેવતા-૧ બ્રહ્મન્, ૨-ત્વષ્ટા, ૩વિષ્ણુ; ૪-યમ, ૫-સોમ; ૬-કુમાર; ૭-મુનિ, ૮-વસુ ૯-શિવ, ૧૦-ધર્મ, ૧૧-રુદ્ર, ૧૨-વાયુ, ૧૩-કામ, ૧૪-અનન્ત, ૧૫-વિશ્વેદેવ, અમાવાસ્યા, પિતર

નક્ષત્ર દેવતા -અશ્વિની-અશ્વી, ભરણી-યમ; કૃતિકા-અગ્નિ, રોહિણી-પ્રજાપતિ; મૃગ-શીર્ષ-સોમ, આર્દ્રા-રુદ્ર, પુનર્વસુ-અદિતિ, પુષ્ય-બૃહસ્પતિ, આશ્લેષા-સર્પ; મઘા-પિતૃ, પૂર્વાફલ્ગુની-ભગ, ઉત્તરા ફલ્ગુની-અર્યમન્, હસ્ત-સવિતૃ, ચિત્રા-ત્વષ્ટા; સ્વાતિ-વાયુ; વિશાખા-ઇન્દ્રાગ્ની, અનુરાધા-મિત્ર, જ્યેષ્ઠા-ઇન્દ્ર, મૂલ નિઋર્તિ. પૂર્વાષાઢા-અપ, ઉત્તરાષાઢા-વિશ્વેદેવ, શ્રવણ-વિષ્ણુ, ધનિષ્ટા-વસુ, શતભિષજ-વરુણ, પૂર્વાભાદ્રપદા-અજપાદ્, ઉત્તરાભાદ્રપદા અહિર્બુધ્ન્ય, રેવતી-પૂષન.

(**कोऽसि०**) હે પુત્ર ! તું કોણ છે, કેટલામો છે, હે પુત્ર તું અમુક છે તુ અમૃત છે. તું પરમાત્માની કૃપાએ દિવસના પતિ માસમા પ્રવિષ્ટ થા, અર્થાત્ દીર્ઘાયુ થા.

(**कोऽसि कतमो०**) હે પુત્ર તુ કોણ છે, કેટલામોછે, કોનો છે, તારું નામ શું છે તે અમે પરમાત્માની કૃપાથી જાણીએ, અને તને અનેક પ્રકારના ધનાદિ પદાર્થોથી તૃપ્ત કરીએ કે જેથી તું ભૂમિ, અન્તરિક્ષ તથા આદિત્ય લોકના સુખ સમાન આત્મસુખની આશા વાળો, સુપ્રજાવાન તથા પુષ્ટિકારક પદાર્થો વડે વીરાદિ ગુણયુક્ત થાય.

" असो " પદના સ્થાનમા બાલકનું ઠરાવેલું નામ બોલવું. જો પુત્ર હોય તો નીચે લખ્યા પ્રમાણે બે અથવા ચાર અક્ષરનું ઘોષસંજ્ઞક તથા અંતસ્થ વર્ણ અર્થાત્ પાચે વર્ગના પ્રથમ બે અક્ષર છોડીને ત્રીજો, ચોથો, પાચમો અને ય, ર, લ, વ, એ ચાર અક્ષર નામમા અવશ્ય આવવા જોઇએ* જેમકે —દેવ અથવા જયદેવ બ્રાહ્મણ હોય તો દેવશર્મા, ક્ષત્રિય હોય તો દેવવર્મા, વૈશ્ય હોય તો દેવગુપ્ત અને શૂદ્ર હોય તો દેવદાસ એ પ્રમાણે નામ રાખવુ જો પુત્રી હોય તો એક, ત્રણ અથવા પાચ અક્ષરનું નામ રાખવુ જેમકે -શ્રી હ્રી, યશોદા' સુખદા, સૌભાગ્યપ્રદા ઇત્યાદિ પછી નિમ્નલિખિત મંત્રો વડે બાલકને જાતકર્મ સંસ્કારની પેઠે આશીર્વાદ દે -

**ओ३म् स त्वान्हे परिददात्वहस्त्वा रात्र्यै परिददातु रात्रिस्त्वाहोरात्राभ्या परिददात्वहोरात्रौ त्वार्द्धमासेभ्यः परिदत्तामर्द्धमासास्त्वा मासेभ्यः परिददतु मासास्त्वर्तुभ्यः परिददत्वृतवस्त्वा संवत्सराय परिददतु संवत्सरस्त्वायुषे जरायै परिददातु असौ ॥**

આ પ્રમાણે બાલકનું નામ પાડીને સંસ્કારમા આવેલા મનુષ્યોને એ નામ સંભળાવીને ૨૯ પૃષ્ટમા લખ્યા પ્રમાણે મહાવામદેવ્યગાન કરવુ તત્પશ્ચાત્ કાર્યાર્થ આવેલા મનુષ્યોનો આદરસત્કાર કરીને તેમને વિદાય કરવા અને સર્વે જતી વખતે પૃષ્ટ ૩ થી પૃષ્ટ ૫ મા લખ્યા પ્રમાણે ઇશ્વરસ્તુતિ પ્રાર્થનોપાસના કરીને બાલકને આશીર્વાદ દે.

**हे बालक ! त्वमायुष्मान् वर्चस्वी तेजस्वी श्रीमान् भूयाः ॥**

હે બાલક ! તું આયુષ્માન્, વિદ્યાવાન્, ધર્માત્મા, યશસ્વી, પુરૂષાર્થી, પ્રતાપી, પરોપકારી તથા શ્રીમાન્ થા.

**॥ इति नामकरण संस्कारविधिः ॥**

---

*ग, घ, ङ, ज, झ, ञ, ड, ढ, ण, द, ध, न, ब, भ, म, આ ઘોષ અને य, र, ल, व આ ચાર અંતસ્થ અને ह એ ઉષ્માક્ષર, આમનો એક પણ અક્ષર નામમા હોવો જોઇએ, અને સ્વરમાથી કોઇપણ સ્વર હોવો જોઇએ જેણુ (ભદ્ર, ભદ્રસેન દેવદત્ત, ભવ, ભવનાદ, નાગદેવ, રૂદ્રદત્ત, હરિદેવ) ઇત્યાદિ પુરૂષોના નામ સમાક્ષર હોવા જોઇએ અને સ્ત્રિયોના વિષમાક્ષર હોવા જોઇએ સ્ત્રિયોના નામ અંત્યમા દીર્ઘ સ્વરવાળા અથવા તદ્ધિતાન્ત હોવા જોઇએ જેમકે-શ્રી, હ્રી, યશોદા, સુખદા, ગાધારી, સૌભાગ્યવતી, કલ્યાણી, ઇત્યાદિ પરંતુ સ્ત્રિઓના નામ જે મનુ આદિ એ નિષિધ્ધ કહ્યા છે તેવા ન રાખવા જેમકે.—

# ॥ अथ निष्क्रमणसंस्कारविधिं वक्ष्यामः ॥

બાળકને ઘરમાથી બહાર, જ્યાનો વાયુ શુદ્ધ હો ત્યા ભ્રમણ કરાવવા-ફેરવવા લઇ જવો તેને નિષ્ક્રમણ કહે છે આ સસ્કારનો સમય જ્યારે બાલકની તબિયત સારી અને જે દિવસે ઋતુ સ્વચ્છ હોય તે દિવસે અથવા ચોથા માસમા અવશ્ય ભ્રમણ કરાવવુ. એને માટે પ્રમાણો -

चतुर्थे मासि निष्क्रमणिका सूर्यमुदीक्षयति तच्चक्षुरिति ॥ पारस्कर गृ० सू० कां० १ । कं० १७ । ५ । ६ ।

जननाद्यस्तृतीयो ज्यौत्स्नस्तस्य तृतीयायाम् ॥ गोभि० गृ० सू० प्रपा० २ कं० ८ सू० १.

અર્થ —નિષ્ક્રમણ સસ્કાર કાલના બે ભેદ છે એક બાલકના જન્મ પશ્ચાત્ ત્રીજા શુક્લપક્ષની તૃતીયાએ અથવા ચોથા માસમા જે તિથિએ બાલકનો જન્મ થયો હોય તે તિથિએ આ સસ્કાર કરવો

આ સંસ્કારને દિવસે પ્રાત કાલે સુર્યોદય પછી બાલકને શુદ્ધ જલ વડે સ્નાન કરાવી શુદ્ધ સુદર વસ્ત્ર પહેરાવીને તેની માતા યજ્ઞશાલામા લઇ આવે, અને પતિની જમણી બાજુએ થઇને તેની સામે આવી બાલકને પોતાના હાથમા ચત્તા ઉત્તર તરફનું માથુ રાખી પતિના હાથમા આપે પછી તેજ રસ્તે પાછી આવી પતિના ડાબી બાજુમા આવીને ઉભી રહે અને પતિ નિમ્નલિખિત મત્રો વડે ઇશ્વરની પ્રાર્થના કરે —

‡ ओ३म् यत्ते सुसीमे हृदयꣳहितमन्तः प्रजापतौ । वेदाहं मन्ये तद् ब्रह्म माहं पौत्रमघं निगाम् ॥ ओ३म् यत्पृथिव्या अनामृतं दिवि चन्द्रमसिश्रितम् ॥ वेदामृतस्याह नामग्राहं पौत्रमघꣳरिषम् ॥ ओ३म् इन्द्राग्नी शर्म यच्छतं प्रजापती यथायन्न प्रणीयेत पुत्रो जनित्र्या अधि ॥

---

नर्क्षवृक्षनदीनाम्नीं नान्त्यपर्वतनामिकाम् ।
न पक्ष्यहिप्रेष्यनाम्नीं न च भीषणनामिकाम् ॥ मनुस्मृ० अ० ३ श्लो० ९

(ऋक्ष) રોહિણી, રેવતી ઇત્યાદિ (वृक्ष) ચંપા, તુલસી વગેરે, (नदी) ગગા યમુના, સરસ્વતી વગેરે, (अन्त्य)ચાડાલી ઇત્યાદિ, (पर्वत) વિધ્યાચળા, હિમાલયા ઇત્યાદિ, (पक्षी) કોકિલા, હસી ઇત્યાદિ (अहि) સર્પિણી, નાગી ઇત્યાદિ (प्रेष्य) દાસી, કિકરી ઇત્યાદિ (भीषण) ભીમા, ભયકરી, ચડિકા ઇત્યાદિ નામો નિષિદ્ધ છે.

(सत्वाङ्गे०) આ મંત્રનો અર્થ ૬૧ પૃષ્ટ ઉપર આપવામા આવ્યો છે.

આ પ્રમાણે પ્રાર્થના કરી રહે એટલે સ્ત્રીએ બેસી જવું. ત્યાર બાદ પૃષ્ઠ ૩ થી પૃષ્ઠ ૩૦ સુધીનો ઇશ્વરોપાસના, સ્વસ્તિવાચન, શાંતિપ્રકરણ આદિ સામાન્ય પ્રકરણોક્ત સઘળો વિધિ કરીને પુત્રના તરફ જોઇ નિમ્નલિખિત ત્રણ મંત્રો વડે પુત્રના માથાને સ્પર્શ કરવો.

‡ ओ३म् अङ्गादङ्गात्सम्भवसि हृदयादधिजायसे । आत्मा वै पुत्रनामासि संजीव शरदः शतम् ॥ १ ॥ ओ३म् प्रजापतेष्ट्वा हिंकारेणावजिघ्रामि । सहस्रायुषाऽसौजीव शरदः शतम् ॥ २ ॥ ओ३म् गवां त्वा हिंकारेणावजिघ्रामि । सहस्रायुषोऽसौ जीव शरदः शतम् ॥ ३ ॥ सौत्रमन्त्रः ॥

તત્પશ્ચાત્ બાલકનો પિતા નિમ્નલિખિત મંત્ર બાલકના જમણા કાન આગળ પોતાનું મુખ રાખીને બોલેઃ—

ओ३म् अस्मे प्रयन्धि मघवन्नृजीषिन्निन्द्र रायो विश्ववारस्य भूरेः अस्मे शतꣳशरदो जीवसे धा अस्मे वीरञ्छश्वत इन्द्रः शिप्रिन् ॥ ऋ० मं० ३ अ० ३ सू० ३६ मं० १०

નિમ્નલિખિત મંત્ર બાલકના ડાબા કાન આગળ પોતાનું રાખી બોલે —

ओ३म् इन्द्र श्रेष्ठानि द्रविणानि धेहि चित्तिं दक्षस्य सुभगत्वमस्मे । पोषं रयीणामरिष्टिंतनूनां स्वाद्मानं वाचः सुदिनत्वमह्नाम् ॥ ऋ० अ० २ मं० ३ सू० २१ मं० ६ ।

આ પ્રમાણેનો વિધિ થઇ રહ્યા પછી બાલકને તેની માતાના હાથમાં બાલકનું માથું ઉત્તરમાં રાખીને આપવું અને સ્ત્રીના માથાને પોતાનો હાથ કંઇ બોલ્યા વિના અડકાડવો પશ્ચાત્ આનંદપૂર્વક ઉઠીને બાલકને સૂર્યદર્શન કરાવવું અને તે વખતે નિમ્નલિખિત મંત્ર બોલવો –

---

† આ મંત્રોના અર્થો ઉપર આપવામાં આવ્યા છે.

(प्रजापतेष्ट्वा०) હે પુત્ર ! પ્રજા પાલક પરમાત્મા તને દીર્ઘાયુ કરી સો શરદકાલ સુધી જીવાડો

(गवांत्वा०) હે પુત્ર ! જેમ ગાય પોતાના વાછરડાને પ્રેમથી સુંઘે છે તેમ હું તારૂં મસ્તિષ્ક સુંઘું છું તું દીર્ઘાયું થઇ સો શરદઋતુ સુધી જીવ.

(अस्मेप्रयन्धि० तथा इन्द्रश्रेष्ठानि०) આ બે મંત્રોના અર્થ ૫૯ પૃષ્ઠ ઉપર આપવામાં આવ્યા છે.

**ओ३म् तच्चक्षुर्देवहितं पुरस्ताच्छुक्रमुच्चरत् । पश्येम शरदः शतं जीवेम शरदः शतꣳ शृणुयाम शरदः शतं प्रब्रवाम शरदः शतमदीनाः स्याम शरदः शतं भूयश्च शरदः शतात् ॥ यजुः० अ० ३६ मं० २४**

પશ્ચાત્ બાલકને શુદ્ધ વાયુમા ભ્રમણુ કરાવી યજ્ઞશાલામા લાવવુ બાદ સર્વે એ નિમ્ન વચન બોલી બાલકને આશીર્વાદ દેવો.

**ओ३म् त्वं जीव शरदः शतं वर्द्धमानः ॥**

તત્પશ્ચાત્ બાલકના માતાપિતા સંસ્કારમા આવેલા સ્ત્રીપુરષોનો યથાયોગ્ય સત્કાર કરીને વિદાય કરે, પછી જ્યારે રાત્રિમા ચંદ્રમા પ્રકાશમાન થાય ત્યારે બાલકની માતા બાલકને શુદ્ધ તથા ઋતુ અનુસાર વસ્ત્રો પહેરાવી, પતિની જમણી બાજુએથી પતિની સામે આવી બાલકને તેના હાથમા બાલકનુ માથુ ઉત્તરમા રાખી આપે, અને પછી તેજ રસ્તેથી પાછી આવી ડાબી બાજુએ આવી પોતાની અંજલી પાણીથી ભરી ચંદ્રની સન્મુખ ઉભા રહી નિમ્ન મંત્ર વડે પરમાત્માની સ્તુતી કરી તે જલ પૃથ્વી ઉપર છોડી દેવું

**ओ३म् यददश्चन्द्रमसि कृष्णं पृथिव्याहृदयꣳ श्रितम् । तदहं विद्वाꣳस्तत्पश्यन्माहं पौत्रमघꣳ रुदम् ॥ १ ॥**

પશ્ચાત્ બાલકની માતા ફરીથી પતિની પાછળ થઇ પતિના જમણા ભાગમા થઇને સન્મુખ આવી, પતિના હાથમાથી બાળકને લઇ, તેજ રસ્તે પાછી ડાબી બાજુએ આવી બાલકનુ માથુ ઉત્તર તરફનુ રાખી ઉભી રહે અને બાલકનો પિતા પોતાની અંજલી ભરીને ( **ओ३म् यददश्च०** ) એજ મંત્રવડે પરમેશ્વરની પ્રાર્થના કરીને જલને પૃથ્વીપર નાખી દે પશ્ચાત્ બન્ને જણુ પ્રસન્ન વદને ઘરમા જાય

**॥ इति निष्क्रमणसंस्कारविधिः ॥**

---

( **तच्चक्षु०** ) હે પરમાત્મન્ ! આપની કૃપા તથા વિજ્ઞાનવડે અમે આપની રચનાને જોઇ, આપની સાથે યુક્ત થઇને, નિરોગી બની સમસ્ત ઇન્દ્રિયો સહિત સો વર્ષ સુધી જીવિયે, સત્યશાસ્ત્રો તથા આપના ગુણો સાભળીએ, વેદાદિને ભણાવીએ તથા સત્યનો ઉપદેશ કરીએ કદી કોઇ પણ વસ્તુને માટે પરાધીન ન થતા સ્વતંત્ર રહીને નિરન્તર આનંદિત રહીએ અને બીજાઓને આનંદિત કરીએ

( **यददश्चन्द्र०** ) આ મંત્રનો અર્થ ઉપર આપવામા આવ્યો છે

# ॥ अथान्नप्राशनविधिं वक्ष्यामः ॥

બાલકની શક્તિ જ્યારે અન્ન પચાવવા યોગ્ય થાય ત્યારેજ અન્નપ્રાશન સંસ્કાર કરવો –

**षष्ठे मास्यन्नप्राशनम् ॥ १ ॥ घृतौदनं तेजस्कामः ॥ २ ॥ दधिमधुघृतमिश्रितमन्नं प्राशयेत् ॥ आश्व० गृ० सू० अ० १ कं० १६ सू० १–४–५.**

આ પ્રમાણે પારસ્કરાદિ ગૃહ્યસૂત્રોમાં પણ છે

છઠે મહિને બાલકને અન્ન પ્રાશન કરાવવું, અને પોતાના બાલકને તેજસ્વી કરવું હોય તો ઘી અને ભાત અથવા દહીં, ઘી તથા મધ એ ત્રણેની સાથે ભાત મેળવીને ખવરાવવો. આ સંસ્કારને દિવસે નિમ્નલિખિત વિધિ કરવો. પ્રથમ પૃષ્ઠ ૩ થી પૃષ્ઠ ૩૦ સુધીમાં લખ્યા પ્રમાણેનો ઇશ્વરોપાસના, શાંતિપ્રકરણ, સ્વસ્તિવાચન, અગ્ન્યાધાન, સમિધાદાન, જલ પ્રોક્ષણ, આઘારાવાજ્યભાગાહુતિ, વ્યાહૃતિઆહુતિ વિગેરે સંપૂર્ણ વિધિ કરીને જે દિવસે બાલકનો જન્મ થયો હોય તેજ દિવસે અર્થાત્ તે તિથિએ આ સંસ્કાર કરવો, અને નીચે લખ્યા પ્રમાણે ભાત તૈયાર કરવો —

**ओ३म् प्राणाय त्वा जुष्टं प्रोक्षामि । ओ३म् अपानाय त्वा० । ओ३म् चक्षुषे त्वा० । ओ३म् श्रोत्राय त्वा० । ओ३म् अग्नये स्विष्टकृते त्वा० ॥**

ઉપરોક્ત પાંચે મંત્રોનો ભાવાર્થ એ છે કે ચોખાને ધોઇ બરાબર શુદ્ધ કરીને પકાવવા, અને શીઝતી વખતે ભાતમાં યથાયોગ્ય ઘી નાખવું જ્યારે બરાબર શીઝી રહે ત્યારે ઉતારી તેને ઠંડો પડવા દઇ પછી હોમ સ્થાલીમાં નિમ્નલિખિત મંત્રોવડે કાઢવો —

**ओ३म् प्राणायत्वा जुष्टं निवपामि । ओ३म् अपानाय त्वा० । ओ३म् चक्षुषे त्वा० । ओ३म् श्रोत्राय त्वा० । ओ३म् अग्नये स्विष्टकृते त्वा० ॥**

ઉપરોક્ત પાંચ મંત્રોવડે કાર્યકર્તા યજમાને પુરોહિત તથા ઋત્વિજોને પૃથક્ પૃથક્ પાત્રોમાં ભાત કાઢી આપવો અને પોતે પણ લેવો. પશ્ચાત્ નિમ્ન લિખિત મંત્રોવડે તે ભાતમાંથી આહુતિઓ આપવી

**ओ३म् देवीं वाचमजनयन्त देवास्तां विश्वरूपाः पशवो वदन्ति । सा नो मन्द्रेषमूर्जं दुहाना धेनुर्वागस्मानुपसुष्टुतैतु स्वाहा ॥ इदं वाचे इदन्न मम ॥**

**ऋ० मं० ८ अ० १० सू १०० मं० ११**

---

(**देवी वाच०**) હે પ્રાણાધિપતિ પરમાત્મન્ ! ઉત્તમ વાણી, રસભરિત અન્ન અને નીર આદિ ગુણવાન્ સંતતિ અમને પ્રાપ્ત થાય એવી કૃપા કરો

ओ३म् वाजो नोऽअद्य प्रसुवाति दानं वाजो देवाँ ऋतुभिः कल्पयाति। वाजो हि मा सर्ववीरं जजान विश्वा आशा वाजपतिर्जयेयं स्वाहा। इदं वाजे वाजायइदन्न मम ॥ यजुः० अ० १८ मं० ३३.

પશ્ચાત્ એજ ભાતમા ઘી નાખીને નિમ્ન મંત્રોવડે ચાર આહુતિઓ આપવી.

ओ३म् प्राणेनान्नमशीय स्वाहा। इदं प्राणायइदन्न मम ॥१॥ ओ३म् अपानेन गन्धानशीयस्वाहा। इदमपानाय इदन्न मम ॥२॥ ओ३म् चक्षुषा रूपाण्यशीय स्वाहा। इदं चक्षुषे-इदन्न मम ॥३॥ ओ३म् श्रोत्रेण यशोऽशीय स्वाहा। इदं श्रोत्राय इदन्न मम ॥४॥ सौत्रमन्त्रः ॥

પશ્ચાત્ (ओ३म् यदस्य कर्मणो०) પૃષ્ઠ ૨૬ ઉપર લખ્યા પ્રમાણેની સ્વિષ્ટકૃત આહુતિ એક તથા વ્યાહૃતિ આહુતિ ચાર અને પૃષ્ઠ ૨૭ ઉપર લખેલી (ओ३म् त्वन्नो अग्ने०) ઇત્યાદિ મંત્રોવડે આઠ આજ્યાહુતિ મળીને બાર આહુતિઓ આપવી, તત્પશ્ચાત્ આહુતિ આપતા વધેલા ભાતમા દહીં, મધ તથા ઘી યથાયોગ્ય મેળવી, બીજા સુગંધયુક્ત ભાત સાથે મેળવી બાલકને રૂચિ પ્રમાણે નિમ્નલિખિત મંત્ર વડે તે ભાત ખવરાવવો —

ओ३म् अन्नपतेऽन्नस्य नो देह्यनमीवस्य शुष्मिणः। प्रप्रदातारं तारिष ऊर्जं नो धेहि द्विपदे चतुष्पदे ॥ यजुः० अ० ११ मं० ८३.

પશ્ચાત્ બાલકનું મુખ ધોઇ પોતાના હાથ ધોઇ નાખી પૃષ્ઠ ૩૦ મા લખ્યા પ્રમાણે મહાવામદેવ્યગાન કરીને બાલકના માતપિતા તથા અન્ય વૃદ્ધ સ્ત્રી પુરૂષો સંસ્કારમા આવ્યા હોય તેમણે પરમાત્માની પ્રાર્થના કરીને નિમ્ન વાક્ય બોલીને આશીર્વાદ દે

ओ३म् त्वमन्नपतिरन्नादो वर्द्धमानो भूयाः ॥

પશ્ચાત્ સંસ્કારમા આવેલા પુરૂષોનો સત્કાર બાલકનો પિતા અને સ્ત્રિઓનો સત્કાર બાલકની માતાએ કરી તેમને સત્કારપૂર્વક વિદાય કરવા

॥ इत्यन्नप्राशनसंस्कारविधिः ॥

---

(वाजो नो०) હે અન્નપતે ભગવન્! જેમ જગત્મા સર્વ પદાર્થોમા અન્ન અત્યન્ત પ્રશંસાયોગ્ય છે, તેમજ આ મારા પુત્રને આ અન્નના જેવા ગુણવાળો કરો, કે જેથી તે પરાક્રમાદિ ગુણસંપન્ન થઇ વિજય પ્રાપ્ત કરે

(प्राणेनान्न०) હે બાલક! તું પ્રાણવડે અન્ન ખા (अपानेन०) અપાનવડે ગંધનો ઉપભોગ કર (चक्षुषा०) ચક્ષુવડે રૂપનો ઉપભોગ કર (श्रोत्रेण०) શ્રોત્ર વડે યશ સાંભળ (બાલકને એવો ખોરાક ખવરાવવો કે જેથી તેના પ્રાણ બલવાન્ થાય, ચક્ષુનું તેજ કાયમ રહે ટુંકામા બળ, બુધ્ધિ તથા સ્મૃતિવર્દ્ધક ખોરાક હમેશા આપવો જોઇએ, ભાષાન્તર કર્તા)

(अन्नपते०) હે અન્નપતે! આપ અમને મંગલકારી તથા રોગ નાશક અન્ન સદૈવ આપો સુખ, દુઃખોથી ઉધ્ધાર કરનાર અન્નનો દાતા મારૂં બાલક થાય, તથા અમને તથા અમારા પશુઓને માટે પરાક્રમ યુક્ત, બલિ દાતા અન્ન આપ

(त्वमन्नपति०) હે બાલક તું અન્નપતિ અર્થાત્ અન્નનો માલિક થઇ બલિષ્ઠ તથા દીર્ઘાયુ થા.

# ॥ अथ चूडाकर्मसंस्कारविधिं वक्ष्यामः ॥

આ ચૂડાકર્મ સંસ્કાર આઠમો છે, એને કેશચ્છેદન સંસ્કાર પણ કહે છે એને માટે આશ્વલાયનનો મત આ પ્રમાણે છે —

**तृतीये वर्षे चौलम् ॥१॥ उत्तरतोऽग्नेर्व्रीहियवमाषतिलानां (पृथक्पूर्ण इत्यपि) शरावाणि निदधाति ॥२॥ आश्व० गृ० सू० अ० १ कं० १७ सू० १-२**

**सांवत्सरिकस्य चूडाकरणम् ॥ पार० गृ० सू० कां २ कं० १ । सू० १ ।**

આ પ્રમાણે ગોભિલીય ગૃહ્યસૂત્રનો પણ મત છે આ ચૂડાકર્મ અર્થાત્ મુંડન બાલકના જન્મથી ત્રીજા અથવા પ્રથમ વર્ષમા, ઉત્તરાયણકાલ શુકલપક્ષમા જે દિવસે શુભ દિવસ (વાદળા વગેરેથી આચ્છાદિત ન હોય તથા પવન ઘણો ન ચાલતો હોય એવા દિવસને શુભ દિવસ કહેવો) હોય ત્યારે આ સંસ્કાર કરવો વિધિ —

પ્રથમ યજ્ઞ કુંડ તૈયાર કરાવી, સમિધા, પાણી તથા આજ્યસ્થાલી વગેરે તૈયાર રાખવુ પછીથી માટીના ચાર કોડિયા અગર ખાખરી કે બીજા કોઇ પાદડાના પડિયા લઇને એકમા ચોખા, બીજામા જવ, ત્રીજામા અડદ અને ચોથામા તલ ભરીને વેદિની ઉત્તર દિશામા મૂકવા અને પછી પૃષ્ઠ ૩ થી પૃષ્ઠ ૭ સુધી લખેલી ઇશ્વરપ્રાર્થના, સ્વસ્તિવાચન, શાંતિપ્રકરણ, અગ્ન્યાધાન, સમિદાધાન અને ઘૃતની પંચાહુતિ આપ્યા બાદ યજ્ઞ કુંડની ચારે બાજુએ જલ-પ્રોક્ષણ કરીને આધારાવાજ્ય ભાગાહુતિ ચાર અને વ્યાહૃતિ આહુતિ ચાર તથા પૃષ્ઠ ૨૭ મા લખેલી (**ओ३म् त्वन्नो अग्ने०**) ઇત્યાદિ આઠ મળી સોળ ઘૃતાહુતિ આપવી. પછી પૃષ્ઠ ૨૭ મા લખેલી (**ओ३म् भुर्भुव स्वः तथा अग्न आयूंषि०**) ઇત્યાદિ મંત્રો વડે ચાર આજ્યાહુતિ પ્રધાન હોમની આપી, ફરીથી વ્યાહૃતિ આહુતિ ચાર તથા સ્વિષ્ટકૃત્ આહુતિ એક મળી પાંચ ઘૃતની આહુતિ આપવી આટલું કાર્ય કર્યા પછી કાર્યકર્તા યજમાને પરમાત્માનું ધ્યાન ધરી હજામના સામુ જોઇ બાલકને તેની સામે બેસાડી પોતે બાલકની પાછળ બેસી નિમ્ન મંત્ર વડે બાલકના પિતાએ કિંચિત્ ઉષ્ણ અને કિંચિત્ ટાઢુ પાણી બે પાત્રોમા લેવુ.

**ओ३म् आयमगन्त्सविता क्षुरेणोष्णेन वाय उदकेनेहि । आदित्या रुद्रा वसव उन्दन्तु सचेतसः सोमस्य राज्ञो वपत प्रचेतसः ॥ अथर्व० कां० सू० ६८ मं० १॥**

પશ્ચાત્ (**उष्णेन वाय उदकेनेधि**) મંત્ર બોલી તે બને પાત્રમાનું જલ એકમા કરી

---

(**आयमग०**) હે સર્વ પ્રેરક સવિતા પરમાત્મન્! આ અસ્ત્રાને ધારવાળો કરજે, હે વાયો! તું આ ગરમ જલની સાથે આવી એને જેવુ જોઇએ તેવુ રાખજે હે આદિત્ય, રુદ્ર તથા વસુ પરમાત્મન્! આપ આ બાલકનુ શિર આર્દ્ર કરો વરુણના સમાન આર્દ્ર, સોમ સમાન શીતલ અને દીપ્તિમાન અસ્ત્રા વડે આ બાલકના કેશ દૂર કરો.

નાખવુ, પશ્ચાત્ થોડું પાણી અને થોડું માખણ અથવા દહીંની ઉપરની મલઇ લઇ નિમ્ન મંત્રો બોલી બાલકના માથામા તે પાણી તથા માખણ ઘસવુ અને વાળને બરાબર પલાળવા.

ओ३म् अदि॑तिः श्मश्रु॑ वप॒त्वाप॑ उन्द॑न्तु वर्च॑सा । चिकि॑त्सतु प्र॒जाप॑तिर्दीर्घा-यु॒त्वाय॒चक्ष॑से ॥ १ ॥ अथर्व० कां० ६ सू० ६८ मं० २.

ओ३म् सवित्रा प्रसूता दैव्या आप उन्दन्तु । ते तनूं दीर्घायुत्वाय वर्चसे ॥ २ ॥ सौत्रमन्त्रः ॥

પશ્ચાત્ કાસકી વડે વાળને ઓળીને એકઠા કરવા પછી નિમ્નલિખિત મંત્ર બોલી ત્રણ દર્ભ લેવા —

ओ३म् ओषधे त्रायस्वैनꣳ मैनꣳ हिꣳसीः ॥ यजु० अ० मं० १५ ॥

પછી જમણી બાજુના વાળ હાથમા ઝાલીને નિમ્ન મંત્ર બોલી અસ્ત્રા સામું જોવું —

ओ३म् विष्णोर्दꣳष्ट्रोसि ॥ सा० मं० ब्रा० प्र० १ खं० ६ मं० ४

પશ્ચાત નિમ્ન મંત્રનો જપ કરી અસ્ત્રાને જમણા હાથમા લેવો.

ओ३म् शि॒वो नामा॑सि॒ स्वधि॑तिस्ते पि॒ता नम॑स्ते अस्तु॒ मामा॒ हिꣳसीः ॥ यजुः० अ० ३ मं० ६३ पूर्वार्द्धः ॥

પશ્ચાત નિમ્ન બન્ને મંત્રો બોલી અસ્ત્રો તથા દર્ભ વાળની પાસે લઇ જવા

ओ३म् स्वधिते मैनꣳ हिꣳसीः ॥ यजुः० अ० ७ मं० १५

---

(अदिति०) હે અવિનાશી પરમાત્મા દીર્ઘાયુષ અને દીર્ઘદષ્ટિને માટે આ બાલકના કેશનુ વપન થાઓ, સર્વ વ્યાપક પરમાત્મા પોતાના તેજવડે તેના કેશને આર્દ્ર કરો, તથા પ્રજાપતિ પરમાત્મા તેને થતા રોગોમાથી બચાવો

(सवित्रा०) સૂર્યવડે ઉત્પન્ન થયેલું દિવ્ય જલ તને આર્દ્ર કરો, અને તને વર્ચસ્વી તથા દીર્ઘાયુ કરો

(ओषधे०) હે ઓષધે ! તુ આ બાલકની રક્ષા કર.

(शिवोनामासि०) હે પરમાત્મન્ ! તારૂ નામ-શિવ-સુખદાયક છે. તું અવિનાશી હોવાથી વજ્રમય છે તને મારા નમસ્કાર છે તુ મારૂ રક્ષણ કર.

(स्वधिते०) હે અવિનાશી પરમાત્મન્ ! આ બાલકની રક્ષા કર.

**ओ३म् निर्वर्त्तयाम्यायुषेऽन्नाद्याय प्रजननाय रायस्पोषाय सुप्रजास्त्वाय सुवीर्याय ॥ यजुः० अ० ३ मं० ६३ उत्तरार्द्धः ॥**

નિમ્ન મંત્ર બોલી દર્ભસહિત તે વાળને કાપવા.

**†ओ३म् येनावपत्सविता क्षुरेण सोमस्य राज्ञो वरुणस्य विद्वान् । तेन ब्रह्माणो वपत दमस्य गोमानश्ववानयमस्तु प्रजावान् ॥ अथ० कां० ६० सू० ६८ मं० ३**

પશ્ચાત્ એ કાપેલા વાળ અને દર્ભ શમી વૃક્ષના પાદડા સહિત (પ્રથમથી લાવી રાખી, અહીં મૂકવા જોઇએ) બાલકના માતાપિતા એક શકોરમા મુકે જો કેશ છેદન વખતે કોઇ વાળ ઉડીને બહાર પડ્યો હોય તો તે છાણ વડે ઉઠાવીને તે શકોરામા અથવા તેની પાસે મુકવો તત્પશ્ચાત્ નિમ્ન મત્ર વડે બીજી વાર બીજી બાજુના વાળ કાપી એજ પ્રમાણે શકોરામા મૂકવા

**ओ३म् येन धाता बृहस्पतेरग्नेरिन्द्रस्य चायुषेऽवपत् । तेन त आयुषे वपामि सुश्लोक्याय स्वस्तये आश्व० गृ० सू० अ० १ कं० १७ सौ० मं० १२**

તત્પશ્ચાત્ નિમ્ન મત્ર વડે ત્રીજી વાર એજ પ્રમાણે કેશ કાપવા

**ओ३म् येन भूयश्च रात्र्यां ज्योक् च पश्याति सूर्यम् । तेन त आयुषे वपामि सुश्लोक्याय स्वस्तये ॥ आश्व० गृ० सू० अ० १ कं० १७ सौ० मं० १२**

પશ્ચાત્ ઉપર લખેલા "**ओ येनावपत्**०" "**ओ येनधाता**०" "**ओ येनभूयश्च**०' તથા નિમ્ન મંત્રવડે ચોથી વાર કેશ કાપવા

---

(**निवर्त्तया**०) હે પરમાત્મન્ ! આ બાલકને દીર્ઘાયુ, અન્નાદિ પદાર્થોનો સ્વામી, પ્રજાવાન્, બલવાન્ શરીર તથા આત્માવાળો, અને સુવર્ણ તથા વિદ્યા આદિ ઉત્તમ ધનો વડે પુષ્ટ કર

(**येनावपत्**०) જેવી રીતે સૂર્ય કિરણો વડે ઔષધિના રસ તથા જલને વૃષ્ટિદ્વારા પૃથ્વી ઉપર મોકલે છે, તેમ કેશનુ ધીરે ધીરે (બાલકના પિતાએ) છેદન કરવું જગત્ પિતા પરમાત્માની કૃપાથી આ બાલક વિદ્વાન્ થાય એજ હેતુથી વિદ્વાનો કેશનુ વપન કરે એથી એને સુખ થાય બાલક આયુષ્યમાન્ થઇ સુખપૂર્વક સો વર્ષ સુધી જીવો

† કેશ છેદનની રીતી આ પ્રમાણે છે —દર્ભ તથા કેશ બને યુક્તિથી પકડીને વાળને અસ્રા વડે અથવા કાતર વડે કાપવા

(**येन धाता**० **येन भूयश्च**०) જે સામર્થ્યવડે ધાતા પરમેશ્વરે બૃહસ્પતિ, બ્રહ્માડ, અગ્ની, સૂર્ય એમના આયુષ્યને માટે નિયમ સ્થાપિત કર્યા છે, તે પરમાત્માના સામર્થ્યવડે હે બાલક ! તારા આયુ, ઉત્તમ વિદ્યા તથા કલ્યાણને માટે તારા કેશનુ છેદન કરું છુ.

**ओ३म् येन पूषा बृहस्पतेर्वायोरिन्द्रस्य चावपत । तेन ते वपामि ब्रह्मणा जीवातवे जीवनाय दीर्घायुष्ट्वाय ॥ सा० मं० ब्रा० प्रपा० १ खं० ६ मं० ७**

પરંતુ ચોથી વાર વાળ કાપતી વખતે "**येन पूषा०**" ને બદલે નિમ્નલિખિત મંત્ર બોલવો —

**ओ३म् येन भूरिश्चरादिवं ज्योक् च पश्चादि सूर्यम् । तेन ते वपामि ब्रह्मणा जीवातवे जीवनाय सुश्लोक्याय स्वस्तये ॥१॥ पार० गृ० सू० कां० २ कं० १ सो० मं० १६**

ઉપર પ્રમાણે પ્રથમ દક્ષિણ બાજુના કેશ કાપવાનો વિધિ પૂરો થયા પછી ડાબી બાજુના કેશ કાપવાનો વિધિ કરવો તત્પશ્ચાત્ પછવાડેના તથા આમથના વાળ કાપવા

પ્રથમ નિમ્ન મંત્ર બોલી માથાની પાછળના વાળ કાપી એજ મંત્ર ફરીથી બોલી બાલકના માથા ઉપર પોતાનો હાથ ઉંધો ફેરવવો અને પછી અસ્ત્રો હજામના હાથમાં આપી દેવો

**ओ३म् त्र्यायुषं जमदग्नेः कश्यपस्य त्र्यायुषम् । यद्देवेषु त्र्यायुषं तन्नोऽअस्तु त्र्यायुषम् यजुः० अ० ३ मं० ६२**

પશ્ચાત્ નિમ્ન મંત્ર બોલી હજામની પાસે અસ્ત્રાને સારી ધાર કાઢવા સૂચવવું

**ओ३म् यत् क्षुरेणमर्चयता सुपेशसा वप्ता वपसि केशान् । शुन्धि शिरो मास्यायुः प्रमोषीः ॥ अथर्व० कां० ८ अ० १ सू० २ मं० १७**

---

(**येन पूषा०**) હે બાલક ! જે સામર્થ્ય વડે પુષ્ટિકારક પરમાત્માએ બૃહસ્પતિ, વાયુ, તથા સૂર્ય એમના આયુષ્યને માટે નિયમ સ્થાપિત કર્યો છે, તે વડે હું તારા આરોગ્ય જીવન, દીર્ઘાયુ તથા તેજ વૃદ્ધિ અર્થે તારા કેશનું છેદન કરૂં છું

(**येन भूरिश्च०**) આ મંત્રનો અર્થ પણ (**येन पुषा०**) મંત્રના જેવોજ છે

(**त्र्यायुषम०**) હે પરમાત્મન્ ! આપની કૃપા વડે અમે પૂર્વના વિદ્વાનોની પેઠે ત્રણ સો વર્ષ સુધી જીવીયે અને ત્યાં સુધી અમારી નેત્રાદિ ઇંદ્રિયો પણ બળવાન રહે

(**यत् क्षुरेण०**) હે નાપિત્ (હજામ)! તું સારા ધારવાળા અસ્ત્રા વડે વાળનું છેદન કરે છે આ બાળકનું માથું વાળ કાઢીને શુદ્ધ (દેદીપ્યમાન્) કર તેના આયુષ્યને હાનિ ન થાય તેમ કર (અર્થાત્ હજામને ઘણી સંભાળથી વાળ કાઢવાનું કહેવું છે)

બાલકના પિતાએ હજામને કહેવુ કે આ શીતોષ્ણુ જલ વડે બાલકનું માથુ સારી રીતે હલકા હાથે ભિજવીને સાવધાનીથી અસ્રો લાગે નહીં તેવી રીતે મુંડ. આટલુ કહીને પશ્ચાત્ યજ્ઞકુંડની ઉત્તર દિશામા હજામને બેસાડી તેની સામે બાલકને પૂર્વાભિમુખ બેસાડી માથામા જેટલા વાળ રાખવા હોય તેટલા રાખી બાકીના મુંડાવી નાખવા. અથવા પ્રથમ બધા વાળ કઢાવી નખાવી પછીથી બીજી વારના ઉગે તે રખાવવા ક્ષૌર થઈ રહે પછી કુંડની પાસે મુકેલા કોડીયામાના પદાર્થો હજામને આપી દેવા અને મુંડન કરેલા વાળ તથા દર્ભ, છાણુ, શમીપત્ર વગેરે પણુ હજામને લઇ જવા કહેવુ તે વાળ તથા દર્ભ વગેરે હજામે લઇ જઇને જંગલમા એક ખાડો ખોદી તેમા દાટી દેઇ ઉપર માટી નાખવી અથવા તળાવ, ગૌશાળા કે નદીને કીનારે લઇ જઇને દાટી દેવા અથવા હજામની સાથે કોઇને મોકલીને તે પ્રમાણે કરાવી લેવુ હજામને વસ્ત્ર તથા ધનથી સંતુષ્ટ કરવો ક્ષૌર કર્મ પૂર્ણ થયા પછી બાલકના માથામા માખણુ અથવા દહીંની ઉપરની મલાઇ ઘસી શુદ્ધ જલ વડે સ્નાન કરાવી ઉત્તમ વસ્ત્રો પહેરાવી બાલકના પિતાએ તેને પોતાની પાસે શુભાસન ઉપર પુર્વાભિમુખ બેસાડવો અને પૃષ્ઠ ૩૦ મા લખ્યા પ્રમાણે સામવેદનુ મહાવામદેવ્યગાન કરી બાલકની માતા સ્ત્રિઓનો અને પિતા પુરૂષોનો યથાયોગ્ય સત્કાર કરી તેમને વિદાય કરે, તેઓએ જતી વખતે પરમેશ્વરનું ધ્યાન ધરવું તથા નિમ્ન મંત્ર બોલી બાલકને આશીર્વાદ દેવો

**ओ३म् त्वं जीव शरदः शतं वर्द्धमानः ॥**

બાલકના માતાપિતાએ પ્રસન્ન રહી બાલકને પ્રસન્ન રાખવું અને પોતાને ઘેર જવુ

**॥ इति चूडाकर्म संस्कारविधिः ॥**

---

# ॥ अथ कर्णवेधसंस्कारविधिं वक्ष्यामः ॥

**अत्र प्रमाणम्—कर्णवेधो वर्षे तृतीये पञ्चमे वा ॥ १ ॥ पार० गृ० सू०**

બાલકના કર્ણું અથવા નાસિકા વિંધવાનો સમય જન્મથી ત્રીજા અથવા પાચમા વર્ષમા છે જે દિવસ કર્ણું કે નાસિકા વિંધવાનો નકકી કર્યો હોય, તે દિવસે બાલકને પ્રાતઃકાલમા શુદ્ધ જલ વડે સ્નાન કરાવી વસ્ત્રાલંકાર ધારણુ કરાવી બાલકની માતા યજ્ઞશાલામા લઇ આવે ત્યાર બાદ પૃષ્ઠ ૩ થી પૃષ્ઠ ૩૦ સુધીમા લખેલો સઘળો વિધિ કરીને બાળકની આગળ કાઇ ખાવાનો પદાર્થ અથવા રમવાનુ સાધન મૂકીને નિમ્ન મંત્ર બોલીને ચરક સુશ્રુતાદિ વૈદક ગ્રંથોને જાણુનાર સદ્વૈદ્ય કે જે નસ આદિ બચાવીને વિંધી શકે તેના હાથે જમણો કાન અથવા નાક વિંધાવવુ

**ओ३म् भद्रं कर्णेभिः शृणुयाम देवा भद्रं पश्येमाक्षभिर्यजत्राः । स्थिरैरङ्गैस्तुष्टुवाᳪसस्तनूभिर्व्यशेमहि देवहितं यदायुः ॥ यजुः० अ० २५ मं० २१**

પશ્ચાત્ નિમ્ન મંત્ર બોલીને ડાબો કર્ણ વિંધાવવો

**ओ३म् वक्ष्यन्ती वेदागनीगन्ति कर्णं प्रियᳪसखायं परिषस्वजाना । योषेव शिङ्क्ते वितताधि धन्वञ्ज्या इयᳪसमने पारयन्ती ॥ यजुः० अ० २९ मं० ४०**

પશ્ચાત્ વૈદ્યોએ છિદ્રોમાં સળી ઘાલી મૂકવી કે જેથી છિદ્ર પુરાઈ જાય નહિ, અને તેના ઉપર એવી ઔષધી લગાવવી કે જેથી કાન પાકે નહિ અને જલદીથી રૂઝાઈ જાય

॥ इति कर्णवेधसंस्कारविधिः ॥

---

# ॥ अथोपनयन* संस्कारविधिं वक्ष्यामः ॥



**अत्र प्रमाणानि–अष्टमे वर्षे ब्राह्मणमुपनयेत् ॥ १ ॥ गर्भाष्टमे वा ॥ २ ॥ एकादशे क्षत्रियम् ॥ द्वादशे वैश्यम् ॥ ४ ॥ आषोडशाद् ब्राह्मणस्यानतीतः कालः ॥ ५ ॥ आद्वाविंशात्क्षत्रियस्य, आचतुर्विंशाद्वैश्यस्य, अतऊर्ध्वं पतितसावित्रीका भवन्ति ॥ ६ ॥ आश्व० गृ० सू० अ० १ क० १९ सू० १–६**

આ પ્રમાણે પારસ્કરાદિ ગૃહ્યસૂત્રોમાં પણ છે

અર્થ —જે દિવસે જન્મ થયો હોય, અથવા જે દિવસે ગર્ભ રહ્યો હોય તેનાથી આઠમે વર્ષે બ્રાહ્મણનો, જન્મ અથવા ગર્ભથી અગીયારમે વર્ષે ક્ષત્રિયનો અને જન્મ અથવા ગર્ભથી બારમા વર્ષમાં વૈશ્યના બાલકનો યજ્ઞોપવીત સંસ્કાર કરવો. બ્રાહ્મણનો સોળમા, ક્ષત્રિયનો બાવીસમા અને વૈશ્યનો ચોવિસમા વર્ષ પહેલાં આ સંસ્કાર થવો જોઇએ જો એટલી મુદતમાં ન થાય તો પછી તેઓને પતિત માનવા

---

(**भद्रं कर्णेभि**) હે પરમાત્મન્ ! અમે નિત્ય કાન વડે કલ્યાણની વાતો સાંભળીએ, આંખો વડે આનંદને જોઇએ, તથા સ્થિર–સુદૃઢ અંગોવડે તારું યજન કરીએ તથા તારીજ સ્તુતિ કરીએ, અને એટલા માટે તું અમને હિતકારક–વિઘ્ન રહિત–આયુ પ્રદાન કર

(**वक्ष्यन्ती०**) હે જગદીશ્વર! અમે વેદાદિવિદ્યાઓને સારી રીતે પ્રાપ્ત કરીએ, તથા તેનો સદા સત્ય ઉપદેશ કરીએ, તથા સર્વ શક્તિમાન પરમાત્માની સદા ભક્તિ કરીએ

*उप સમીપ અને नयन-પ્રાપ્ત કરવું અથવા થવું

ब्रह्मवर्चसकामस्य कार्यं विप्रस्य पञ्चमे ।
राज्ञो बलार्थिनः षष्ठे वैश्यस्येहार्थिनोऽष्टमे ॥ मनुः० अ० २ श्लो० ३७ ॥

અર્થ.--જેને જલદીથી વિદ્યા, બળ તથા વ્યવહાર કરવાની ઇચ્છા હોય અને જો તે બાલક પણ ભણવામા સમર્થ હોય તો બ્રાહ્મણના બાળકનો પાચમે વર્ષે, ક્ષત્રિયના બાલકનો છઠ્ઠે વર્ષે અને વૈશ્યના બાલકનો આઠમે વર્ષે ઉપનયન સંસ્કાર કરવો પરંતુ બાલકના માતાપિતાનો વિવાહ પૂર્ણ યુવાવસ્થા અર્થાત્ યથાયોગ્ય બ્રહ્મચર્ય પાલન કર્યા પછી થયો હોય તોજ આ વાત સભવે છે કારણ કે તેઓનાજ બાલક એવા ઉત્તમ બુદ્ધિમાન અને ભણવામા શીઘ્ર બુદ્ધિવાળા હોય છે જ્યારે એમ માલૂમ પડે કે બાલકનુ શરીર અને બુદ્ધિ ભણવા યોગ્ય થયા છે ત્યારે પણ યજ્ઞોપવીત કરે

યજ્ઞોપવીતનો સમય-ઉત્તરાયણ સૂર્ય અને

वसन्ते ब्राह्मणमुपनयेत् । ग्रीष्मे राजन्यम् । शरदि वैश्यम् । सार्वकालमेके ॥ शतपथब्रा० ॥

અર્થ—બ્રાહ્મણનુ વસત ક્ષત્રિયનુ ગ્રીષ્મ અને વૈશ્યનુ શરદઋતુમા યજ્ઞોપવીત કરવુ. અથવા સર્વ ઋતુઓમા ઉપનયન થઇ શકે છે આ સસ્કાર પ્રાત કાળમાજ થાય છે

पयोव्रतो ब्राह्मणो यवागूव्रतो राजन्य आमिक्षाव्रतो वैश्यः ॥ शत० ब्रा० ॥

જે દિવસે બાલકનું યજ્ઞોપવીત કરવુ હોય તેનાથી ત્રણ અથવા એક દિવસ પૂર્વે બાલકને ત્રણ અથવા એક વ્રત કરાવવુ જોઇએ. એ વ્રતમા બ્રાહ્મણના છોકરાએ માત્ર દૂધ પીને ક્ષત્રિયના છોકરાએ જવની ગથ અને વૈશ્યના છોકરાએ શ્રીખડ ખાઇને રહેવુ જોઇએ આ સિવાય અન્ય પદાર્થો નહી ખાવા, જ્યારે જ્યારે ભૂખ લાગે ત્યારે ત્યારે ઉપરોક્ત પદાર્થોજ ખાવા

વિધિ—જે દિવસે ઉપનયન કરવુ હોય તેના આગલા દિવસે બધી સામગ્રી એકઠી કરી બરાબર શોધન કરી લેવી અને પછી પ્રાત કાલમા વેદિની આસપાસ સામગ્રી તથા સસ્કારોપયોગી અન્ય પદાર્થો પ્રથમથી યથાસ્થાને મૂકી દેવા, પશ્ચાત્ બાલકની હજામત કરાવી, શુદ્ધ જલ વડે સ્નાન કરાવી, શુદ્ધ વસ્ત્ર પહેરાવી તેને કંઇ મિષ્ટાન્ન ખવરાવી યજ્ઞ મંડપમા પિતા અથવા આચાર્ય વેદિના પશ્ચિમ ભાગમા સુદર આસન ઉપર બેસાડે પછી બાલકના પિતાએ પૃષ્ઠ ૨૨ મા લખ્યા પ્રમાણે ઋત્વિગ વરણ કરવુ ત્યારબાદ તે ઋત્વિજોએ પોત-પોતાના આસન ઉપર બેસીને બાલકના પિતા સહિત સર્વેએ આચમન તથા ઇન્દ્રિયસ્પર્શ નીચે લખ્યા પ્રમાણે કરવો.—

પ્રથમ નિમ્ન ત્રણ મત્રો વડે ત્રણ આચમન કરવા.

ओ३म् अमृतोपस्तरणमसिस्वाहा ॥ १ ॥
ओ३म् अमृतापिधानमसिस्वाहा ॥ २ ॥
ओ३म् सत्यं यशः श्रीर्मयि श्रीः श्रयतां स्वाहा ॥ ३ ॥

ત્યાર બાદ નિમ્નલિખિત મંત્રો વડે આખા શરીર પર જમણા હાથ વડે પાણી છાંટવું.

ओ३म् वाङ्मऽआस्येस्तु ॥ મુખ,
ओ३म् नसोर्मे प्राणोऽस्तु ॥ નાસિકા,
ओ३म् अक्ष्णोर्मे चक्षुरस्तु ॥ આંખ,
ओ३म् कर्णयोर्मे श्रोत्रमस्तु ॥ કાન,
ओ३म् बाह्वोर्मे बलमस्तु ॥ બાહુ,
ओ३म् उर्वोर्मऽओजोऽस्तु ॥ જંઘા,
ओ३म् अरिष्टानि मे अङ्गानि तनूस्तन्वा मे सह सन्तु ॥ આખા શરીર પર

પશ્ચાત્ કાર્ય કર્તા (બાલકનો પિતા અથવા બીજો જે જનોઇ આપવા બેઠો હોય તે) બાલકને મુખે નિમ્ન પ્રમાણે બોલાવે.

ओ३म् ब्रह्मचर्यमागाम् । ब्रह्मचार्यसानि ॥ सौत्रमन्गत्रः ॥

પછી આચાર્ય નિમ્ન મંત્ર બોલી બાલકને સુંદર વસ્ત્ર અને ઉપવસ્ત્ર પહેરાવે

ओ३म् येनेन्द्राय बृहस्पतिर्वासः पर्यदधादमृतम् । तेन त्वा परिदधाम्यायुषे दीर्घायुष्ट्वाय बलाय वर्चसे ॥ १ ॥ सौमन्त्रः ॥

તત્પશ્ચત્ બાલક આચાર્યની સામે બેસે, અને યજ્ઞોપવીત હાથમા લઇને નિમ્ન મંત્રો બોલીને આચાર્ય ડાબા ખભા ઉપર કંઠની પાસેથી માથુ વચમા રહે અને જમણા હાથની બગલની નીચેથી કટિસુધિ આવે એવુ જનોઇ ધારણ કરાવે

---

( ब्रह्मचर्य० ) હુ બ્રહ્મચર્યાશ્રમને પ્રાપ્ત થાઉં, હુ બ્રહ્મચારી થાઉં

* उपनीय तु यः शिष्यं वेदमध्यापयेद् द्विजः ।
सकल्पं सरहस्यं च तमाचार्यं प्रचक्षते ॥ मनु० स्मृ० अ० २ श्लो० १४० ॥

( येनेन्द्राय० ) જે સામર્થ્યવડે બૃહસ્પતિ પરમાત્માએ સૂર્યને તેજો રૂપ વસ્ત્ર ધારણ કરાવ્યુ છે, તથા જગતના મનુષ્યોને માટે અમૃત–મોક્ષ ધારણ કર્યો છે, તે સામર્થ્ય વડે હુ તને દીર્ઘાયુ, અત્યંત બલ અને સર્વોત્તમ વિદ્યા પ્રાપ્તિને માટે આ વસ્ત્ર આપીને પરમાત્માની પ્રાર્થના કરૂ છુ.

**ओ३म् यज्ञोपवीतं परमं पवित्रं प्रजापतेर्यत्सहजं पुरस्तात् । आयुष्यमग्र्यं प्रतिमुञ्च शुभ्रं यज्ञोपवीतं बलमस्तु तेजः ॥१॥ यज्ञोपवीतमसियज्ञस्य त्वा यज्ञोपवीतेनोपनह्यामि ॥२॥ सौत्रमन्त्रः ॥**

તત્ પશ્ચાત્ બાલકને પોતાની જમણી બાજુએ બેસાડી ઇશ્વરની પ્રાર્થના, ઉપાસના તથા સ્વસ્તિવાચન, શાંતિ પાઠ કરીને નિમ્નલિખીત વિધિ કરે પ્રથમ દ્વિજને ત્યાંથી અગ્નિ લાવી અથવાતો ઘૃતનો દીપક પ્રકટી તે વડે કપુર સળગાવી તેના ઉપર સમિધાના બારીક કટકા મૂકી અગ્નિ તૈયાર કરવો, અને નિમ્નલિખિત મંત્રવડે અગ્ન્યાધાન કરવુ —

**ओ३म् भूर्भुवः स्वर्द्यौरिव भूम्ना पृथिवीव वरिम्णा । तस्यास्ते पृथिवि देवयजनि पृष्ठेऽग्निमन्नादमन्नाद्यायादधे ॥१॥ यजुः० अ० ३ मं० ५ ॥**

આ પ્રમાણે અગ્ન્યાધાન કરી તેના ઉપર સમિધાના બારીક કટકા મૂકી નિમ્નલિખિત મંત્રવડે વીંઝણાથી અગ્નિ પ્રદીપ્ત કરવો —

**ओ३म् उद्बुध्यस्वाग्ने प्रतिजागृहि त्वमिष्टापूर्ते सꣳसृजेथामयं च । अस्मिन्त्सधस्थे ऽअध्युत्तरस्मिन् विश्वेदेवा यजमानश्च सीदत ॥ यजुः० अ० १५ मं० ५४ ॥**

અગ્નિ બરાબર પ્રદીપ્ત થાય એટલે ચંદનની ત્રણ સમિધાઓ લઇ ઘૃતમાં બોળી નિમ્નલિખિત મંત્રો વડે એકેક અગ્નિમાં સમર્પવી—

---

શિષ્યને ઉપનયન સંસ્કાર કરીને તેને સાંગોપાંગ વેદ, તેના શબ્દાર્થ સંબંધ, ક્રીયા શિખવે, તથા પોતે છલ કપટાદિ દોષોથી રહિત હોઇને અતિ પ્રેમથી સર્વેને વિદ્યા દાન કરતો હોય, પરોપકારી તથા તન, મન, ધનથી સર્વના સુખની વૃદ્ધિમાં તત્પર રહેતો હોય, કોઇનો પક્ષપાત ન કરતો હોય, સત્યોપદેષ્ટા, સર્વનો હિતૈષી, ધર્માત્મા અને જીતેન્દ્રિય હોય તેને આચાર્ય કહે છે (ભાષાન્તર કર્તા)

(**यज्ञोपवीत०**) જે પ્રજાપ્રતિ પરમાત્માનું સચ્ચિદાનંદ સ્વરૂપ પરમપવિત્ર યજ્ઞમાં સત્કૃત છે તેની પ્રથમ પ્રાર્થના કરી, આ યજ્ઞોપવિત (જનોઇ) તે પૂજનીય પરમાત્માની ભક્તિ તથા યજ્ઞનું અનુષ્ટાન કરવાને માટે હું ધારણ કરૂં છું, તે યજ્ઞોપવીત ઇશ્વરાનુગ્રહવડે દીર્ઘાયુ, શ્રેષ્ઠ ગુણ, બલ તથા તેજનું દાતા થાઓ.

(**यज्ञोपवीतमसि०**) હે પરમાત્મન્! તું યજ્ઞની સમીપમાં વિવિધ સુખ દેવાને માટે રહે છે હે શિષ્ય આવા પરમાત્મા તરફ પ્રેમભક્તિ રાખ

યજ્ઞાદિ દ્રવ્ય યજ્ઞ તથા જ્ઞાનાદિ વિદ્યા યજ્ઞની પ્રાપ્તિને માટે હું તને યજ્ઞોપવિત યુક્ત કરૂં છું

નિમ્ન મંત્ર વડે પહેલી

ओ३म् अयं त इध्म आत्मा जातवेदस्तेनेध्यस्व वर्धस्व चेद्ध वर्धय चास्मान् प्रजया पशुभिर्ब्रह्मवर्चसेनान्नाद्येन समेधय स्वाहा ॥ इदमग्नये–जातवेदसे–इदन्न मम॥

નિમ્ન બે મંત્રો વડે બીજી

ओ३म् समिधाग्निं दुवस्यत घृतैर्बोधयतातिथिम् ॥ आस्मिन् हव्या जुहोतन–स्वाहा ॥ इदमग्नये–इदन्न मम ॥ सुसमिद्धाय शोचिषे घृतं तीव्रं जुहोतन । अग्नये जातवेदसे स्वाहा ॥ इदमग्नये जातवेदसे–इदन्नमम ॥ यजुः० अ० ३ मं० १–२

નિમ્ન મંત્રોવડે ત્રીજી

ओ३म् तन्त्वा समिद्भिरङ्गिरो घृतेन वर्द्धयामसि । बृहच्छोचा यविष्ठ्य स्वाहा ॥ इदमग्नयेऽङ्गिरसे–इदन्न मम ॥ यजुः० अ० ३ मं० ३

પશ્ચાત નિમ્નલિખિત મંત્ર વડે પાંચ ઘૃતાહુતિ આપવી, --

ओ३म् अयन्त इध्म आत्मा जातवेदस्तेनेध्यस्व वर्धस्वचेद्ध वर्धय चास्मान्प्रजया पशुभिर्ब्रह्मवर्चसेनान्नाद्येन समेधय स्वाहा ॥ इदमग्नये जातवेदसे इदन्न मम ॥

તત્પશ્ચાત્ વહ્નિની ચારે તરફ નીચેના મંત્રો વડે જલ પ્રોક્ષણ કરવું --

ओ३म् अदितेऽनुमन्यस्व ॥ આનાથી પૂર્વમાં,
ओ३म् अनुमतेऽनुमन्यस्व ,, પશ્ચિમમાં,
ओ३म् सरस्वत्यनुमन्यस्व ,, ઉત્તરમાં,

ओ३म् देव सवितः प्रसुव यज्ञं प्रसुव यज्ञपतिं भगाय दिव्यो गन्धर्वः केतपूः केतं नः पुनातु वाचस्पतिर्वाचं नः स्वदतु ॥ यजुः० अ० ३० मं० १

વેદિની ચાર તરફ જલ છાંટવું

પશ્ચાત્ ચાર આધારાવાજ્યાહુતિ નીચેના મંત્રો વડે આપવી

ओ३म् अग्नये स्वाहा ॥ इदमग्नये–इदन्न मम ॥

यजुः० अ० २२ मं० २७ ઉત્તરમાં.

ओ३म् सोमाय स्वाहा ॥ इदंसोमाय–इदन्न मम ॥
यजुः० अ० २२ मं० २७ દક્ષિણમાં

ओ३म् प्रजापतये स्वाहा ॥ इदं प्रजापतये–इदन्न मम ॥
यजुः० अ० १८ मं० २८ મધ્યમાં

ओ३म् इन्द्राय स्वाहा ॥ इदमिन्द्राय–इदन्न मम ॥
यजु० अ० २२ मं० २७ ,,

પશ્ચાત્ નિમ્ન મંત્રોવડે વ્યાહૃતિ આહુતિ આપવી

ओ३म् भूरग्नये स्वाहा ॥ इदमग्नये–इदन्न मम ॥

ओ३म् भुवर्वायवे स्वाहा ॥ इदं वायवे–इदन्न मम ॥

ओ३म् स्वरादित्याय स्वाहा ॥ इदमादित्याय इदन्न मम ॥

ओ३म् भूर्भुवः स्वरग्निवाय्वादित्येभ्यः स्वाहा ॥ इदमग्निवाय्वादित्येभ्यः–इदन्न मम ॥

ઉપરની આહુતિઓ આપ્યા પછી નિમ્ન મંત્રોવડે આઠ ઘૃતાહુતિઓ આપવી –

ओ३म् त्वन्नो॑ अग्ने॒ वरु॑णस्य वि॒द्वान् दे॒वस्य॒ हेडो॒ अव॑यासिसीष्ठाः । यजि॑ष्ठो॒ वह्नि॑तमः॒ शोशु॑चानो॒ विश्वा॒द्वेषां॑सि॒ प्रमु॑मुग्ध्य॒स्मत् स्वाहा॑ ॥ इदमग्नीवरुणाभ्याम्–इदन्न मम ॥१॥ ओ३म् सत्वन्नो॑ अग्नेऽव॒मो भ॑वो॒ती नेदि॑ष्ठोऽअ॒स्या उ॒षसो॒ व्यु॑ष्टौ । अव॑यक्ष्व नो॒ वरु॑णं॒ ररा॑णो वी॒हि मृ॑डी॒कं सु॒हवो॑ न एधि॒ स्वाहा॑ ॥ इदमग्नीवरुणाभ्याम्–इदन्न मम ॥२॥ ऋ० मं० ४ सू० १ मं० ४–५

ओ३म् इ॒मं मे॑ वरुण श्रुधी॒ हव॑म॒द्या च॑ मृडय । त्वाम॑व॒स्युरा च॑के स्वाहा॑ । इदं वरुणाय–इदन्न मम ॥३॥ ऋ० मं० १ सू० २५ मं० १९

ओ३म् तत्वा॑ यामि॒ ब्रह्म॑णा॒ वन्द॑मान॒स्तदाशा॑स्ते यज॑मानो ह॒विर्भिः॑ । अहे॑डमानो वरुणे॒ह बो॒ध्युरु॑शंस॒ । मा न॒ आयुः॒ प्रमो॑षीः॒ स्वाहा ॥ इदं वरुणाय–इदन्न मम ॥४॥ ऋ० मं० १ सू० २४ मं० ११

ओ३म् ये ते शतं वरुण ये सहस्रं यज्ञियाः पाशा वितता महान्तः । तेभिर्नो अद्य सवितोत विष्णुर्विश्वे मुञ्चन्तु मरुतः स्वर्काः । स्वाहा ॥ इदं वरुणाय सवित्रे विष्णवे विश्वेभ्यो देवेभ्यो मरुद्भ्यः स्वर्केभ्यः-इदन्न मम ॥५॥

ओ३म् अयाश्चाग्नेऽस्यनभिशस्तिपाश्च सत्यमित्वमयासि । अया नो यज्ञं वहास्यया नो धेहि भेषज ५ स्वाहा ॥ इदमग्नये अयसे-इदन्न मम ॥ ६ ॥

ओ३म् उदुत्तमं वरुण पाशमस्मदवाधमं विमध्यमं श्रथाय । अथा वयमादित्य व्रते तवानागसोऽदितये स्याम स्वाहा ॥ इदं वरुणायाऽदित्यायाऽदितये च-इदन्न मम ॥७॥ ऋ० मं० १ सू० २४ मं० १५

ओ३म् भवतन्नः समनसौ सचेतसावरेपसौ । मा यज्ञ ५ हि ५ सिष्टं मा यज्ञपतिं जातवेदसौ शिवौ भवतमद्य नः स्वाहा ॥ इदं जातवेदोभ्यां-इदन्न मम ॥८॥ यजु० अ० ५ मं० मं० ३

આ પ્રમાણે એકંદર સોળ આહુતિઓ આપ્યા પછી નિમ્નલિખિત મંત્રો વડે બાલકના હાથે પ્રધાન હોમની આહુતિઓ જે કંઈ વિશેષ શાકલ્ય ( ભાત વગેરે ) બનાવ્યું હોય તેની આપવી, પ્રથમ નીચેના મંત્રો વડે ચાર ઘૃતાહુતિઓ આપવી --

ओ३म् भूर्भुवः स्वः । अग्न आयूंषि पवस आ सुवोर्ज्जमिषं च नः । आरे बाधस्व दुच्छुनां स्वाहा ॥ इदमग्नये पवमानाय इदन्न मम ॥१॥ ओ३म् भूर्भुवः स्वः । अग्निर्ऋषिः पवमानः पाञ्चजन्यः पुरोहितः । तमीमहे महागयं स्वाहा ॥ इदन्नमग्नये पवमानाय-इदन्न मम ॥२॥ ओ३म् भूर्भुवः स्वः । अग्ने पवस्व स्वपा अस्मे वर्चः सुवीर्यम् । दधद्रयिं मयि पोषं स्वाहा ॥ इदमग्नये पवमानाय-इदन्न मम ॥ ३३ ॥ ऋ० मंड० ९ सू० ६६ मं० १९-२०-२१

ओ३म् भूर्भुवः । प्रजापते न त्वदेतान्यन्यो विश्वाजातानि परिताबभूव । यत्कामास्ते जुहुमस्तन्नो अस्तु वयं स्याम पतयो रयीणां स्वाहा ॥ इदं प्रजापतये-इदन्न मम ॥ ८ ॥ ऋ० मंड० ९ सू० १२१ मं० १०

તત્પશ્ચ[illegible] ...િખિત મંત્રો વડે પ્રધાન હોમની આજ્યાહુતિ તથા શાકલ્યની આહુતિઓ આપવી

ओ३म् अग्ने व्रतपते व्रतं चरिष्यामि तत्ते प्रब्रवीमि तच्छकेयम् । तेनर्ध्यासमि दमहनृतात्सत्यमुपैमिस्वाहा ॥ इदमग्नये-इदन्न मम ॥ १ ॥ ओ३म् वायो व्रतपते* ० स्वाहा ॥ इदं वायवे-इदन्नमम ॥ २ ॥ ओ३म् सूर्य व्रतपते० स्वाहा ॥ इदं सूर्याय इदन्न मम ॥ ३ ॥ ओ३म् चंद्रव्रतपते० स्वाहा ॥ इदं चन्द्राय-इदन्न मम ॥ ४ ॥ ओ३म् व्रतानां व्रतपते० स्वाहा ॥ इदमिन्द्राय-व्रतपतये-इदन्न मम ॥५॥ सा० मं० ब्रा० प्रपा० १ खं० ६-९-१३

ઉપરોક્ત પાચ મ ત્રો વડે પાચ આહુતિઓ આપ્યાબાદ નીચેના મ ત્રો વડે વ્યાહૃતિ તથા સ્વિષ્ટકૃત અને પ્રાજાપત્યાહુતિ મળીને એકંદર છ આહુતિઓ ઘૃતની આપવી --

ओ३म् भूरग्नये स्वाहा ॥ इदमग्नये-इदन्न मम ॥

ओ३म् भुववार्यवे स्वाहा ॥ इदं वायवे-इदन्न मम ॥

ओ३म् स्वरादित्याय स्वाहा ॥ इदमादित्याय-इदन्न मम ॥

ओ३म् भूर्भुवः स्वराग्निवाय्वादित्येभ्यः स्वाहा ॥ इदमग्निवाय्वात्येभ्यः इदन्न मम ॥

ओ३म् यदस्य कर्मणोत्यरीरिचं यद्वान्यूनमिहाकरम् । अग्निष्टत्स्विष्टकृद्विद्यांत्सर्वं स्विष्टं सुहुतं करोतु मे । अग्नये स्विष्टकृते सुहुतहुते सर्वप्रायश्चित्ताहुतीनां कामानां समर्द्धयित्रे सर्वान्न कामान्त्समर्धय स्वाहा ॥ इदमग्नये स्विष्टकृते इदन्न मम ॥

ओ३म् प्रजापतये स्वाहा । इदं प्रजापतये इदन्नमम ॥

ઉપર પ્રમાણે બાલકના હાથે પ દર આહુતિઓ અપાવ્યા પછી આચાર્ય યજ્ઞકુ ડની ઉત્તરમા

( अग्ने व्रतपते० ) હે વ્રતપતે પરમાત્મન્ ! હુ બ્રહ્મચર્ય વ્રત ધારણ કરૂ છુ, તેનુ યથાર્થ રીતે પાલન કરવાને મને સમર્થ કરો. બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત્યર્થે આ વ્રત મે ધારણ કર્યુ છે તે મારૂં વ્રત સફળ થાય એવી મારી નમ્ર પ્રાર્થના છે.

* व्रतपते એની આગળ सत्यमुपैमि સુધીનો પૂરો મંત્ર બોલવો

§ ઉપરના મ ત્ર પ્રમાણેજ આગળના મ ત્રોનો અર્થ છે.

હે જ્ઞાન સ્વરૂપ પરમાત્મન્ ! બ્રહ્મચર્યમા આગમનના વ્રતવાળા આ બટુ સહિત અમે આચાર્યાદિ તારી ઉપાસના કરીએ છીએ તુ જ એને મનુષ્યોમા શોભાયુક્ત અને બ્રહ્મચર્યમા નિયુક્ત કર તેના અનિષ્ટ નાશ પામો અને તે સુખપૂર્વક રહે

પૂર્વાભિમુખે બેસે અને બાળક આચાર્યની સન્મુખ પશ્ચિમાભિમુખે બેસે ત્યાર બાદ આચાર્ય બાળકના સામુ જોઇને નીચેના મંત્રનો જપ કરેઃ--

**ओ३म् आगन्त्रा समगन्महि प्रसुमर्त्यं युयोतन । अरिष्टाः । संचरेमहि स्वस्ति चरतादयम् ॥ सा० मं०--ब्रा० प्र० खं० ६ मं० १४**

ત્યાર પછી બાલકે નીચે પ્રમાણે બોલવું --

**ओ३म् ब्रह्मचर्यमागामुपमानयस्व ॥ सा० मं० ब्रा० प्र० १ खं० ६ मं० १६ मं० १५**

આચાર્ય— **को* नामासि ॥**

બાલક— **एतन्नामास्मि× ॥**

તત્પશ્ચાત્ બાલકની તથા આચાર્યે પોતાની જમણી હસ્તાંજલિ શુદ્ધ જલ વડે નીચેનો મંત્ર બોલી ભરવી --

**ओ३म् आपो हिष्ठा मयो भुवस्तानं ऊर्जे देधातन । महेरणाय चक्षसे ॥१॥ यो वः शिव तमो रसस्तस्य भाजयते ह नः । उशतीरिव मातरं ॥ तस्मा अरं गमाम वो यस्य क्षयाय जिन्वथ । आपो जनयथा च नः ॥३॥ यजुः० अ० ११ मं० ५०-५१-५२**

તત્પશ્ચાત્ નીચેનો મંત્ર બોલી આચાર્યે પોતાની અંજલીનું પાણી બાલકની અંજલીમાં રેડવું

---

( **ब्रह्मचर्यमा०** ) હે ગુરો ! મેં બ્રહ્મચર્યવ્રત સ્વીકાર્યું છે, મને આપની સમીપમાં રાખો ( વિદ્યાધ્યયન માટે ) મારો સ્વીકાર કરો.

* તારૂં નામ શું છે.

× મારૂં અમુક નામ છે ( કોઇનું નામ દેવદત્ત હોય તો આ પ્રમાણે બોલવું **देवदत्तनामास्मि ॥** ભાષાન્તર કર્તા )

( **आपोहिष्ठा०** ) હે સર્વ વ્યાપક પરમાત્મન્ ! અમને ( ગુરૂ તથા શિષ્યને ) બલયુક્ત પરાક્રમી કરી તથા સુખદાતા વિદ્યા આપી તેનો ઉપદેશ કરીએ તેવી બુદ્ધિ આપો

( **यो व०** ) હે પરમાત્મન્ ! આ બ્રહ્મચર્યાશ્રમનો અત્યન્ત સુખકારી આનંદ, જેમ કામનાવાળી માતા પોતાના પુત્રોનું સેવન કરી તેને સુખી કરે છે, તેમ હું આ શિષ્યને પ્રાપ્ત કરાવું

( **तस्मा अरं०** ) હે જગદીશ્વર ! અમને ગૃહસ્થાશ્રમમાં જે તૃપ્તિ વિદ્યાથી મળી છે, તે આ શિષ્યને પ્રાપ્ત કરાવવા હું સમર્થ થાઉં અને તેમાં આપ સહાય થશો.

**ओ३म् तत्सवितुर्वृणीमहे वयं देवस्य भोजनम् । श्रेष्ठं सर्वधातमम् । तुरं भगस्य धीमहि ॥ ऋ० मं० ५ अ० ६ सू० ८२ मं० १**

આ પ્રમાણે બાલકની અંજલીમા પોતાની અંજલી ખાલી કરીને બાલકની હસ્તાંજલી અંગુષ્ટ સહિત પકડીને નીચેનો મંત્ર બોલીને બાલકની હસ્તાંજલીનું પાણી પાત્રમા રેડાવી દેવુ.

**ओ३म् देवस्य त्वा सवितुः प्रसवेऽश्विनोर्बाहुभ्यां पूष्णो हस्ताभ्यां हस्तं गृह्णाम्यसौ ॥ १ ॥ सा० मं० ब्रा० प्रपा० १ खं० ६ मं० १८**

ઉપર પ્રમાણે બીજીવાર બાલકની અંજલી ભરી તેમા પોતાની અંજલીનું પાણી રેડીને બાલકની હસ્તાંજલી અંગુઠ સહિત પકડીને નિમ્ન મંત્ર બોલીને બાલકની અંજલીનુ પાણી તરભાણામા રેડાવો દેવુ

**ओ३म् सविता ते हस्तमग्रभीत्, असौ ॥ १ ॥ सा० मं० ब्रा० प्र० १ खं० ६ मं० १५**

વળી ત્રીજી વાર એજ પ્રમાણે અંજલી અંગુષ્ટ સહિત પકડીને નિમ્ન મંત્ર બોલીને બાલકની અંજલીનુ પાણી તરભાણામા રેડવુ

**ओ३म् अग्निराचार्यस्तव, असौ ॥ १ ॥ प्र० ६ मं० १४**

પશ્ચાત મંડપની બહાર આવી સુર્યની સામે ઉભા રહી આચાર્ય નિમ્નલિખિત બે મંત્રો બોલી બાલકને સુર્યનું દર્શન કરાવે --

---

( **तत्सवितुर्वृ०** ) હે જગદુત્પાદક ઇશ્વર ! અમે આપની શરણમા છિયે આપ અમારા અવિદ્યાદિ દોષોનો નાશ કરી અમારે માટે વૃષ્ટિદ્વારા ઉત્તમોત્તમ આરોગ્યદાયક અન્ન ઉત્પન્ન કરો

( **देवस्यत्वा०** ) હે બાલક ! જગદુત્પાદક પરમાત્માના બાહુ વડે ( સર્વ પ્રકારની પુષ્ટિ કરનારા પરાક્રમરૂપી બાહુ ) હું તારા હસ્ત ગ્રહણ કરૂ છું.

( **गृह्णामि-असौ** ) આ ઠેકાણે **असौ** ના સ્થાનમા બાલકનુ નામ સંબોધનાન્ત કરવુ જેમ કે **गृह्णामि देवदत्त ॥**

( **सविता०** ) હે કુમાર ! પરમાત્માએ તારો હસ્ત ગ્રહણ કર્યો છે આ મંત્રમાના **असौ** પદના સ્થાનમા બાલકનુ નામ સંબોધનાન્ત બોલવુ

( **अग्नि०** ) હે કુમાર જ્ઞાનસ્વરૂપ પરમાત્મા તારા આચાર્ય છે. આ મંત્રમા પણ **असौ** પદના સ્થાનમા બાલકનુ નામ સંબોધનાન્ત બોલવુ

ओ३म् देव सवितरेष ते ब्रह्मचारी तं गोपाय समामृत ॥ १ ॥ सौत्रमंत्रः ॥ तच्चक्षुर्देवहितं पुरस्ताच्छुक्रमुच्चरत् । पश्येम शरदः शतं जीवेम शरदः शतꣳ शृणुयाम शरदः शतं प्रब्रवामशरदः शतमदीनाः स्याम शरदः शतं भूयश्च शरदः शतात् ॥

ઉપર પ્રમાણે સૂર્યાવલોકન કરાવીને બાલકસહિત આચાર્યે યજ્ઞશાળામા આવી, કુડની ઉત્તરમા બેસી. નિમ્ન મંત્ર બોલવો, અને બાલકે આચાર્યની પ્રદક્ષિણા કરી આચાર્યની સન્મુખ બેસવું.

ओ३म् युवा सुवासाः परिवीत आगात् स उ श्रेयान् भवति जायमानः । ओ३म् सूर्यस्यावृतमन्वावर्त्तस्व, असौ ॥ ऋ० मं० ३ अ० १ सू० ८ मं० ४

પશ્ચાત્ બાલકના જમણા ખભા ઉપર આચાર્ય પોતાના જમણા હસ્તનો સ્પર્શ કરી તે ઉપર કપડું ઢાંકી નીચેનો મંત્ર બોલવો --

ओ३म् प्राणानां ग्रन्थिरसि मा विस्रसोऽन्तक इदं ते परिददामि, अमुम् ॥१॥ सा० मं० ब्रा० प्र० १ खं० ६ म० २०

પશ્ચાત્ બાલકના પેટપર હસ્તનો સ્પર્શ કરી એજ પ્રમાણે નીચેનો મંત્ર બોલવો --

ओ३म् अहुर इदं ते परिददामि, अमुम् ॥ २ ॥ मं० २१

પશ્ચાત્ બાલકના હૃદય ઉપર હસ્તનો સ્પર્શ કરી નીચેનો મંત્ર બોલવો --

ओ३म् कृशन इदं ते परिददामि, अमुम् ॥३॥ सा मं ब्रा.प्र.१ खं ६ मं २२

પશ્ચાત્ નીચેનો મંત્ર ભણી જમણા ખભા ઉપર હસ્તનો સ્પર્શ કરવો --

---

( **देव सवितरेष०** ) હે પરમાત્મન્ ! આ તારો બ્રહ્મચારી છે, તેની તું રક્ષા કર

( **तच्चक्षुर्देवहित०** ) આ મંત્રનો અર્થ ઉપર આવી ગયો છે ત્યા જોઇ લેવો.

( **युवा सुवासा** ) હે જગદીશ્વર ! આ કુમાર જ્યા સુધી યુવાવસ્થાપૂર્ણ થાય ત્યા સુધી ( અડતાળીસ વર્ષનુ બ્રહ્મચર્ય પાલન કરી ) વેદાદિ વિદ્યાઓ ભણીને સુંદર વસ્ત્ર ભૂષણ સજી ( સમાવર્તન કરી વિદ્યાદિ ગુણયુક્ત થઇ ગૃહસ્થાશ્રમમા સૂર્ય સરખો તેજસ્વી થાઓ હે બાળક ! સૂર્યના માર્ગને અનુસર

( જેમ સૂર્ય ધીમે ધીમે પ્રકાશિત થાય છે તેમ તુ વિદ્યા વડે પ્રકાશિત થા, )

( **प्राणानाम्०** ) હે જગદીશ્વર ! જેમ પ્રાણ વહિની નાડીઓનુ મિલનસ્થાન નાભિ છે તેમ તુ આ વિશ્વનુ નાભિસ્થાન છે આ બાલકને હું જ્ઞાન શરણમા સોપુ છુ તેનુ તુ રક્ષણ કર ( આ અને એની પછીના મંત્રોમા **अमुम्** પદના સ્થાનમા બાલકનુ દ્વિતીયાંત નામ બોલવુ. જેમકે **देवदत्तम्** । )

( **अहुर०** ) હે વાયો ! આ બાલકને સર્વત્ર હુ તારા શરણમા સોપું છુ

( **कृशन०** ) હે પરમાત્મન્! આ બાલકને સર્વત્ર હું તારા શરણમા સોપુ છુ.

ओ३म् प्रजापतये त्वा परिददामि, असौ ॥ ४ ॥ सा० मं० ब्रा० प्र० १ खं० ६ मं० २३

પશ્ચાત્ નીચેનો મંત્ર બોલી બાલકના ડાબા ખભા ઉપર હસ્તનો સ્પર્શ કરવો—

ओ३म् देवाय त्वा सवित्रे परिददामि, असौ ॥ ५ ॥ सा० मं० ब्रा० प्र० खं० ६ मं० २४

પશ્ચાત્ બાલકના હૃદય ઉપર હસ્ત રાખી નીચેનો મંત્ર બોલવો—

ओ३म् तं धीरासः कवय उन्नयन्ति स्वाध्यो३ मनसा देवयन्तः ॥ ६ ॥ ऋ० मं० ३ अ० १ सू० ८ मं० ४ ॥

ત્યારબાદ આચાર્યે બાલકના જમણા હૃદય ઉપર પોતાનો હસ્ત રાખી સન્મુખ ઉભા રહી નીચેનો મંત્ર બોલવો —

ओ३म् मम व्रते ते हृदयं दधामि मम चित्तमनुचित्तं तेऽअस्तु । मम वाचमेकमना जुषस्व बृहस्पतिष्ट्वा नियुनक्तु मह्यम् ॥ १ ॥ सौत्रमन्त्रः ॥

અર્થ --હે શિષ્ય ! હુ તારા હૃદયને મારે આધિન કરૂ છુ. તારૂ ચિત્ત મારા ચિતની અનુકૂલ સદા રહો, તુ મારી વાણીને એકાગ્ર મન તથા પ્રીતી પૂર્વક સાભળીને તેના અર્થનુ સેવન કર્યા કર, આજથી તારી પ્રતિજ્ઞા અનુકુલ બૃહસ્પતિ પરમાત્મા તને મારી જોડે યુક્ત કરે આ પ્રતિજ્ઞા કરવી એજ પ્રમાણે શિષ્ય પણ આચાર્યની પાસે પ્રતિજ્ઞા કરે. કે હે આચાર્ય ! આપના હૃદયને હુ મારી ઉત્તમ શિક્ષા તથા વિદ્યાની ઉન્નતિ માટે ધારણ કરૂ છુ મારા ચિત્તની અનુકુલ તમારૂ ચિત્ત હો, આપ મારી વાણીને એકાગ્ર ચિત્તથી સાભળો અને પરમાત્મા મારી સાથે આપને સદા નિયુક્ત રાખો આ પ્રમાણે બન્નેએ અરસપરસ પ્રતિજ્ઞા કરવી પછી આચાર્યે બાલકને નીચે પ્રમાણે પુછવુ.

को नामाऽसि ॥

તારૂ નામ શુ છે.

બાલકે નીચે પ્રમાણે પ્રત્યુત્તર આપવો.

अहम्भोः

મારૂ અમુક નામ છે ( પોતાનુ નામ બાલકે આ જગ્યાએ બોલવુ ) પશ્ચાત્ આચાર્યે નીચે પ્રમાણે પૂછવુ —

---

( प्रजापतये० ) હે બાલક ! તને હુ પ્રજાપાલક પરમાત્માને સોપુ છુ ( असौ પદના સ્થાનમા દરેક ઠેકાણે બાલકનુ નામ સબોધનાન્ત બોલવુ )

( देवाय त्वा० ) હે બાલક ! હુ તને જગદુત્પાદક પરમાત્માને સોપુ છુ

( ममव्रते० ) હે બાલક ! મારા કર્મમા તારૂ હૃદય ધારણ કરૂ છુ, મારા ચિત્તની અનુકુલ તારૂ ચિત્ત થાઓ, તુ મારી વાણીને એકાગ્ર ચિત્ત વડે સાભળી તે પ્રમાણે વર્તન કર આ સઘળુ કરવામા જગદ્ગુરૂ પરમાત્મા તને સહાય થાઓ

कस्यत्वं ब्रह्मचार्यसि ।

તું કોનો બ્રહ્મચારી છે ?

બાલક—भवतः ।

આપનો, પછી આચાર્યે બાલકની રક્ષાને માટે નીચેનો મંત્ર બોલી બાલકને શિક્ષા આપવી કે તું પ્રાણ આદિની ઉત્તમ વિધાને માટે યત્નવાન થા

**ओ३म् इन्द्रस्य ब्रह्मचार्यस्यग्निराचार्यस्तवाहमाचार्यस्तव असौ ॥ सौत्रमन्त्रः ॥**

**ओ३म् कस्य ब्रह्मचार्यसि प्राणस्य ब्रह्मचार्यसि कस्त्वा कमुपनयति काय त्वा परिददामि ॥ ओ३म् प्रजापतये त्वा परिददामि । देवाय त्वा सवित्रे परिददामि । अद्भ्यस्त्वौषधीभ्यः परिददामि । द्यावापृथिवीभ्यां त्वा परिददामि । विश्वेभ्यस्त्वा देवेभ्यः परिददामि । सर्वेभ्यस्त्वा भूतेभ्यः परिददाम्यरिष्ट्यै ॥ सौत्रमन्त्राः ॥**

આ ઉપનયન સંસ્કાર પૂરો થયા પછી જો તેજ દિવસે વેદારંભ કરવાનો વિચાર બાલકના પિતા તથા આચાર્યનો હોય તો તેજ દિવસે કરવો, અને જો બીજે દિવસે કરવાનો વિચાર હોય તો પૃષ્ઠ ૨૯ મા લખ્યા પ્રમાણે મહાવામદેવ્યગાન કરી સંસ્કારમા આવેલી સ્ત્રીઓનો બાલકની માતા અને પુરૂષોનો બાલકનો પિતા સત્કાર કરી વિદાય કરે, અને માતા પિતા, આચાર્ય, સંબંધી, ધર્મમિત્ર, વગેરે મળીને બાલકને નીચે પ્રમાણે આશિર્વાદ આપી પોતપોતાને ઘેર જાય.

**ओ३म् त्वं जीव शरदः शतं वर्द्धमानः, आयुष्मान् तेजस्वी वर्चस्वी भूयाः ।**

**॥ इति उपनयनसंस्कारविधिः समाप्तः ॥**



---

(**इन्द्रस्य॰**) હે કુમાર ! તું ઇંદ્રનો બ્રહ્મચારી છે; અગ્નિ પરમાત્મા તારા આચાર્ય છે; હું તારો આચાર્ય છુ, ( **असौ** પદ જ્યા આવે ત્યા બાલકનું સંબોધનાન્ત નામ બોલવું. )

(**कस्य॰**) તુ પ્રજાપતિ પરમાત્મા તથા સર્વના પ્રાણનો પણ પ્રાણ જે પરમાત્મા છે તેનો બ્રહ્મચારી છે તે સુખ સ્વરૂપ પ્રજાપતિ પરમાત્મા સુખને માટે તને ઉપનયન કરે છે તે સુખસ્વરૂપ પ્રજાપતિને હુ તને સમર્પિત કરૂં છુ.

(**प्रजापतये**) હું તને પ્રજાપતિ પરમાત્માને આપું છું; હુ તને જગદુત્પાદક સવિતા પરમાત્માને અર્પણ કરૂં છું; તથા હું તને જલ, ઔષધી, સ્વર્ગ, પૃથ્વી, સર્વ વિદ્વાનો તથા સર્વ પ્રાણી માત્રને અર્પણ કરૂં છુ તું એમનુ જ્ઞાન મેળવી તેનો યથાર્થ ઉપયોગ કર

(**त्वं जीव॰**) તું સો વર્ષ સુધી જીવ, તું આયુષ્યમાન, તેજસ્વી તથા બ્રહ્મજ્ઞાનવાળો થા.

# ॥ अथ वेदारम्भसंस्कारविधिर्विधीयते ॥

ગાયત્રીથી માંડી *સાંગોપાંગ ચારે વેદોનું અધ્યયન કરવાને માટે જે નિયમ ધારણ કરવો તેને વેદારંભ કહે છે

**સમય:**—જે દિવસ ઉપનયન સંસ્કારનો છે તેજ વેદારંભનો છે જો તે દિવસે ન થઇ શકે અથવા કરવાની ઇચ્છા ન હોયતો બીજે દિવસે કરવો જો બીજે દિવસ પણ અનુકૂલ ન હોય તો એક વર્ષની અંદર ગમે તે દિવસે કરવો

**વિધિ**—વેદારંભનો જે દિવસ નક્કી કર્યો હોય તે દિવસે પ્રાતઃકાલમાં શુધ્ધોદક વડે બાલકને સ્નાન કરાવી શુદ્ધ વસ્ત્ર પહેરાવી, પશ્ચાત્ કાર્યકર્તા અર્થાત્ પિતા, જો પિતા ન હોય તો આચાર્યે બાલકને લઇને ઉત્તમાસન ઉપર વેદિની પશ્ચિમ બાજુમા પુર્વાભિમુખે બેસવું તત્પશ્ચાત્ પૃષ્ટ ૩ થી પૃષ્ટ ૨૬ સુધીમા લખેલી † ઇશ્વરપ્રાર્થના સ્વસ્તિવાચન, શાંતિપાઠ વગેરે કરી, અગ્ન્યાધાન સમિધાદાન, જલપ્રોક્ષણ, આધારાવાજ્યભાગાહુતિ ચાર, વ્યાહૃતિ ચાર તથા આઠ ઘૃતાહુતિ મળી સોળ આહુતિઓ આપવી. ત્યારબાદ પૃષ્ટ ૨૭ મા લખેલી ( **ओ३म् भूर्भुव स्व । अग्न आयूँषि॰** ) ઇત્યાદી ચાર મંત્રો વડે ઘૃતાહુતિ આપ્યા પછી પૃષ્ટ ૨૫ ઉપર લખ્યા પ્રમાણેની પાંચ ઘૃતાહુતિવડે પ્રધાન હોમ કરવો. ત્યારબાદ વ્યાહૃતિ આહુતિ ચાર તથા સ્વિષ્ટકૃત આહુતિ એક, અને પ્રાજાપત્યાહુતિ એક મળી છ આજ્યાહુતિ બાલકના હાથે અપાવવી તત્પશ્ચાત્ નીચેના મંત્રો બોલી વેદીમાનો અગ્નિ એકઠો કરવો—

**ओ३म् अग्ने सुश्रवः सुश्रवसं मा कुरु । ओ३म् यथा त्वमग्ने सुश्रवः सुश्रवा असि । ओ३म् एवं मां सुश्रवः सौश्रवसं कुरु । ओ३म् यथा त्वमग्ने देवानां यज्ञस्य निधिपाअसि । ओ३म् एवमहं मनुष्याणां वेदस्य निधिपो भूयासम् ॥ सौत्रमन्त्रः ॥**

---

* ( **अंग** ) શિક્ષા, કલ્પ, વ્યાકરણ, નિરૂક્ત, છન્દ, જયોતિષ, ( ઉપાંગ ) પુર્વમીમાંસા, વૈશેષિક, ન્યાય, યોગ, સાંખ્ય અને વેદાન્ત, (ઉપવેદ) આયુર્વેદ, ધનુર્વેદ, ગાંધર્વવેદ, તથા અથર્વવેદ, અર્થાત્ શિલ્પશાસ્ત્ર, ( **ब्राह्मण** ) ઐતરેય, શતપથ, સામ અને ગોપથ ( વેદ ) ઋગ્, યજુર્વેદ, સામવેદ અને અથર્વવેદ આ સર્વને ક્રમપૂર્વક ભણવા.

† જો ઉપનયન પછી તરતજ વેદારંભ કરે તો તેને ફરીથી સ્વસ્તિ વાચન ઇશ્વરપ્રાર્થના તથા શાંતિપ્રકરણની આવશ્યકતા નથી

( **अग्नेसुश्रव** ) હે અગ્ને પરમાત્મન્ ! આપ સર્વની વાતને સારી રીતે સાંભળો છો, તેમજ મને પણ સર્વ વિદ્યા યુક્ત કરો. જે પ્રમાણે આપ સાંભળનારાઓના પણ સાંભળનાર છો તે પ્રમાણે મને પણ યથાર્થ સાંભળનારાઓમાંનો એક કરો. આપ જેમ વિદ્વાનો તથા યજ્ઞના અધિપતિ રક્ષક છો તેમજ મને પણ મનુષ્યો તેમજ વેદોનો રક્ષક કરો, એવી હું આપની પાસે યાચના કરૂં છું

તત્પશ્ચાત બાલકે કુંડની પ્રદક્ષિણા કરી આગળ લખેલા " अदितेऽनुमन्यस्व० " ઇત્યાદિ ચાર મંત્રો વડે યજ્ઞકુંડની ચારે તરફ જલસિંચન કરી યજ્ઞકુંડની દક્ષિણ બાજુમા ઉત્તરાભિમુખે ઉભા રહી ઘૃતમાં બોળેલી સમિધા હાથમા લઈ નીચેનો મંત્ર બોલી અગ્નિમા અર્પવી.

ओ३म् अग्नये समिधमाहार्षं बृहते जातवेदसे । यथा त्वमग्ने समिधा समिध्यसऽएवमहमायुषा मेधया वर्चसा प्रजया पशुभिर्ब्रह्मवर्चसेन समिन्धे जीवपुत्रो ममाचार्यो मेधाव्यहमसान्यनिराकरिष्णुर्यशस्वी तेजस्वी ब्रह्मवर्चस्यन्नादो भूयासꣳ स्वाहा ॥ सौत्रमन्त्रः ॥

ઉપર પ્રમાણે બીજી અને ત્રીજી સમિધા પણ નાખવી પછી ફરી " ओ३म् अग्ने सुश्रव " મંત્ર વડે વેદીના અગ્નિને એકઠો કરવો, અને પૃષ્ઠ ૨૫ મા લખેલા " अदितेऽनुमन्यस्व " ઇત્યાદિ મંત્રો વડે જલ પ્રોક્ષણ કરી બાલકે વેદિના પશ્ચિમ ભાગમાં પૂર્વાભિમુખે બેસી વેદીના અગ્નિ પર બન્ને હાથ થોડા થોડા તપાવી હાથમાં પાણી લગાડીને નિમ્ન મંત્રો બોલી-સ્પર્શ કરવો —

ओ३म् तनूपा अग्नेऽसि तन्वं मे पाहि ॥ ओ३म् आयुर्दा अग्नेऽस्यायुर्मे देहि ॥ ओ३म् वर्चोदा अग्नेऽसि वर्चो मे देहि ॥ ओ३म् अग्ने यन्मे तन्वाऽऊनं तन्म आपृण ॥ यजुः० ३ मं० १७

ओ३म् मेधां मे सविता आददातु ॥ ओ३म् मेधां मे देवी सरस्वती आददातु ॥ ओ३म् मेधां मे अश्विनौ देवावाधत्तां पुष्करस्रजौ ॥ सौत्रमन्त्राः ॥

તત્પશ્ચાત્ નિમ્નલિખિત મંત્રો વડે મધ્યમા તથા અનામિકા આગળી જલવાળી કરી ઇંદ્રિયસ્પર્શ કરવો —

---

( अग्नये समिधा० ) હે પરમાત્માન્ ! જેમ સમિધા વડે અગ્નિ પ્રદીપ્ત થાય છે, તેમજ આપની કૃપાથી હું દીર્ઘાયુ, બુધ્ધિમાન્, બ્રહ્મવર્ચસ્, તેજયુક્ત, પ્રજાવાન, પશુવાન્ અને બ્રહ્મ વિદ્યાદિ ગુણો વડે પ્રકાશિત થાઉં હું તથા મારો આચાર્ય ચિરાયુ, પુત્રવાળા, મેધાવી, સત્યના પક્ષપાતી, કીર્તિમાન, તેજસ્વી, વિદ્વાન્ તથા અન્નાદીના ભોક્તા થઇએ. આ મંત્ર સૂત્રકારોએ અથર્વવેદના ઓગણીસમા કાંડના સાતમા અનુવાકના ચોસઠમા સૂક્ત ઉપરથી બનાવ્યો છે

( तनूपा० ) હે અગ્ને—જ્ઞાનસ્વરૂપ પરમાત્મન્ ! આપ શરીરની રક્ષા કરનાર છો, મારા શરીરની રક્ષા કરો. આપ આયુષ્યદાતા છો મને આયુષ્ય ( દીર્ઘ જીવન ) આપો આપ તેજ અને વિદ્યાના દાતા છો મને તેજ તથા વિદ્યા આપો હે અગ્ને પરમાત્મન્ ! મારા શરીરમાં જે જે ન્યૂનતા હોય તેની તેની પૂર્તિ કરો,

( मेधांमे० ) આ મંત્રનો અર્થ આગળ આપવામાં આવ્યો છે.

ओ३म् वाङ्म आप्यायताम् ॥ મુખસ્પર્શ,

ओ३म् प्राणश्च म आप्यायताम् ॥ નાસિકાના બન્ને છિદ્રો,

ओ३म् चक्षुश्च म आप्यायताम् ॥ બન્ને નેત્રો.

ओ३म् श्रोत्रञ्च म आप्यायताम् ॥ બન્ને કાન,

ओ३म् यशोबलञ्च म आप्यायताम् ॥ બન્ને બાહુ,

નિમ્ન મંત્રો વડે બાલકે પરમેશ્વરનુ ઉપસ્થાન કરવુ —

ओ३म् मयि मेधां मयि प्रजां मय्यग्निस्तेजो दधातु । मयि मेधां मयि प्रजां मयीन्द्र इन्द्रियं दधातु । मयि मेधां मयि प्रजां मयि सूर्यो भ्राजो दधातु । यत्ते अग्ने तेजस्तेनाहं तेजस्वी भूयासम् यत्ते अग्ने वर्चस्तेनाहं वर्चस्वी भूयासम् ॥ यत्ते अग्ने हरस्तेनाहं हरस्वी भूयासम् । सौत्रमन्त्राः ॥

ઉપર પ્રમાણે ઉપસ્થાન કર્યા પછી બાલકે યજ્ઞકુંડની ઉત્તરમા જઇ, ઘુંટણને જમીન ઉપર ટેકવી પુર્વાભિમુખે બેસવુ, અને આચાર્યે બાલકની સન્મુખ પશ્ચિમાભિમુખે બેસવુ પછી બાલકે નિમ્ન મંત્ર વડે આચાર્યને કહેવુ કે —

अधीष्व भूः सावित्रीम् भो अनुब्रूहि ॥

હે આચાર્ય! પ્રથમ ઓંકાર, પશ્ચાત્ ત્રણ મહાવ્યાહૃતિ અને તત્પશ્ચાત્ સાવિત્રી (ગાયત્રી) આ ત્રિક અર્થાત્ ત્રણે મેળવીને પરમાત્માના વાચક મંત્રનો મને ઉપદેશ કરો. તત્પશ્ચાત્ આચાર્યે એક વસ્ત્ર પોતાના તથા બાળકના ખભા ઉપર રાખી પોતાના હાથમા બાળકના બને હસ્તની આંગળીઓ પકડી નીચે પ્રમાણે ત્રણ કટકે ગાયત્રી મંત્રનો ઉપદેશ બાળકને કરવો પ્રથમવાર.—

ओ३म् भूर्भुवः स्वः । तत्सवितुर्वरेण्यम् ॥

આટલો કટકો એક એક પદના શુદ્ધ ઉચ્ચારણસહિત બાલકની પાસે બોલાવવો અને બીજી વાર —

---

( **वाङ्म॰** ) હે પરમાત્મન્! મારા તમામ અંગ આપની કૃપાથી પરિપૂર્ણ થાય, તથા વાણી, પ્રાણ, ચક્ષુ, શ્રોત્ર, કીર્તિ, વિદ્યા અને બલ એ સર્વ મારામા પૂર્ણ થાય

( **मयि मेधा॰** ) હે જ્ઞાનસ્વરૂપ પરમાત્મન્! મારામા શીઘ્ર વિદ્યા ગ્રહણ કરનારી બુદ્ધિને કૃપયા ધારણ કરાવો તથા વિદ્યારૂપ તેજ તથા પ્રજાથી મને વર્ધિત કરો, પરમૈશ્વર્ય યુક્ત પરમેશ્વર મને પૂર્વોક્ત બુદ્ધિ, પ્રજા તથા સુદૃઢ ઇન્દ્રિયોવાળો કરે, ચરાચર જગતનો આત્મા મારામા પૂર્વોક્ત મેધા, પ્રજા તથા જ્ઞાનનો પ્રકાશ ધારણ કરે હે અગ્ને પરમાત્મન્! આપના તેજ વડે હુ તેજસ્વી થાઉં, આપની વિદ્યાથી હું વિદ્વાન્ થાઉં, તથા હે પરમાત્મન્! આપ જેમ સર્વ રસોના હર્તા છો, તે પ્રમાણે હુ પણ વિદ્યારૂપ રસનો હરણ કર્તા થઇ આનંદિત થાઉં

**ओ३म् भूर्भुवः स्वः । तत्सवितुर्वरेण्यं भर्गो देवस्य धीमहि ।**

ઉપરનો ભાગ શુદ્ધ ઉચ્ચારણ સહિત ધીરે ધીરે બોલાવી ત્રીજીવાર આખો મંત્ર નીચે પ્રમાણે બોલાવવો.

**ओ३म् भूर्भुवः स्वः । तत्सवितुर्वरेण्यं भर्गो देवस्य धीमहि । धियो यो नः प्रचोदयात् ॥ यजुः० अ० ६ मं० ३**

પશ્ચાત્ એનો અર્થ નીચે પ્રમાણે સંક્ષેપથી સમજાવવો.

અર્થ —( **ओ३म्** ) એ પરમેશ્વરનું મુખ્ય નામ છે આ નામની સાથે બીજાં ઘણા નામો આવી જાય છે. ( **भूः** ) જે પ્રાણનો પણ પ્રાણ છે ( **भुव.** ) સર્વ દુખોથી મુકત કરનાર, ( **स्वः** ) સ્વયં સુખસ્વરૂપ હોઇ પોતાના ઉપાસકોને પણ સર્વ પ્રકારના સુખની પ્રાપ્તિ કરાવનાર ( **सवितु** ) જગત્‌ની ઉત્પત્તિ કરનાર તથા સૂર્યાદિ પ્રકાશકોના પણ પ્રકાશક, સમગ્ર ઐશ્વર્યદાતા, ( **देवस्य** ) કામના કરવા યોગ્ય સર્વત્ર વિજય કરાવનાર પરમાત્માનું જે ( **वरेण्यम्** ) અતિ શ્રેષ્ઠ, ગ્રહણ તથા ધ્યાન કરવા યોગ્ય ( **भर्ग** ) સર્વ ક્લેશોને ભસ્મ કરનાર શુદ્ધસ્વરૂપ છે. ( **तत्** ) તેનુ અમે ( **धीमहि** ) ધારણ કરીએ કે જેથી ( **य** ) તે પરમાત્મા ( **न** ) અમારી ( **धिय** ) બુદ્ધિઓને ઉત્તમ ગુણ કર્મ સ્વભાવમા ( **प्रचोदयात्** ) પ્રેરણા કરે, એજ પ્રયોજનને માટે જગેશ્વરની સ્તુતિ તથા પ્રાર્થનોપાસના કરવી એના સિવાય અન્ય કોઇને ઉપાસ્ય-ઇષ્ટદેવ તેની બરાબર અથવા તેનાથી અધિક નહિ માનવો જોઇએ આ પ્રમાણે અર્થ સમજાવ્યા પછી નિમ્ન મત્ર વડે બાલક તથા આચાર્ય પૂર્વવત્ દઢ પ્રતિજ્ઞા કરે

*** ओ३म् मम व्रते हृदयं ते दधामि । ममचित्तमनुचित्तं ते अस्तु । मम वाचमेक व्रतो जुषस्व बृहस्पतिष्ट्वा नियुनक्तु मह्यम् ॥ सौत्रमन्त्रः ॥**

પશ્ચાત્ નિમ્ન મત્રનો વડે પ્રથમથી તૈયાર કરી રાખેલી સુંદર મજબુત§ મેખલા બાલકની કેડે બાંધવી --

**ओ३म् इयं दुरुक्तं परिबाधमाना वर्णं पवित्रं पुनतीम आगात् । प्राणापानाभ्यां बलमाददाना स्वसा देवी सुभगा मेखलेयम् ॥ सा० मं० ब्रा० प्र० १ खं० ६ मं० २७**

---

* આ મત્રનો અર્થ ઉપનયન પ્રકરણમા આપેલો છે

§ બ્રાહ્મણને મુંજ અથવા દર્ભની, ક્ષત્રિયને ધનુષ સણક ઘાસ અથવા વલ્કલ ( ઝાડની છાલ ) ની અને વૈશ્યને ઉન અથવા શણની મેખલા હોવી જોઇએ.

( **इय दुरुक्तं०** ) આ મેખલા બ્રહ્મચર્ય, સુશિક્ષા તથા સર્વ વિદ્યાના લાભાર્થે ધારણ કરવામા આવે છે સઘળી દુષ્ટતા તથા કુશિક્ષાને છોડવવાને આજથી હુ આ પ્રતિજ્ઞા વડે મેખલાને ધારણ કરાવું છુ આ મેખલા પ્રાણ અને અપાનને પૂર્ણઅવસ્થા સુધી ધારણ કરવાને માટે તથા અગ્નિ સમાન સૌભાગ્ય વધારવાને માટે કારણભૂત થાઓ

ત્યારબાદ નીચેનો મંત્ર બોલી આચાર્યે બાલકને બે શુદ્ધ કૌપીન, બે રૂમાલ અને એક ઉત્તરીય અને બે કટિવસ્ત્ર આપવા, અને એમાથી એક કટિવસ્ત્ર, કૌપીન અને એક ઉપવસ્ત્ર બાલકને આચાર્યે ધારણ કરાવવુ

×ओ३म् युवा सुवासाः परिवीत आगात् । स उश्रेयान् भवति जायमानः । तं धीरासः कवय उन्नयन्ति स्वाध्यो मनसा देवयन्तः ॥ १ ॥ ऋ० मं० ३ अ० १ सू० ८ मं० ४

તત્પશ્ચાત્ આચાર્ય દંડ† હાથમા લઇ ઉભા રહે અને બાલક પણ આચાર્યની સન્મુખ હાથ જોડીને ઉભો રહી નીચેનો મંત્ર બોલી આચાર્યના હાથમાથી દંડ લે —

ओ३म् यो मे दण्डः परापतद्वैहायसोऽधि भूम्याम् । तमहं पुनरादद आयुषे ब्रह्मणे ब्रह्मवर्चसाय ॥ सौत्रमन्त्रः ॥

તત્પશ્ચાત્ આચાર્યે બ્રહ્મચારીને બ્રહ્મચર્યાશ્રમનો નીચે પ્રમાણેનો સાધારણ ઉપદેશ + કરવો.

ब्रह्मचार्य असौ* ॥ १ ॥ अपो अशान ॥ २ ॥ कर्मकुरु ॥ ३ ॥ दिवा मास्वाप्सीः ॥ ४ ॥ आचार्याधीनो वेदमधीष्व ॥ ५ ॥ द्वादशवर्षाणि प्रतिवेदं ब्रह्मचर्यं गृहाण वा ब्रह्मचर्यं चर ॥ ६ ॥ आचार्याधीनो भवान्यत्राधर्माचरणात् ॥ ७ ॥ क्रोधानृते वर्जय ॥ ८ ॥ मैथुनं वर्जय ॥ ९ ॥ उपरि शय्यां वर्जय ॥ १० ॥ कौशीलवगन्धाञ्जनानि वर्जय ॥ ११ ॥ अत्यन्तं स्नानं भोजनं निद्रां जागरणं निद्रा लोभमोहभयशोकान् वर्जय ॥ १२ ॥ प्रतिदिनं रात्रेः पश्चिमे यामे चोत्थायावश्यकं

---

† આ મંત્રનો અર્થ આગળ આપવામા આવ્યો છે

બ્રાહ્મણના બાલકનો પગના અંગુઠાથી તે કપાળ સુધીનો લાંબો ખાખર અથવા બિલીના ઝાડનો, ક્ષત્રિયનો ભમર સૂધીનો, વડ અથવા ખેરના ઝાડનો અને વૈશ્યનો નાસિકાના અગ્રભાગસુધીનો પીલુ અથવા ગુલરના વૃક્ષનો દંડ જોઇએ અને એ દંડ સ્નિગ્ધ હોવા સાથે વાંકો, અગ્નિથી બળેલો કે કીડ લાગેલો ન હોવો જોઇએ તથા તેમને બેસવા માટે એક મૃગચર્મ, એક જલપાત્ર, એક પ્યાલુ અને એક આચમની એ પ્રમાણે પ્રત્યેક બ્રહ્મચારીને આપવુ જોઇએ

(यो मे दण्ड०) હે ગુરો! હુ પૂર્ણ આયુષ્ય, બ્રહ્મજ્ઞાન, તેજ અને ઉત્તમ ગુણની પ્રાપ્તિને માટે આ દંડ ધારણ કરૂં છુ, તે મને આપ આપો અને મારી આ ઇચ્છા પરમાત્માના અનુગ્રહથી પૂર્ણ થાઓ.

+ આચાર્ય ઉપદેશ કરે તે વખતે પ્રત્યેક વાકયને છેડે શિષ્યે **बाढम्** અથવા **ओ३म्** એ પદ બોલવુ, (ભાષાન્તર કર્ત્તા)

* **असौ** પદના સ્થાનમા બ્રહ્મચારીનું નામ સંબોધનાન્ત બોલવું.

कृत्वा दन्तधावनस्नानसन्ध्योपासनेश्वरस्तुतिप्रार्थनोपासनायोगाभ्यासान्नित्यमाचर ॥ १३ ॥ क्षुरकृत्यं वर्जय ॥ १४ ॥ मांसरूक्षाहारं मद्यादिपानं च वर्जय ॥ १५ ॥ गवाश्वहस्त्युष्ट्रादियानं वर्जय ॥ १६ ॥ अन्तर्ग्रामनिवासोपानच्छत्रधारणं वर्जय ॥ १७ ॥ अकामतः स्वयमिन्द्रियस्पर्शेन वीर्यस्खलनं विहाय वीर्यं शरीरे संरक्ष्योर्ध्वरेताः सततं भव ॥ १८ ॥ तैलाभ्यङ्गमर्दनान्यम्लातितिक्त कषायक्षाररेचनद्रव्याणि मा सेवस्व ॥१९॥ नित्यं युक्ताहारविहारवान् विद्योपार्जने च यत्नवान्भव ॥२०॥ सुशीलो मितभाषी सभ्यो भव ॥२१ ॥ मेखला दण्डधारणभैक्ष्यचर्यसमिदाधानोदकस्पर्शनाचार्यप्रियाचरणप्रातःसायमभिवादनविद्यासंचयजितेन्द्रियत्वादीन्यते ते नित्यधर्माः ॥ २२ ॥ सौत्रोपदेशः ॥

અર્થ—તું આજથી બ્રહ્મચારી છે ૧. નિત્ય સન્ધ્યોપાસન તથા ભોજનની પૂર્વે શુદ્ધ જલનું આચમન કર્યા કર ૨. દુષ્ટ કર્મો ત્યાગીને ધર્માચરણ કર ૩. દિવસે કદી સુઈશ નહિ, ૪ આચાર્યને તાબે રહીને સાગોપાગ વેદ ભણવામા નિત્ય પુરૂષાર્થ કર ૫ એક એક વેદને માટે બાર બાર વર્ષનુ બ્રહ્મચર્ય અર્થાત્ ૪૮ વર્ષ સૂધી અથવા જ્યા સૂધી સાંગોપાગ ચાર વેદ પૂરા થાય ત્યા સુધી અખ ડ બ્રહ્મચારી રહે ૬ આચાર્યને આધીન ધર્માચરણમા રહેજે, પરંતુ જો આચાર્ય અસર્માચરણ વા અધર્મ કરવાનુ કહે તો તે કદી ન માનીશ અને તેવુ આચરણ કદી ન કરીશ ૭. ક્રોધ તથા મિથ્યા ભાષણ કરવાનુ છોડી દે ૮ આઠ† પ્રકારના મૈથુનનો ત્યાગ કર ૯ જમીન ઉપર સૂજે અને પલ ગ આ દિ ઉપર કદિ ન સૂનો ૧૦ ગાનુ બજાવવુ તથા નૃત્ય આદિ નિન્દિત કર્મ, ગ ધ તથા અ જન આદિનું સેવન ન કર ૧૧ અતિ સ્નાન, અતિ ભોજન, અધિક નિદ્રા, અધિક જાગરણ, નિંદા, લોભ, મોહ, ભય, તથા શોકને કદિ પણ ગ્રહણ ન કરીશ ૧૨ રાત્રિના પાછલા પહોરમા ઉઠી આવશ્યક શૌચાદિ દંતધાવન ( દાતણ ) સ્નાન, સન્ધ્યોપાસન, ઇશ્વરની સ્તુતિ, પ્રાર્થના ઉપાસના, તથા યોગાભ્યાસનુ આચરણ નિત્ય કર ૧૩. હજામત ન કરાવીશ ૧૪ માંસ, રૂક્ષ અર્થાત્ શુષ્ક અન્ન જેવા કે ચણા આદિ ખાતો ના અને મદ્યાદિ પાન પીતો નહિ ૧૫ બળદ, ઘોડા, હાથી તથા ઉંટ આદિની સ્વારી કરતો નહિ ૧૬. ગામમા રહેવુ તથા જોડા અને છત્રીનુ ધારણ કરવુ તેનો પરિત્યાગ કર ૧૭ લઘુશંકા વિના ઉપસ્થ ઇન્દ્રિયનો સ્પર્શ કરી વીર્યસ્ખલન કરી ન કર, વીર્યને શરીરમા રાખી નિરંતર ઉર્ધ્વરેતા થા, અર્થાત્ વીર્યનું પતન કોઇ દિવસ ન થાય તેવી રીતે વ્રત કર ૧૮ તૈલાદિ વડે અ ગમર્દન, તથા જાત જાતના ઉવટણ લગાડવા, અતિશય ખાટા, આમલી વીગેરે, અતિ તીખા મરચા આદિ, તુરા હરડે આદિ, ક્ષાર અધિક મીઠુ આદિ, રેચક નેપાળો આદિ દ્રવ્યોનુ સેવન કદી ન કર ૧૯ નિત્ય યોગ્ય આહારવિહાર કરીને વિદ્યા ગ્રહણમા યત્નશીલ થજે ૨૦ સુશીલ, થોડુ

† સ્ત્રીનુ ધ્યાન, કથા, સ્પર્શ, ક્રીડા, દર્શન, આલિંગન, એકાંતવાસ અને સમાગમ આ આઠ પ્રકારનું મૈથુન કહેવાય છે, જે એને છોડે છે તેજ બ્રહ્મચારી કહેવાય છે

બોલનાર થઇ સભામાં બેસવા યોગ્ય ગુણો સંપાદન કરજે ૨૧ ભૈક્ષ્ય તથા દંડનું ધારણ, ભિક્ષાચરણ, અગ્નિહોત્ર, સ્નાન, સન્ધ્યોપાસન, આચાર્યનુ પ્રિય આચરણ તથા આચાર્યને સાયં પ્રાત નમસ્કાર કરવા એ તારા નિત્ય કરવાના અને જેનો નિષેધ કર્યો છે તે નિત્ય ન કરવાના કર્મો છે, ૨૨

જ્યારે આ ઉપદેશ આચાર્ય કરી રહે ત્યારે બ્રહ્મચારી આચાર્યને નમસ્કાર કરી હાથ જોડીને કહે કે આપે જે ઉપદેશ કર્યો છે તેજ પ્રમાણે હુ કરીશ પછી બ્રહ્મચારી યજ્ઞકુંડની પ્રદક્ષિણા કરી પશ્ચિમદિશામા ઉભો રહી માતા, પિતા, બ્હેન, ભાઇ, મામા, માશી તથા કાકા આદિની પાસેથી તથા જે ભિક્ષા આપવામા નકાર ન કરે તેમની પાસેથી ભિક્ષા* માગે. અને જેટલી ભિક્ષા મળે તે બધી આચાર્યની પાસે મૂકે તત્પશ્ચાત્ આચાર્ય તેમાથી થોડીક કાઢી લઇ બીજી બધી ભિક્ષા બાલકને આપી દે, અને બાલકે તે ભિક્ષા પોતાના ભોજનને માટે રાખી મૂકવી તત્પશ્ચાત્ બાલકને શુભાસન ઉપર બેસાડીને નીચે પ્રમાણે વામદેવ્ય ગાન કરવુ —

**ओ३म् भूर्भुवः स्वः । कया नश्चित्र आभुवदूती सदा वृधः सखा । कया शचिष्ठया वृता ॥ १ ॥ ओ३म् भूर्भुवः स्वः । कस्त्वा सत्योमदानां मंहिष्ठो मत्सदन्धसः । दृढा चिदारुजे वसु ॥ २ ॥ ओ३म् भूर्भुवः स्वः । अभीषुणः सखीनामविता जरितॄणाम् । शतम्भवास्यूतये ॥ ३ ॥ महावामदेव्यम् ॥ काऽ५ या । नश्चा ३ इत्रा ३ आभुवात् । ऊ । ती सदावृधः सखा । औ ३ होहाइ । कया २३ शचाई । ष्ठयौ हो ३ हुम्मा २ । वार तो ३ऽ५ हाइ ॥ (१) काऽ५ स्वा । सत्यो ३ मा ३ दानाम् । मा । हिष्ठोमात्सादन्धासा ॥ औ३होहाइ । दृढा २३ चिदा । रुजौहो ३। हुम्मा २ । वाऽ२सो३ऽ५ हायि (२) आऽ५भी । पुणो० सा३खीनाम् । आ विता जरायितृ । णाम् । २३ हो हायि । शता २३ म्भवा । सियौहो ३ । हुम्मा २ । ताऽ २ यो३ऽ५हायि ॥ ३ ॥ साम० उत्तरार्चिके । अध्याय० १ खं० ३ मं० १–२–३.**

આ પ્રમાણે ગાન થઇ રહ્યા પછી રાખેલી ભિક્ષામાથી બાળક પોતાની રૂચિ અનુસાર ભોજન કરે પશ્ચાત્ સાયંકાલ સુધી વિશ્રામ લઇ ગૃહસ્થાશ્રમ સંસ્કારમા લખેલી સંધ્યોપાસન આચાર્ય બાળકની પાસે કરાવે, અને બ્રહ્મચારી સહિત આચાર્ય યજ્ઞકુંડની પશ્ચિમમા આસન ઉપર

---

* બ્રાહ્મણનો બાલક જો પુરૂષ પાસે ભિક્ષા માગે તો " **भवान् भिक्षां ददातु** " અને સ્ત્રીની પાસે માગે તો ' **भवती भिक्षां ददातु** " એ પ્રમાણે, અને ક્ષત્રિયનો બાલક પુરૂષ પાસે " **भिक्षां भवान्ददातु** " અને સ્ત્રીની પાસે " **भिक्षां भवती ददातु** ' એ પ્રમાણે, તથા વૈસ્ય પુરૂષ પાસે " **भिक्षां ददातु भवान्** " અને સ્ત્રીની પાસે " **भिक्षां ददातु भवती** " એ પ્રમાણે બોલે

પૂર્વાભિમુખે બેસી સ્થાલીપાક અર્થાત્ પાછળ લખ્યા પ્રમાણે ભાત બનાવી તેમા ઘી નાખી એક પાત્રમા કાઢી પાછળ લખ્યા પ્રમાણે સમિદાધાન, તથા જલ પ્રોક્ષણ કરી આઘારાવાજ્યભાગાહુતિ ચાર તથા વ્યાહૃતિઆહુતિ ચાર મળી આઠ આજ્યાહુતિ આપવી. તત્પશ્ચાત્ બ્રહ્મચારી ઉભો થઇ પાછળ લખેલા "**अग्ने सुश्रवः०**" મંત્ર વડે ત્રણ સમિધાની આહુતિ આપે તત્પશ્ચાત્ બ્રહ્મચારીએ બેસી જઇ યજ્ઞકુંડના અગ્નિ વડે પોતાના હાથ તપાવી ઉપર લખેલા મંત્રોવડે મુખસ્પર્શ તથા અંગસ્પર્શ કરવો બાદ ઉપર કહેલો ભાત આચાર્યે બાળકને હોમ તથા ભોજનને માટે આપવો પછી આચાર્ય તે ભાતમાથી બાળકને હોમ તથા ભોજનને માટે આપવો. પછી આચાર્ય તે ભાતમાથી આહુતિના અનુમાનથી ભાતને સ્થાલીમા લઇ તેમા ઘી નાખી નીચે લખેલા મંત્રો વડે આહુતિ આપે —

**ओ३म् सदसस्पतिमद्भुतं प्रियमिन्द्रस्य काम्यम् सनिं मेधामयासिषंस्वाहा । इदं सदसस्पतयेइदन्न मम ॥ यजुः० अ० ३२ मं० १३**

**तत्सवितुर्वरेण्यं भर्गो देवस्य धीमहि । धियो यो नः प्रचोदयात् । इदं सवित्रे इदन्न मम ॥ यजुः० अ० २२ मं० ८**

**ओ३म् ऋषिभ्यः स्वाहा । इदं ऋषिभ्यः–इदन्न मम ॥**

( **ओ३म् यदस्य कर्मणो०** ) એ મંત્ર વડે ચોથી આહુતિ પશ્ચાત્ આગળ લખેલી વ્યાહૃતિ આહુતિ ચાર અને ( **ओ३म् त्वन्नो०** ) વગેરે મંત્રોવડે આજ્યાહુતિ આઠ મળી બાર આજ્યાહુતિ આપવી, અને બ્રહ્મચારીએ શુભાસન ઉપર પૂર્વાભિમુખે બેસી પૃષ્ઠ ૯૦ મા લખેલુ વામદેવ્ય ગાન આચાર્યની સાથે કરી નીચેના વાક્યવડે આચાર્યને વંદન કરે.

**अमुकगोत्रोत्पन्नोऽहं भो भवन्तमभिवादये ॥**

આચાર્યે નીચે પ્રમાણે બોલી આશીર્વાદ દેવો.—

**आयुष्मान् विद्यावान् भव सौम्य ॥**

પશ્ચાત્ હોમ કરતા વધેલું હવિષ્ય અન્ન અને બીજા સુંદર મિષ્ટાન્નનું ભોજન આચાર્યની સાથે યાતો પૃથક્ બેસીને બ્રહ્મચારીએ કરવું. તત્પશ્ચાત્ હસ્ત મુખ ધોઇને સત્કારમા નિમંત્રણથી આવ્યા હોય તેમને યથાયોગ્ય ભોજન કરાવી સ્ત્રીઓને સ્ત્રી અને પુરૂષોને પુરૂષ પ્રીતિપૂર્વક વિદાય કરે, અને તે બધાએ જતી વખતે બાળકને નીચે પ્રમાણે આશીર્વાદ દઇ સર્વ પોતપોતાને ઘેર જાય

---

( **सदसस्पति०** ) ન્યાયકારી, સભાઓના સ્વામી, અદ્ભુત ઐશ્વર્ય ગુણકર્મ સ્વભાવવાળા ઇંદ્રિયોના માલિક જીવના ઇચ્છિત પ્રેમ કરવા યોગ્ય પરમાત્માની સેવા કરીને સત્ય તથા અસત્યની જેના વડે યથાવત્ પરીક્ષા થાય તેવી ઉત્તમ બુદ્ધિને પ્રાપ્ત થાઉં.

( **तत्सवितु०** ) આ મંત્રનો અર્થ ઉપર આપવામા આવ્યો છે.

( **अमुक०** ) અમુક ગોત્રમા ઉત્પન્ન થયેલો હું આપને અભિવન્દન કરું છું.

**हे बालक! त्वमीश्वरकृपया विद्वान् शरीरात्मबलयुक्तः कुशलीवीर्यवानरोगः सर्वाविद्या अधीत्याऽस्मान् दिदृक्षुः सन्नागम्याः ॥**

તત્પશ્ચાત બ્રહ્મચારી ત્રણ દિવસ સુધી જમીન ઉપર સૂઇ રહે અને સાય પ્રાત આગળ લખેલા ( **ओ३म् अग्ने सुश्रव०** ) એ મંત્રથી સમિધા હોમ અને મુખ આદિ અંગ સ્પર્શ બ્રહ્મચારી પાસે આચાર્ય કરાવે તથા **सदसस्पति०** ઇત્યાદિ સ્થલીપાકની ચાર આહુતિ આગળ લખ્યા પ્રમાણે પૂર્વોક્ત રીતિએ બ્રહ્મચારીના હાથે અપાવવી તત્પશ્ચાત્ પાઠશાળામા જઇ ગુરૂ સમીપ વિદ્યાભ્યાસ કરવાના સમયની પ્રતિજ્ઞા આચાર્ય તથા બ્રહ્મચારી બન્ને કરે,—

**ओ३म् आचार्य उपानयमानो ब्रह्मचारिणं कृणुते गर्भमन्तः। तं रात्रीस्तिस्र उदरे बिभर्त्ति तं जातं द्रष्टुमभि सं यन्ति देवाः ॥१॥ ओ३म् इयं समित्पृथिवी द्यौर्द्वितीयोतान्तरिक्षं समिधा पृणाति । ब्रह्मचारी समिधा मेखलया श्रमेण लोकाँस्तपसा पिपर्ति ॥२॥ ओ३म् ब्रह्मचार्येति समिधा समिद्धः कार्ष्णं वसानो दीक्षितो दीर्घश्मश्रुः । स सद्य एति पूर्वस्मादुत्तरं समुद्रं लोकान्संगृभ्य मुहुराचरिक्रत् ॥३॥ ओ३म् ब्रह्मचर्येण तपसा राजा राष्ट्रं विरक्षति । आचार्यो ब्रह्मचर्येण ब्रह्मचारिणमिच्छते ॥४॥ ओ३म् ब्रह्मचर्येण कन्या३ युवानं विन्दते पतिम् ॥५॥ ब्रह्मचारी ब्रह्म भ्राजद् बिभर्त्ति तस्मिन्देवा अधि विश्वे समोताः । प्राणापानौ जनयन्नाद्व्यानं वाचं मनो हृदयं ब्रह्म मेधाम् ॥६॥ अथर्व कां० ११ सू० ५ मं० ३–४–६–१७–१८–२४**

**અર્થઃ**—આચાર્ય બ્રહ્મચારીને પ્રતિજ્ઞાપૂર્વક પાસે રાખી ત્રણ દિવસ સુધી ગૃહાશ્રમ પ્રકરણમા લખ્યા પ્રમાણે સન્ધ્યોપાસનાદિ કરાવે તથા સત્પુરૂષોના આચારની શિક્ષા આપી તેના આત્મામા ગર્ભરૂપ વિદ્યા સ્થાપન કરવાને માટે તેને ધારણ કરીને પૂર્ણ વિદ્વાન્ બનાવે છે જ્યારે તે પૂર્ણ બ્રહ્મચર્યવાન થઇ પૂર્ણ વિદ્યા ભણી ગૃહે આવે છે ત્યારે તેને જોવાને માટે સર્વ વિદ્વાનો સામા જઇને તેને ઘણું માન આપે છે.

જે બ્રહ્મચારી વેદારંભના સમયમા ત્રણ સમિધા અગ્નિમા હોમે છે અને બ્રહ્મચર્ય વ્રતનુ નિયમપૂર્વક સેવન કરી વિદ્યા પૂર્ણ કરવાને દૃઢોત્સાહી થાય છે, તે જાણો કે પૃથ્વી, સૂર્ય અને અંતરિક્ષની પેઠે સર્વનો પાલક થાય છે, કારણ કે તે સમિધાદાન, મેખલાદિ ચિન્હોનુ ધારણ અને પરિશ્રમથી વિદ્યા પૂર્ણ કરીને આ બ્રહ્મચર્યાનુષ્ઠાનરૂપ તપ વડે સર્વ લોકોને સદ્ગુણ અને આનંદથી તૃપ્ત કરે છે ૨

---

( **हे बालक०** ) હે બાલક! તુ વિદ્વાન્ શરીરાત્મબલસંપન્ન, કુશલ, વીર્યવાન્, નિરોગી થઇ સર્વ વિદ્યાઓ ભણીને તને ( તેવો થયેલો ) જોવાની ઇચ્છાવાળા અમે છીએ તેની પાસે આવજે

જ્યારે વિદ્યાવડે પ્રકાશિત અને મૃગચર્માદિ ધારણ કરી દીક્ષિત થઇ ( **दीर्घश्मश्रु०** ) ચાળીસ વર્ષ સુધી દાઢી મુછ આદિ પંચકેશને ધારણ કરનારો બ્રહ્મચારી થાય છે, ત્યારે તે પૂર્વસમુદ્રરૂપ બ્રહ્મચર્યાનુષ્ઠાનને પૂર્ણ કરી ગુરૂકુળથી ઉત્તર સમુદ્ર અર્થાત ગૃહાશ્રમને શીઘ્ર પ્રાપ્ત થાય છે તે સર્વ લોકોનો સંગ્રહ કરીને વારવાર પુરૂષાર્થ અને સત્યોપદેશ વડે જગતને આનંદિત કરે છે ૩

જે પૂર્ણ બ્રહ્મચર્યરૂપ તપશ્ચરણ વડે પૂર્ણ વિદ્વાન, સુશિક્ષિત, સુશીલ અને જીતેન્દ્રિય થઇ, રાજ્યનું વિવિધ પ્રકારે પાલન કરે છે તેજ ઉત્તમ રાજા થાય છે તથા જે યથાવત્ બ્રહ્મચર્ય પાલન કરી સંપૂર્ણ વિદ્યા ભણે છે તેજ આચાર્ય થઇ શકે છે અને તેજ વિદ્વાન્ બ્રહ્મચારીની ઇચ્છા કરી શકે છે ૪

જેવી રીતે છોકરાઓ પૂર્ણ બ્રહ્મચર્ય કરી પૂર્ણ વિદ્યા ભણી પૂર્ણ જુવાન થઇ પોતાના જેવી રૂપવતી કન્યાની સાથે વિવાહ કરે છે તેવી રીતે કન્યાઓએ પણ પૂર્ણ બ્રહ્મચર્ય પછી પૂર્ણ વિદ્યા પ્રાપ્ત કરી, પૂર્ણ યુવતિ થઈ પોતાના સદૃશ યુવાવસ્થાવાળા પતિને પ્રાપ્ત થવું ૫.

જ્યારે બ્રહ્મચારી બ્રહ્મ અર્થાત્ સાંગોપાંગ ચારે વેદ શબ્દાર્થ સંબંધના જ્ઞાનપૂર્વક ધારણ કરે છે, ત્યારે તે પ્રકાશમાન્ થાય છે, સંપૂર્ણ દિવ્ય ગુણો તેનામાં નિવાસ કરે છે, અને સર્વ વિદ્વાનો તેની મિત્રતા કરે છે તે બ્રહ્મચારી બ્રહ્મચર્યથીજ પ્રાણ, દીર્ઘ જીવન દુખનો નાશ, સંપૂર્ણ વિદ્યામાં પ્રવિણુતા, ઉત્તમ વાણી પવિત્રાત્મા, શુદ્ધ હૃદય, પરમાત્મા અને શ્રેષ્ઠ પ્રજ્ઞાને ધારણ કરી સર્વ મનુષ્યોના હિતને માટે સર્વ વિદ્યાઓનો પ્રકાશ કરે છે. ૬.

# ब्रह्मचर्य कालः ॥

બ્રહ્મચર્ય કાલને માટે છાન્દોગ્યઉપનિષદના તૃતીય પ્રપાઠકના સોળમા ખંડમાં નીચે પ્રમાણે લખ્યું છે —

**मातृमान् पितृमानाचार्यवान् पुरुषो वेद ॥ १ ॥ पुरुषो वाव यज्ञस्तस्य यानि चतुर्विंशतिर्वर्षाणि तत् प्रातःसवनं चतुर्विंशत्यक्षरा गायत्री गायत्रं प्रातःसवनं तदस्य वसवोऽन्वायत्ताः प्राणा वाव वसव एते हीद ँ सर्वं वासयन्ति ॥ २ ॥ तं चेदेतस्मिन् वयसि किञ्चिदुपतपेत् स ब्रूयात् प्राणा वसव इदं मे प्रातः सवनं माध्यन्दिन ँ सवनमनुसन्तनुतेति माहं प्राणानां वसूनां मध्ये यज्ञो विलोप्सीयेत्युद्धैव तत एत्यगदो ह भवति ॥ ३ ॥ अथ यानि चतुश्चत्वारि ँ शद्वर्षाणि तन्माध्यन्दिन ँ सवनं चतुश्चत्वारि ँ शदक्षरा त्रिष्टुप् त्रैष्टुभं माध्यन्दिन ँ सवनं तदस्य रुद्रा अन्वायत्ताः प्राणा वाव रुद्रा एते हीद ँ सर्व ँ रोदयन्ति ॥ ४ ॥ तं चेदेतस्मिन् वयसि किञ्चि दुपतपेत् स ब्रुयात् प्राणा रुद्रा इदं मे माध्यन्दिन ँ सवनं तृतीयसवनमनुसन्तनुतोति माहम्प्राणाना ँ रुद्राणा मध्ये यज्ञो विलोप्सीयेत्युद्धैव तत एत्यगदो ह भवति ॥ ५ ॥ अथ यान्यष्टा चत्वारि ँ शद्वर्षाणि तद् तृतीय सव-**

नमष्टाचत्वारिंशदक्षरा जगती जागतं तृतीयसवनं तदस्यादित्या अन्वायत्ताः प्राणा वावादित्या एते हीद ँ सर्वमाददते ॥ ६ ॥ तं चेदतस्मिन् वयसि किञ्चिदुपतपेत् स ब्रूयात् प्राणा आदित्या इदं मे तृतीयसवनमायुरनुसन्तनुतेति माहं प्राणानामादित्यानां मध्ये यज्ञो विलोप्सीयेत्युद्धैव तत एत्यगदो हैव भवति ॥ ७ ॥

**અર્થ**—જ્યારે બાલકને પાચ વર્ષની આયુ સૂધી માતા, પાચથી આઠ સૂધી પિતા અને આઠથી અડતાલીસ ચુવાળીસ, ચાળીસ, છત્રીસ, ત્રીસ અથવા પચ્ચીસમા વર્ષ સૂધી અને કન્યાને આઠથી ચોવીસ, બાવીસ, વીસ, અઢાર અથવા સોળમા વર્ષ સૂધી આચાર્યની પાસે શિક્ષણ મળે છે, ત્યારેજ તે પુરૂષ અથવા સ્ત્રી વિદ્યાવાન્ થઇ ધર્માર્થકામ અને મોક્ષના વ્યવહારમાં અતિ ચતુર થાય છે ૧ આ મનુષ્યદેહરૂપી યજ્ઞને સારી રીતે આયુ, બલાદિ સંપન્ન કરવાને માટે હલકામા હલકા પક્ષ એ છે કે પુરૂષે ચોવિસ અને સ્ત્રીએ સોળમા વર્ષસુધી બ્રહ્મચર્યાશ્રમ યથાવત્ પૂર્ણ, જેવો, ચોવીસ અક્ષરનો ગાયત્રી છંદ હોય છે તે પ્રમાણે કરવો જોઇએ જેમ લૌતિક યજ્ઞોમા પ્રાતસવનાદિ ત્રણ સવન હોય છે તેમ આ મનુષ્ય દેહરૂપી યજ્ઞનુ પ્રાતસવન કહેવાય છે આથી મનુષ્યમા વસુરૂપ પ્રાણની પ્રાપ્તિ થાય છે, કે જે બળવાન્ થઇને સર્વ શુભગુણોનો શરીર આત્મા અને મનમા વાસ કરાવે છે ૨ જે કોઇ આ પચ્ચીસ વર્ષની આયુથી પહેલા બ્રહ્મચારીને વિવાહ અથવા વિષયભોગ કરવાનો ઉપદેશ કરે તેને તે બ્રહ્મચારીએ ઉત્તર દેવો કે જો, મારા પ્રાણ, મન તથા ઇંદ્રિયો પચ્ચીસ વર્ષના બ્રહ્મચર્ય સેવનથી બળવાન નહી થાય તો મધ્યમ સવન કે જે આગળ ચુવાળીસ વર્ષ સૂધીનુ બ્રહ્મચર્ય કહ્યુ છે, તેને પૂર્ણ કરવાનુ સામર્થ્ય મારામા નહી રહે કારણ કે પ્રથમ કોટિનુ બ્રહ્મચર્ય મધ્યમ કોટિના બ્રહ્મચર્યને સિધ્ધ કરે છે, માટે શુ હુ તમારા જેવો મૂર્ખ છુ કે જે આ શરીર, પ્રાણ, અંતકરણ તથા આત્માના સંયોગ રૂપ સર્વ ગુણ, કર્મ સ્વભાવના સાધનરૂપ આ સંધાનનો શીઘ્ર નાશ કરી મારા મનુષ્યદેહધારણના ફળથી વિમુખ રહુ? અને સર્વ આશ્રમોના મૂળરૂપ, સર્વ ઉત્તમ કર્મોમા પણ ઉત્તમ અને સર્વના મુખ્ય કારણરૂપ બ્રહ્મચર્યને ખંડિત કરીને મહાદુખ સાગરમા કદી ડુબુ? પણ જે પ્રથમ આયુમા બ્રહ્મચર્ય સેવન કરે છે તે બ્રહ્મચર્યના સેવનથી વિદ્યાને પ્રાપ્ત થઇને નિશ્ચય રોગરહિત થાય છે માટે તમારા જેવા મૂર્ખ લોકોના કહેવાથી હુ બ્રહ્મચર્યનો લોપ કદી નહી કરૂ ૩ જે ચુવાળીસ વર્ષસુધી અર્થાત્ જેમ ચુવાળીસ અક્ષરનો ત્રિષ્ટુપ છંદ હોય છે તદ્વત્ જે મધ્યમ બ્રહ્મચર્યનુ પાલન કરે છે તે બ્રહ્મચારી રૂદ્રરૂપ પ્રાણોને પ્રાપ્ત થાય છે, તેની આગળ કોઇ પણ દુષ્ટની દુષ્ટતા ચાલતી નથી અને તે સર્વ દુષ્ટ કર્મ કરનારાઓને સદા રડાવે છે ૪, જો મધ્યમ બ્રહ્મચર્ય સેવન કરનારાને કોઇ કહે કે તુ બ્રહ્મચર્ય છોડીને વિવાહ કરી આનંદને પ્રાપ્ત કર, તો તેને બ્રહ્મચારીએ ઉત્તર દેવો કે જે અધિક સુખ બ્રહ્મચર્યાશ્રમના સેવનથી થાય છે અને વિષય સંબંધી પણ અધિક આનંદ થાય છે તે બ્રહ્મચર્ય સેવન ન કરવાથી સ્વપ્ને પણ નથી થતો કારણ કે સાસારિક વ્યવહાર, વિષય અને પરમાર્થ સંબંધી પૂર્ણ સુખ બ્રહ્મચારીનેજ પ્રાપ્ત થાય છે માટે હુ આ સર્વોત્તમ સુખપ્રાપ્તિના સાધનરૂપ બ્રહ્મચર્યનો લોપ કદી ન કરતા વિદ્વાન્, બળવાન્ આયુષ્યમાન્ અને ધર્માત્મા

થઇ સંપૂર્ણ આનંદને પ્રાપ્ત કરીશ તમારા જેવા નિર્બુદ્ધિઓના કહેવાથી શીઘ્ર વિવાહ કરીને મારો પોતાનો અને કુલનો નાશ કદી નહી કરૂં અડતાળીસ વર્ષ સૂધીનું બ્રહ્મચર્ય જેવો કે અડતાળીસ અક્ષરનો જગતી છંદ હોય છે. તે પ્રમાણે એ બ્રહ્મચર્યથી પૂર્ણ વિદ્યા પૂર્ણ બળ, પૂર્ણ પ્રજ્ઞા, પૂર્ણ શુભકર્મ સ્વભાવયુક્ત સૂર્યવત્ પ્રકાશમાન્ થઇને બ્રહ્મચારી સર્વ વિદ્યાઓને ગ્રહણ કરે છે ૫ જો કોઇ આ સર્વોત્તમ ધર્મથી બ્રહ્મચારીને ચ્યુત કરવા માગે તો તેને બ્રહ્મચારીએ ઉત્તર આપવો કે અરે મૂઢ ! મારાથી દૂર રહો, તમારા દુર્ગંધરૂપી ભ્રષ્ટ વચનોથી હુ દૂર રહું છુ હુ આ ઉત્તમ બ્રહ્મચર્યનો લોપ કદી પણ નહી કરૂ, એને પૂર્ણ કરીને સર્વ રોગોથી રહિત થઇ સર્વ વિદ્યાદિ શુભ ગુણકર્મ સ્વભાવયુક્ત થઇશ, આ મારી શુભ પ્રતિજ્ઞાને પરમાત્મા પોતાની કૃપા વડે પૂર્ણ કરો કે જેથી હું તમારા જેવા નિર્બુદ્ધિઓનેજ ઉપદેશ અને વિદ્યા ભણાવી તથા વિશેષે કરી તમારા બાળકોને આનંદયુક્ત કરી શકુ ૬

चतस्रोऽवस्थाः शरीरस्य वृद्धिर्यौवनं सम्पूर्णता किञ्चित्परिहाणिश्चेति । तत्रा षोडशाद् वृद्धिः आपञ्चविंशतेर्यौवनम् । आचत्वारिंशतस्सम्पूर्णता । ततः किञ्चित्परिहाणिश्चेति ॥

पञ्चविंशे ततो वर्षे पुमान्नारी तु षोडशे ।
समत्वागतवीर्यौ तौ जानीयात्कुशलो भिषक् ॥ सुश्रुते० ॥

**અર્થ**--આ મનુષ્યદેહની ચાર અવસ્થા છે એક વૃદ્ધિ, બીજી યૌવન, ત્રીજી સમ્પૂર્ણતા અને ચોથી કિંચિત્ પરિહાણિ, અર્થાત્ શરીરનો થોડો થોડો હ્રાસ કરનારી તેમા સોળમા વર્ષથી પચ્ચીસમા સુધીમાની અવસ્થાને વૃદ્ધિ કહે છે જે કોઇ આ વૃદ્ધિની અવસ્થામા વીર્યાદિ ધાતુઓનો નાશ કરે છે તે સમજો કે કુહાડી વડે કાપેલા વૃક્ષ અથવા લાકડી વડે ફોડેલા ઘડા સમાન પોતાના સર્વસ્વનો નાશ કરે છે અને પશ્ચાત્તાપમા પડે છે પછી તેના હાથમા કાંઇજ સુધાર રહેતો નથી અને બીજી અવસ્થા પચ્ચીસમા વર્ષ સુધીની અને ચાળીસમા વર્ષ સુધીની ત્રીજી છે જે કોઇ એને યથાવત્ સંરક્ષિત નથી રાખતો, તે જાણો કે પોતાની ભાગ્યશાલીનતાનો નાશ કરે છે જે કોઇ બ્રહ્મચારી થઇને પછી ઋતુગામી તથા પરસ્ત્રી ત્યાગી એક સ્ત્રીવ્રતવાળો થઇ ગર્ભ રહ્યા પશ્ચાત્ એક વર્ષપર્યંત બ્રહ્મચારી નહિ રહે, તે પણ પોતાનું કર્યું કરાવ્યું ધુળમા મેળવી દેશે ચોથી અવસ્થા ચાળીસમા વર્ષ પછીની છે. એટલે જ્યા સુધી નિર્વીર્ય ન થાય ત્યા સુધીની કિંચિત્ હાનીરૂપ અવસ્થા છે જો કિંચિત્ હાનિને બદલે વીર્યની અધિક હાનિ કરશે તો તે પણ રાજ્યક્ષ્મા ( ક્ષય ) તથા ભગંદરાદિ રોગોથી પીડિત થશે, અને જે ચારે અવસ્થાઓને યથાવત્ સુરક્ષિત રાખશે તે સર્વદા આનંદિત થઇને આખા સંસારને સુખી કરી શકશે

હવે એમા આટલું વિશેષ સમજવું જોઇએ કે પૂર્વોક્ત ચારે અવસ્થાઓનો સમય સ્ત્રી પુરૂષોનો એકસરખો નથી પરંતુ જેટલું સામર્થ્ય પચીસમા વર્ષમા પુરૂષના શરીરમા હોય છે તેટલુંજ સામર્થ્ય સ્ત્રીના શરીરમા સોળમા વર્ષમા આવે છે. જો કદી બહુ જલદી વિવાહ કરવાની

ઇચ્છા હોય તો પચ્ચીસ વર્ષનો પુરૂષ અને સોળ વર્ષની સ્ત્રી એ બંને તુલ્ય સામર્થ્યવાળા હોય છે માટે એ અવસ્થામા જે વિવાહ થાય તે અધમ વિવાહ, અને સતર વર્ષની સ્ત્રી અને ત્રીસ વર્ષનો પુરૂષ, અઢાર વર્ષની સ્ત્રી અને છત્રીસ વર્ષનો પુરૂષ તથા ઓગણીસ વર્ષની સ્ત્રી અને આડત્રીસ વર્ષના પુરૂષનો વિવાહ, થાય, તો તે મધ્યમ અને વીસ એકવીસ, બાવીસ તથા ચોવીસ વર્ષની સ્ત્રી સાથે ચાળીસ બેતાળીસ, છેંતાળીસ અને અડતાળીસ વર્ષના પુરૂષનો અનુક્રમે વિવાહ થાય તો તે સર્વોત્તમ છે હે બ્રહ્મચારિન્! આ વાતોને તુ ધ્યાનમા રાખ કારણ કે તને આગળના આશ્રમોમા કામ આવશે જે માણસો પોતાના સન્તાન, કુળ તથા દેશની ઉન્નતિ કરવાની ઇચ્છા રાખતા હોય તેમણે પુર્વોક્ત ઉપદેશ પ્રમાણે યથાવત્ આચરણ કરવુ

श्रोत्रं त्वक् चक्षुषी जिह्वा नासिका चैव पञ्चमी ।
पायूपस्थ हस्तपाद वाक् चैव दशमी स्मृता ॥१॥
बुद्धीन्द्रियाणि पञ्चैषां श्रोत्रादीन्यनुपूर्वशः ।
कर्मेन्द्रियाणि पञ्चैषां पाय्वादीनि प्रचक्षते ॥२॥
एकादशं मनोज्ञेयं स्वगुणेनोभयात्मकम् ।
यस्मिञ्जिते जितावेतौ भवतः पञ्चकौ गणौ ॥३॥
इन्द्रियाणां विचरतां विषये ष्वपहारिषु ।
सयमे यत्नमातिष्ठेद्विद्वान् यन्तेव वाजिनाम् ॥४॥
इन्द्रियाणां प्रसङ्गेन दोषमृच्छत्यसशयम् ।
संनियम्य तु तान्येव ततः सिद्धिंनियच्छति ॥५॥
वेदास्त्यागश्च यज्ञाश्च नियमाश्च तपासि च ।
न विप्रभावदुष्टस्य सिद्धिं गच्छान्ति कर्हिचित् ॥६॥
वशे कृत्वेन्द्रियग्रामं संयम्यचमनस्तथा ।
सर्वान् संसाधयेदर्थानाक्षिण्वन्योगतस्तनुम् ॥७॥
यमान् सेवेत सतत न नियमान् केवलान् बुधः ॥
यमान् पतत्यकुर्वाणो नियमान् केवलान् भजन् ॥८॥
अभिवादनशीलस्य नित्यं वृद्धोपसेविनः ।
चत्वारि तस्य वर्द्धन्ते आयुर्विद्या यशोबलम् ॥९॥
अज्ञो भवति वै बाल पिता भवति मन्त्रदः ।
अज्ञ हि बालमित्याहुः पितेत्येव तु मन्त्रदम् ॥१०॥
न हायनैर्न पलितैर्न वित्तेन न बन्धुभिः ।
ऋषयश्चक्रिरे धर्म योऽनूचानः स नो महान् ॥११॥

न तेन वृद्धो भवति येनास्य पलितं शिरः ।
यो वै युवाप्यधीयानस्तं देवाः स्थविरं विदुः ॥१२॥
यथाकाष्ठमयो हस्ती यथाचर्ममयो मृगः ॥
यश्च विप्रोऽनधीयानस्त्रयस्ते नाम बिभ्रती ॥१३॥
संमानाद्ब्राह्मणो नित्यमुद्विजेत विषादिव ।
अमृतस्येव चाकाङ्क्षेदवमानस्य सर्वदा ॥१४॥
वेदमेव सदाभ्यस्येत्तपस्तप्स्यन् द्विजोत्तमः ।
वेदाभ्यासो हि विप्रस्य तपः परमिहोच्यते ॥१५॥
योऽनधीत्य द्विजो वेदमन्यत्र कुरुते श्रमम् ।
सजीवन्नेव शूद्रत्वमाशु गच्छति सान्वयः ॥१६॥
यथा खनन्खनित्रेण नरोवार्यधिगच्छति ।
तथा गुरुगतां विद्यां शुश्रूषुरधिगच्छति ॥१७॥
श्रद्दधानः शुभां विद्यामाददीतावरादपि ।
अन्त्यादपि परं धर्मं स्त्रीरत्नं दुष्कुलादपि ॥१८॥
विषादप्यमृतं ग्राह्यं बालदपि सुभाषितम् ।
विविधानि च शिल्पानि समादेयानि सर्वतः ॥१९॥

मनुस्मृतौ द्वितीयाध्याये ॥

**અર્થ**—કાન, ત્વચા, નેત્ર, જીભ, નાસિકા, ગુદા, ઉપસ્થ ( મૂત્રમાર્ગ ) હાથ પગ, અને વાણી એ દશ ઇન્દ્રિયો આ શરીરમા છે ૧ તેમા કાન આદિ પ્રથમની પાચ જ્ઞાનેંદ્રિય અને અને ગુદા આદિ પાછળની પાચ કર્મેન્દ્રિય કહેવાય છે ૨ અગીઆરમી ઇદ્રિ મન છે તે પોતાના સ્મૃતિ આદિ ગુણો વડે બન્ને જાતની ઇન્દ્રિયો સાથે સંબધ રાખે છે આ મનને જીતવાથી જ્ઞાનેન્દ્રિયો તથા કર્મેન્દ્રિયોને જીતી શકાય છે ૩, જેમ હુશિયાર સારથિ ( રથ હાકનાર ) ઘોડાને કુપથમા નથી જવા દેતા તેમ વિદ્વાન્ બ્રહ્મચારીએ આકર્ષણ કરનારા વિષયોમા જતી ઇદ્રિયોને રોકવામા સદા પ્રયત્નશીલ રહેવુ જોઇએ ૪ ઇન્દ્રિયોની સાથે મનને લગાડવાથી બ્રહ્મચારી નિઃસન્દેહ દોષી થાય છે, અને પુર્વોક્ત દશ ઇન્દ્રિયોને વશ કર્યા પછી સિધ્ધિને પ્રાપ્ત થાય છે ૫ જેનુ બ્રાહ્મત્વ ( સન્માનની અનિચ્છા તથા ઇન્દ્રિયોને વશમા રાખવી ઇત્યાદિ ) બગડ્યુ અથવા જેનો વિશેષ પ્રભાવ ( વર્ણાશ્રમના ગુણકર્મ ) બગડે છે તે મનુષ્યોનો વેદાભ્યાસ, ત્યાગ, ( સન્યાસ ) લેવો, યજ્ઞ ( અગ્નિહોત્રાદિ ) કરવો, નિયમ ( બ્રહ્મચર્યાદિ ) તપ, નિંદા, સ્તુતિ તથા હાની લાભ આદિ દ્વન્દ્વનુ સહન કરવું આદિ કર્મ કદાપિ સિદ્ધ નથી થઇ શકતા માટે બ્રહ્મચારીએ પોતાના નિયમ ધર્મનુ યથાવત્ પાલન કરીને સિદ્ધને પ્રાપ્ત થવું ૬ બ્રહ્મચારીએ સઘળી ઇન્દ્રિયોને વશ કરી આત્માની સાથે મનને સયુક્ત કરી યોગાભ્યાસ વડે શરીરને કિંચિત્ પીડા દઇ પોતાના સઘળા

પ્રયોજન સિદ્ધ કરવા ૭ બુદ્ધિમાન્ બ્રહ્મચારીએ યમનું નિત્ય સેવન કરવું કેવલ નિયમનું સેવન નહિ કરવુ કારણકે * યમનુ સેવન ન કરતા કેવલ × નિયમનુ સેવન કરનાર પણ પોતાના કર્તવ્યથી પતિત થાય છે, માટે યમના સેવન પૂર્વક નિયમસેવન નિત્ય કર્યા કરવું ૮ અભિવાદન કરવાનો જેનો સ્વભાવ છે તથા અવસ્થા અગર વિદ્યામા વૃધ્ધ પુરૂષોનું જે નિત્ય સેવન કરે છે તેની અવસ્થા, વિદ્યા, કીર્તિ અને બળ એ ચારેની નિત્ય ઉન્નતિ થયા કરે છે માટે બ્રહ્મચારીએ આચાર્ય, માતાપિતા, અતિથિ, મહાત્મા આદિ પોતાનાથી મોટાઓને નિત્ય નમસ્કાર અને તેમની સેવા કરવી જોઇએ. ૯ અજ્ઞ અર્થાત્ જે કઇ ભણ્યો નથી તેજ બાળક કહેવાય છે, અને જે મત્ર અર્થાત્ બીજાને સુવિચાર આપનારો–વિદ્યા ભણાવનાર અને વિદ્યા વિચારમા નિપુણ હોય તે પિતાસ્થાનીય છે કારણ કે સત્પુરૂષોએ અજ્ઞને બાળક અને મન્ત્રદને પિતાજ કહેલ છે માટે પ્રથમ બ્રહ્મચર્યાશ્રમ સપન્ન થઇ જ્ઞાનવાન્ તથા વિધવાન્ અવસ્ય થવુ જોઇએ ૧૦ ધર્મવેત્તા ઋષિજનોએ મોટી ઉમરવાળાને અથવા પળીયા વાળાને કે શિથિલાગ વાળાને ( શરીરે કરચલી પડી ગઇ હોય તેવાને ) અથવા ધનીકને કે વધારે સગાવ્હાલા વાળાને વૃદ્ધ નથી માન્યો, પરતુ એજ નિશ્ચય કર્યો છે કે જે અમારા વાદવિવાદમા ઉત્તર દેનાર અર્થાત્ વક્તા હોય તેજ વૃદ્ધ છે. માટે બ્રહ્મચર્ય સંપન્ન થઇ વિદ્યાવાન્ થવું જોઇએ કે જેથી સંસારમા મહાનતા–પ્રતિષ્ઠા પમાય અને બીજાઓને ઉત્તર દેવામા અતિ નિપુણ થવાય ૧૧ જેનુ માથુ પળી જાય તથા વૃદ્ધાવસ્થાને લીધે નમી જાય તે વૃદ્ધ નથી પરન્તુ યુવાન હોય છતા જો વિદ્વાન્ હોય તો તેનેજ વિદ્વાનોએ વૃદ્ધ માન્યો છે માટે બ્રહ્મચર્ય સપન્ન થઇ વિદ્યા ભણવી જોઇએ ૧૨ જેવી રીતે લાકડાનો હાથી અથવા ચામડાનું બનાવેલુ હરણુ નામ માત્રના છે તેજ પ્રમાણે અભણ વિપ્ર અર્થાત્ બ્રાહ્મણ પણ છે, અર્થાત્ તે નામ માત્રના બ્રાહ્મણ છે. બ્રહ્મચર્યાશ્રમ સંપન્ન થઇ વિદ્યા ભણવી જોઇએ ૧૩ બ્રાહ્મણે માનની વિષ સમાન ઉદાસીનતા રાખવી અને અપમાનની અમૃતની પેઠે આકાક્ષા રાખવી, અર્થાત્ બ્રહ્મચર્યાદિ આશ્રમોને માટે ભિક્ષા માગતી વખતે પણ કદી માનની ઇચ્છા ન કરવી ૧૪ દ્વિજોત્તમે અર્થાત્ બ્રાહ્મણે દ્વિજોમા શ્રેષ્ઠ સજ્જન પુરૂષે સર્વકાલ તપશ્ચર્યા સાથે વેદનોજ અભ્યાસ કરવો, કારણ કે બુદ્ધિમાનોને માટે વેદાભ્યાસ કરવો તેજ આ સસારમા પરમ તપ કહેલું છે માટે બ્રહ્મચર્ય સપન્ન થઇ અવસ્ય વેદાધ્યયન કરવુ ૧૫ જે બ્રાહ્મણ, ક્ષત્રિય તથા વૈસ્ય વેદનુ અધ્યયન ન કરતા અન્ય શાસ્ત્રમા શ્રમ કરે છે તે જીવતાજ પોતાના વશસહિત શુદ્રત્વને પામે છે. માટે બ્રહ્મચર્ય સપન્ન થઇને

---

* अहिंसासत्यास्तेयब्रह्मचर्यापरिग्रहा यमा. यो० सू० सा० पा० सू० ३०

અર્થ —સર્વ પ્રાણિયોની સાથે નિર્વૈરતા, સત્ય બોલવું તથા ચાલવું, સર્વથા ચોરી ત્યાગ, વીર્ય રક્ષણ અને અપરિગ્રહ એ પાચ યમ છે.

× शौचसन्तोषतप स्वाध्यायेश्वरप्रणिधानानिनियमा ॥ यो० सू० सा० पा० सू० ३२

બાહ્યાભ્યંતર પવિત્રતા, સન્તોષ, તપ ( સુખ દુ ખ હાનિ લાભ આદિ દ્વન્દ્વનું સહન કરવું તે ) સ્વાધ્યાય ( પ્રદોષ શાસ્ત્રોનું પઠન ) ઇશ્વર પ્રણિધાન ( સર્વસ્વ ઇશ્વરાર્પણ ) એ પાચ નિયમ છે

વેદવિદ્યા અવશ્ય ભણવી. ૧૬ જેમ કોદાળી વડે ખોદતા ખોદતા મનુષ્યને જળની પ્રાપ્તિ થાય છે, તેમજ ગુરૂની સેવા કરનાર પુરૂષ ગુરૂજનોમા રહેલી વિદ્યા પ્રાપ્ત કરી શકે છે. માટે બ્રહ્મચર્યાશ્રમ સંપન્ન થઇ ગુરૂજનની સેવા કરી તેમની પાસેથી વેદાદિ સાભળવા તથા ભણવા, ૧૭ ઉત્તમ વિદ્યાની ઇચ્છાવાળા પુ-ષે પોતાનાથી હલકા પાસેથી પણ જો વિદ્યા મળે તો ગ્રહણ કરવી નીચ જાતિ પાસેથી પણ ઉત્તમ ધર્મનું ગ્રહણ કરવુ અને નિંદ્ય કુળમાથી પણ ઉત્તમ સ્ત્રી રત્નનો સ્વીકાર કરવો એ નીતિ છે માટે ગૃહસ્થાશ્રમની પૂર્વે બ્રહ્મચર્યાશ્રમ સંપન્ન થઇ ગમે ત્યાથી ઉત્તમ વિદ્યા ભણી ઉત્તમ ધર્મ શીખવો. તદનંતર ગૃહસ્થાશ્રમમા ઉત્તમ સ્ત્રીની સાથે વિવાહ કરવો ૧૮ વિષમાથી પણ અમૃતનુ ગ્રહણ કરવું. બાળકની પાસેથી ઉત્તમ વચનનુ ગ્રહણ કરવું અને નાના પ્રકારના શિલ્પકામો સર્વની પાસેથી ગ્રહણ કરવા જોઇએ. માટે બ્રહ્મચર્યાશ્રમ સંપન્ન થઇ દેશે દેશ પર્યટન કરી ઉત્તમ ગુણ શીખવા. ૧૯.

यान्यनवद्यानि कर्माणि । तानि सेवितव्यानि । नो इतराणि । यान्यस्माक ᳬसुचरितानि । तानि त्वयोपास्यानि । नो इतराणि । एके चास्मच्छ्रेयाᳬसो ब्राह्मणाः । तेषां त्वयासनेन प्रश्वसितव्यम् ॥१॥ तैत्तिरी० प्रपा० ७॥ अनु० ११

ऋतं तपः सत्यं तपः श्रुतं तपः शान्तं तपो दमस्तपश्शमस्तपो दानं तपो यज्ञस्तपो ब्रह्मभूर्भुवः सुवर्ब्रह्मैतदुपास्वैतत्तपः ॥२॥ तैत्तिरी ० प्रपा ० १० । अनु ० ८॥

અર્થ—હે શિષ્ય આનંદિત, પાપરહિત અર્થાત્ અન્યાય અધર્માચરણ રહિત ન્યાય-ધર્માચરણ સહિત જે જે કર્મો છે તેનુંજ સેવન તું કર્યા કરજે, એનાથી વિરૂધ્ધ અધર્મા-ચરણ કદી ન કરતો હે શિષ્ય! તારા માતાપિતા આચાર્યાદિ અમે છિએ તેમનાં ધર્મયુક્ત ઉત્તમ કર્મો હોય તેનુંજ તુ અનુકરણ કર અને અમારા દુષ્ટ કર્મો હોય તેનું અનુકરણ કદી ન કર હે બ્રહ્મચારિન્! અમારામા જે ધર્માત્મા, શ્રેષ્ઠ તથા બ્રહ્મવિત્ વિદ્વાન હોય તેની પાસે બેસજે, તેમનોજ સંગ કરજે અને તેમનોજ વિશ્વાસ કરજે. હે શિષ્ય! તું યથાર્થનું ગ્રહણ સત્ય માનવુ, બોલવુ તથા કરવું, વેદાદિ સત્શાસ્ત્રોનુ સાભળવું, મનને અધર્માચરણમા ન જવા દેવુ, શ્રોત્રાદિ ઇન્દ્રિયોને દુષ્ટાચારના માર્ગથી રોકી શ્રેષ્ટાચાર તરફ લગાડવી, ક્રોધા-દિના ત્યાગથી શાંત થવુ, વિદ્યાદિ શુભ ગુણોનું દાન, અગ્નિહોત્રાદિ કરવા તથા વિદ્વાનોનો સંગ કર, જેટલી ભૂમિ, અંતરિક્ષ તથા સૂર્યાદિ લોકોમા પદાર્થ છે તેનું યથાશક્તિ જ્ઞાન પ્રાપ્ત કર અને યોગાભ્યાસ, પ્રાણાયામ અને એક પરબ્રહ્મ પરમાત્માની ઉપાસના કર. આ સર્વ કર્મ કરવા તેજ તપ છે ૨.

ऋतञ्च स्वाध्यायप्रवचने च । सत्यञ्च स्वाध्यायप्रवचने च । तपश्च स्वाध्याय० । दमश्च स्वाध्याय० । शमश्च स्वाध्या० अग्नयश्च स्वाध्या० अग्निहोत्रञ्च स्वाध्या० सत्यमिति सत्यवचाराथीतरः । तप इति तपो नित्य पौरुशिष्टिः । स्वाध्याय प्रवचने एवेति नाकोमौद्गल्यः तद्धि तपस्तद्धि तपः ॥३॥ तैत्तिरी० प्रपा० ७ अनु० ९

**અર્થ**—હે બ્રહ્મચારિન્! તું સત્ય ધારણ કર, ભણ અને ભણાવ, સત્યોપદેશ કરવો કદી ન છોડ, સત્ય બોલ અને ભણ તથા ભણાવ; હર્ષ શોકાદિ છોડીને પ્રાણાયામ તથા યોગાભ્યાસ કર અને ભણ તથા ભણાવ, તારી ઇંદ્રિયોને દુષ્ટ કર્મો તરફથી હઠાવી સારા કામોમા પ્રેર વિદ્યાનું ગ્રહણ કર તથા કરાવ, તારા અંતઃકરણ તથા આત્માને અન્યાયાચરણમાથી ખેંચી ન્યાયાચરણમા પ્રવૃત્ત કર અને બીજાઓને પણ તેવોજ ઉપદેશ કર તથા પઠનપાઠન કર, અગ્નિવિદ્યાના સેવનપૂર્વક વિદ્યા ભણ અને ભણાવ; અગ્નિ હોત્ર કરતો જા અને પઠન કરતો જા, સત્યવાદી થવુ, ન્યાયાચરણથી કષ્ટ સહન કરવું તથા પૌરુશિષ્ટ આચાર્ય અને ધર્મમાર્ગમાથાળી પઠન પાઠન કરવું તથા કરાવવુ અને સત્યોપદેશ કરવો એજ તપ છે, એવો નાકોમૌદ્ગલ્ય આચાર્યનો મત છે, બીજા આચાર્યોના મતમા પણ પૂર્વોકતજ તપ છે એમ તું સમજ. ઇત્યાદિ ઉપદેશ ત્રણ દિવસની અંદર આચાર્ય વા બાળકના પિતાએ તે બ્રહ્મચારીને કરવો

તત્પશ્ચાત્ ઘર છોડીને ગુરૂકુળમા જવુ જો પુત્ર હોય તો છોકરાઓની અને પુત્રી હોય તો પુત્રીઓની પાઠશાળામા મોકલી દેવા જો ઘરમા વર્ણોચ્ચારણની શિક્ષા યથાવત્ ન થઇ હોય તો આચાર્યે બાળકને અને કન્યાઓને સ્ત્રીએ પાણિનિ મુનિકૃત વર્ણોચ્ચારણ શિક્ષા એક માસમા શીખવી દેવી, પછી પાણિનિમુનિકૃત અષ્ટાધ્યાયીનો પાઠ પદચ્છેદ અર્થ સહિત આઠ માસમા અથવા એક વર્ષમા ભણાવી, ધાતુપાઠ તથા દશ લકારોના રૂપ સધાવવા તથા દશ પ્રક્રિયાઓ પણ સધાવવી પશ્ચાત્ પાણિનિ મુનિકૃત લિંગાનુશાસન, ઉણાદિકોષ, ગણપાઠ તથા અષ્ટાધ્યાયીસ્થ ણ્વુલ તથા તૃચ્ પ્રત્યયાદ્યન્ત સુમન્તના રૂપ છ માસમા સધાવવા, પછી બીજીવાર અષ્ટાધ્યાયી પદાર્થોકિત, સમાસ, શંકા સમાધાન, ઉત્સર્ગ, અપવાદ* અન્વયપૂર્વક ભણાવી, અને સંસ્કૃત ભાષણનો અભ્યાસ કરાવતા જવો. આટલો અભ્યાસ આઠ માસમા કરાવવો જોઇએ. તત્પશ્ચાત્ પતંજલીમુનિકૃત મહાભાષ્ય કે જેમા વર્ણોચ્ચારણ શિક્ષા, અષ્ટાધ્યાયી, ધાતુપાઠ, ગણપાઠ, ઉણાદિગણ તથા લિંગાનુશાસન એ છ ગ્રંથોની વ્યાખ્યા યથાવત્ લખી છે તે દોઢ વર્ષમા અર્થાત્ અઢાર માસમા ભણાવવુ આ પ્રમાણે શિક્ષા અને વ્યાકરણશાસ્ત્રને ત્રણવર્ષ, પાચ અથવા ચાર વર્ષમા પૂર્ણ કરી સંસ્કૃતવિદ્યાના મર્મસ્થલોને સમજવા યોગ્ય થઇ જવુ તત્પશ્ચાત્ યાસ્કમુનિકૃત નિઘંટુ, નિરૂકત તથા કાત્યાયનાદિ મુનિકૃત કોષ દોઢ વર્ષમા ભણી યથાર્થ આપ્તમુનિકૃત વાચ્યવાચક સંબંધરૂપ, — યૌગિક, ×યોગરૂઢિ અને રૂઢિ=ત્રણ પ્રકારના શબ્દોના અર્થ યથાવત્ જાણવા. તત્પશ્ચાત્ પિંગલાચાર્યકૃત સૂત્ર

---

* જે સૂત્રનો અધિક વિષય હોય તે ઉત્સર્ગ અને જે કોઇ સૂત્રના અધિક વિષયમાથી થોડામા પ્રવૃત્ત થાય તે અપવાદ કહેવાય છે

— યૌગિક-જે શબ્દ ક્રિયા સાથે સબંધ ધરાવતા હોય તે યૌગિક શબ્દ કહેવાય છે જેમકે —પાચક (રસોઇઓ) યાજક (યજ્ઞ કરનાર) ઇત્યાદિ

× યોગરુઢિ--જે શબ્દ વ્યુત્પત્તિ આત્મક થઇને નિયત વિષયને કહે છે તે યોગરૂઢિ શબ્દ કહેવાય છે જેવાકે પંકજ ઇત્યાદિ,

=રૂઢ--જે શબ્દ વ્યુત્પત્તિ આત્મક ન હોઇને નિયત વિષયને કહે છે તે રૂઢ શબ્દ કહેવાય છે જેમ કે ડિત્થ-ઇત્યાદિ

છ દો ગ્રંથ ભાષ્યસહિત ત્રણ માસમાં ભણી ત્રણ માસમાં શ્લોકાદિ રચનું વિદ્યા શિખવી. પછી નારદમુનિકૃત કાવ્યાલંકાર સૂત્ર, વાત્સ્યાયનમુનિકૃત ભાષ્યસહિત 'આકાંક્ષા,' યોગ્યતા, આસત્તિ અને તાત્પર્યાર્થ, અન્વયસહિત ભણી તેની સાથે મનુસ્મૃતિ, વિદુરનીતિ અને કોઇ પણ પ્રકરણમાંથી દશ સર્ગ વાલ્મીકીય રામાયણ એટલું એક વર્ષમા ભણાવવું તથા એક વર્ષમાં સૂર્યસિદ્ધાન્તાદિમાંથી કોઇ એક સિદ્ધાન્તવડે ગણિત વિદ્યા જેમા બીજ ગણિત, રેખા ગણિત અને પાટી ગણિત કે જેને અંકગણિત પણ કહે છે તે ભણાવવુ, નિઘંટુથી તે જ્યોતિષ સુધિના વેદાંગને ચાર વર્ષમાં ભણાવવા તત્પશ્ચાત્ જૈમિની મુનિકૃત પુર્વમીમાંસા, વ્યાસમુનિકૃત વ્યાખ્યાસહિત, ગૌતમમુનિકૃત પ્રશસ્તપાદભાષ્યસહિત, કણાદમુનિકૃત વૈશેષિક સૂત્રરૂપ શાસ્ત્ર, વાત્સ્યાયનમુનિકૃત ભાષ્યસહિત, ગૌતમમુનિકૃત સૂત્રરૂપ ન્યાયશાસ્ત્ર, વ્યાસમુનિકૃત ભાષ્ય સહિત, પતંજલીમુનિકૃત યોગસૂત્ર યોગશાસ્ત્ર, ભાગુરિમુનિકૃત ભાષ્યયુક્ત, કપિલાચાર્યકૃત સૂત્રરૂપ સાંખ્યશાસ્ત્ર જૈમિની અથવા બૌધાયન આદિ મુનિકૃત વ્યાખ્યાસહિત, વ્યાસમુનિકૃત શારીરિક સૂત્ર તથા ઇશ, કેન, કઠ, પ્રશ્ન, મુંડક માંડૂક્ય, ઐતરેય, તૈત્તિરીય, છાંદોગ્ય અને બૃહદારણ્યક એ દશ ઉપનિષદ્ વ્યાસાદિ મુનિકૃત વ્યાખ્યાસહિત, વેદાન્તશાસ્ત્ર, આ છ શાસ્ત્રો બે વર્ષમા ભણવા તત્પશ્ચાત બૃહદ ઐતરેય ઋગ્વેદનો બ્રાહ્મણ, આશ્વલાયન શ્રૌત તથા ગૃહ્યસૂત્ર અને કલ્પસૂત્ર + પદ, ક્રમ તથા વ્યાકરણાદિની સહાયતા વડે છંદ, સ્વર, પદાર્થ અન્વય તથા ભાવાર્થ સહિત ઋગ્વેદનું પઠન ત્રણ વર્ષમાં કરવુ એજ પ્રમાણે યજુર્વેદનો શતપથ બ્રાહ્મણ તથા પદાદિ સહિત બે વર્ષમા યજુર્વેદનો, સામ બ્રાહ્મણ તથા ગાન સહિત બે વર્ષમા સામવેદ અને ગોપથ બ્રાહ્મણ તથા પદાદિ સહિત અથર્વવેદ બે વર્ષની અંદર ભણવા, બધા મળીને નવ વર્ષમા ચારે વેદોનું અધ્યયન કરવુ જોઇએ. પછી ઋગ્વેદના ઉપવેદ, આયુર્વેદ જેને વૈદ્યકશાસ્ત્ર કહે છે તે અર્થાત્ ધન્વન્તરિકૃત સુશ્રુત તથા નિઘંટુ તથા પતંજલિ ઋષિકૃત ચરક આદિ આર્ષ ગ્રંથ ત્રણ વર્ષમા ભણવા જેવા સુશ્રુતમા શસ્ત્ર લખ્યા છે તેવા બનાવી શરીરના સઘળા અવયવોને ચિરીને જોવા તથા તેમા જે શારીરિકાદિ વિદ્યા લખી છે તેનો પ્રત્યક્ષ અનુભવ કરવો,

તત્પશ્ચાત્ યજુર્વેદનો ઉપવેદ ધનુર્વેદ કે જેને શસ્ત્રાસ્ત્ર વિદ્યા કહે છે તે અર્થાત્ એ વિષયના અંગિરાદિ ઋષિકૃત ગ્રંથો જે હાલમા બહુધા મળતા નથી તે ત્રણ વર્ષમા ભણવા. પછી સામવેદનો ઉપવેદ ગાંધર્વવેદ જેમા નારદસંહિતાદિ ગ્રંથ છે તે ભણીને સ્વર રાગ રાગિણી, સમય, વાદિત્ર, ગ્રામ, મૂર્છના તાલ આદિનો અભ્યાસ યથાવત્ ત્રણ વર્ષમા કરવો.

તત્પશ્ચાત્ અથર્વ વેદનો ઉપવેદ અર્થવવેદ જેને શિલ્પશાસ્ત્ર પણ કહે છે તેનો વિશ્વકર્મા, ત્વષ્ટા અને આદિ કૃત સંહિતા ગ્રંથ છ વર્ષમા ભણી વિમાન તાર ભૂગર્ભાદિ વિદ્યાઓનો સાક્ષાત્કાર કરવો શિક્ષાથી આયુર્વેદસૂધી ચૌદ વિદ્યાઓને એકત્રીસ વર્ષમા ભણી મહાવિદ્વાન્ થઇ પોતાના તથા સર્વ જગત્‌ના કલ્યાણ અને ઉન્નતિ માટે સદા પ્રયત્ન કરવો.

**इति वेदारम्भसंस्कारविधिः समाप्तः ।**

---

+ જે બ્રાહ્મણ અથવા સૂત્ર વેદવિરૂધ્ધ હિંસાકારક હોય તેને પ્રમાણભૂત નહિ માનવાં.

# ॥ अथ समावर्तनसंस्कारविधिं वक्ष्यामः ॥

બ્રહ્મચર્ય વ્રત ધારણ કરીને સાંગોપાંગ વેદવિદ્યા, ઉત્તમશિક્ષા તથા પદાર્થ વિજ્ઞાનને પૂર્ણ રીતિએ પ્રાપ્ત કરી વિવાહ વિધાન પૂર્વક ગૃહાશ્રમ ગ્રહણને માટે વિદ્યાલય છોડીને ઘેરે આવવું તેને સમાવર્તન સંસ્કાર કહે છે—

**वेदसमाप्तिं वाचयीत । कल्याणैः सह सम्प्रयोगः । अ० १ कं० २२ सू० १६**

**स्नातकायोपस्थिताय । राज्ञे च । आचार्यश्वशुरपितृव्यमातुलानां च ॥**

**अ० १ कं० २३ सू० २०**

**दधनि मध्वानीय । सर्पिर्वा मध्वलाभे । विष्टरः पाद्यमर्घ्यमाचमनीयं मधुपर्कः ।**

**आश्व० गृ० सू० अ० १ कं० २४ सू० २-३-४-५-६-७.**

**वेदꣳसमाप्य स्नायाद् ॥ ब्रह्मचर्यं वाष्टचत्वारिꣳशकम् । त्रय एव स्नातका भवन्ति । विद्यास्नातको व्रतस्नातको विद्याव्रतस्नातकश्चेति ॥ पार० गृ०**

**सू० कां० २ कं० ६ सू० १-२**

અર્થ —જ્યારે વેદાધ્યયન સમાપ્ત થાય ત્યારે સમાવર્તન સંસ્કાર કરવો સર્વ વ્યવહારોમા સદા પુણ્યાત્મા પુરૂષોને સાથે રાખવા રાજા, આચાર્ય, સસરા, કાકા તથા મામા આદિનુ આગમન જ્યારે થાય તથા સ્નાતક અર્થાત્ વિદ્યા તથા બ્રહ્મચર્ય પૂર્ણ કરીને બ્રહ્મચારી ઘેર આવે ત્યારે પ્રથમ પગ ધોવાને માટે જલ તથા મુખપ્રક્ષાલનને માટે અને આચમનને માટે શુદ્ધ જલ આપવું ત્યારપછી તેમને શુભાસન ઉપર બેસાડી દહીમા મધ અથવા મધ ન મળે તો ઘી મેળવીને એક સારા પાત્રમા નાખી મધુપર્ક* આપવુ વેદ સમાપ્ત કરીને અથવા અડતાળીસ વર્ષનું બ્રહ્મચર્ય પૂર્ણ કરીને સમાવર્તન સંસ્કાર કરવો સ્નાતક ત્રણ પ્રકારના છે (૧) × વિદ્યા સ્નાતક (૨) વ્રતસ્નાતક અને (૩) વિદ્યાવ્રતસ્નાતક

---

* મધુપર્ક બનાવવાનો વિધિ નીચે પ્રમાણે છેઃ--

**आज्यमेकपलं ग्राह्यं दध्नस्त्रिपलमेवच ।**

**मधुन पलमेकन्तु मधुपर्कं स उच्यते ॥**

**गदाधर पा० गृ० सू० कां० १ कं० ३ सू० ५ उपरि ॥**

ચાર તોલા ઘી, બાર તોલા દહીં અને ચાર તોલા મધ એકઠું કરવાથી મધુપર્ક થાય છે આ મધુપર્ક કાંસાના વાસણમા બનાવવો જોઇએ (ભાષાન્તર કર્તા)

× જે બ્રહ્મચારી કેવળ વિદ્યા સમાપ્ત કરે અને, બ્રહ્મચર્ય સમાપ્ત થતા પહેલા સ્નાન કરે છે તે વિદ્યા સ્નાતક, ૧ જે બ્રહ્મચર્ય વ્રત સમાપ્ત કરે છે, પણ વિદ્યા સમાપ્ત ન કરતા પહેલા સ્નાન કરે છે તે વ્રતસ્નાતક ૨ અને જે વિદ્યા તથા બ્રહ્મચર્યવ્રત બન્ને સમાપ્ત કરીને સ્નાન કરે છે તે વિદ્યાવ્રતસ્નાતક કહેવાય છે ૩

**ओ३म् तानि कल्पद् ब्रह्मचारी सलिलस्य पृष्ठे तपोऽतिष्ठत्तप्यमानःसमुद्रे । स स्नातो बभ्रुः पिङ्गलः पृथिव्यां बहु रोचते अथर्व० ॥ कां० ११ प्रपा० २४ अ० १६ मं० २६**

અર્થ —જે બ્રહ્મચારી સમુદ્રસમાન મહા ગંભીર બ્રહ્મચર્ય વ્રતમા ઉત્તમ રહી મહાતપ સહિત વેદ પાઠન, વીર્યનિગ્રહ તથા આચાર્યના પ્રિયાચરણ આદિ કર્મોને પૂર્ણ કરીને પૃષ્ટ ૧૦૯ મા લખ્યા પ્રમાણે સ્નાનવિધિ કરીને પૂર્ણવિદ્યા ધારણ કરી સુંદર વર્ણયુક્ત થઇ પૃથ્વીમાં અનેક શુભ ગુણ તથા સ્વભાવ વડે પ્રકાશિત થાય છે તેજ ધન્યવાદને યોગ્ય છે

સમાવર્તનને સમય પૃષ્ઠ ૧૦૮ લખ્યા પ્રમાણે જાણવો પરંતુ જ્યારે દરેક વિદ્યા તથા બ્રહ્મચર્યવ્રત પૂર્ણ થાય ત્યારેજ ગૃહાશ્રમની ઇચ્છા સ્ત્રી તથા પુરૂષે કરવી વિવાહનાં સ્થાન બે છે એક આચાર્યનું ઘર અને બીજું પોતાનું ઘર. બેમાથી કોઇપણ ઠેકાણે આગળ લખ્યા પ્રમાણે વિવાહનો સઘળો વિધિ કરવો આ સંસ્કારનો વિધિ પૂરો કર્યા પછી વિવાહ કરવો.

વિધિ —જે દિવસ સમાવર્ત્તનને માટે નિયત કર્યો હોય તે દિવસે આચાર્યના ઘરમા પૃષ્ટ ૧૯ મા લખ્યા પ્રમાણે યજ્ઞકુંડ આદિ બનાવીને શાકલ્ય તથા સામગ્રી સંસ્કારને આગલે દિવસે તૈયાર કરી રાખેલી હોય તે યજ્ઞકુંડની પાસે મૂકવી અને સ્થાલીપાક બનાવી, ધૃતાદિ શુદ્ધ કરી યજ્ઞશાલામા વેદીની સમીપમા મુકવુ પછી ચારે દિશાઓમા આસન બિછાવી ઋત્વિજોનું વરણ કરવુ. પશ્ચાત્ ઇશ્વરોપાસના, સ્વસ્તિવાચન શાંતિપાઠ કરવો આ સમયે જેટલા અન્ય પુરૂષો આવ્યા હોય તે પણ એકાગ્રચિત્ત થઇ ઇશ્વરના ધ્યાનમા મગ્ન થાય તત્પશ્ચાત્ આચાર્યે અગ્ન્યાધાન, સમિધાદાન કરી વેદીની ચારે દિશાએ જલપ્રોક્ષણ કરવુ ત્યારબાદ આઘારાવાજ્યભાગાહુતિ ચાર તથા વ્યાહુતિ ચાર અને (**त्वन्नोअग्ने०**) ઇત્યાદિ આઠ ધૃતાહુતિ અને એક સ્વિષ્ટકૃત આહુતિ તથા એક પ્રાજાપત્યાહુતિ એમ મળી અઢાર આહુતિઓ આપવી. તત્પશ્ચાત્ બ્રહ્મચારીએ (**अग्ने सुश्रव;०**) મંત્ર વડે યજ્ઞકુંડના અગ્નિને એકઠો કરવો તત્પશ્ચાત્ પ્રથમ લખ્યા પ્રમાણે (**ओं अग्नये समिध०**) મંત્રવડે યજ્ઞકુંડમા ત્રણ સમિધા હોમવી, પછી તેજ ઠેકાણે લખેલા (**ओं तनूपा०**) ઇત્યાદિ સાત મંત્રો વડે જમણા હાથની હથેળી તપાવી મુખસ્પર્શ કરતા જવો તત્પશ્ચાત્ પ્રથમ લખ્યા પ્રમાણે (**वाङ्म०**) ઇત્યાદિ મંત્રો વડે અંગસ્પર્શ કરી સુગંધાદિ ઔષધીયુક્ત જલથી ભરેલા આઠ ઘડા કે જે પ્રથમથીજ વેદીની ઉત્તરમા મૂકી રાખ્યા હોય તેમાનો એક ઘડો નીચેનો મંત્ર બોલી લેવો,—

**ओ३म् ये अप्स्वन्तरग्नयः प्रविष्टा गोह्यऽउपगोह्यो मयूषोमनोहास्खलो विरुजस्तनू दुषुरिन्द्रियहातान् विजहामि यो रोचनस्तमिह गृह्णामि ॥ सा० मं० ब्रा प्र० १ खं० ६ मं० १**

---

(**येअप्स्वन्तर०**) જલમા ગુપ્ત અથવા પ્રકાશિતપણે રહેલા શોભાયમાન તથા નીચે પડતા અગ્નિ વડે શરીરમા રહેલા રોગ અથવા દુર્ગુણોને હુ દુર કરી જે જે ઉજ્વલ ગુણો છે તેનુ ગ્રહણ કરું છુ (બ્રહ્મચારીએ એવા ગુણો ગ્રહણ કરવા કે જેથી ગૃહસ્થાશ્રમમા પ્રતિષ્ઠા પામી લોકોમા માન પામે)

તત્પશ્ચાત્ તે ઘડામાંથી પાણી લઇ નીમ્નલિખિત મંત્ર બોલી સ્નાન કરવું:—

**ओ३म् तेन मामभिषिञ्चामि श्रियै यशसे ब्रह्मणे ब्रह्मवर्चसाय ॥ सौत्रमन्त्रः ॥**

પુનઃ ઉપર પ્રમાણેજ (ये अप्स्वन्तर०) મંત્ર બોલી બીજો ઘડો લઇ તેમાથી એક લોટામાં પાણી લઇને નીચેનો મત્ર બોલી સ્નાન કરવુ —

**ओ३म् येन श्रियमकृणुतां येनावमृशताᳪ सुरान् येनाक्षावभ्य सिञ्चतां यद्वां तदश्विना यशः ॥ सा० मं० ब्रा० प्र० खं० ७ मं० ५**

ફરીથી ઉપરનો (ये अप्स्वन्तर) મંત્ર બોલી વેદિની ઉત્તરમા મુકેલા ઘડા ઓમાથી, ત્રણ ઘડા લઇ પ્રથમ લખેલા (आपो हिष्ठा०) ઇત્યાદિ ત્રણ મત્રો બોલી તેમાના જળ વડે સ્નાન કરવું, ત્યારબાદ બાકી રહેલા ત્રણ ઘડાઓમાથી પાણી લઇને (आपो हिष्ठा०) ઇત્યાદિ ત્રણ મત્રો મનમા બોલી સ્નાન કરવું, પશ્ચાત્ નિમ્નલિખિત મંત્ર બોલી બ્રહ્મચારીએ મેખલા તથા દંડ છોડી દેવા —

**ओ३म् उदुत्तमं वरुण पाशमस्मदवाधमं विमध्यमᳪ श्रथाय । अथा वयमादित्यव्रते तवानागसोऽअदितये स्याम ॥ यजुः० अ० १२ मं० १२**

તત્પશ્ચાત્ તે સ્નાતક બ્રહ્મચારીએ સૂર્યની સન્મુખ ઉભા રહીને નિમ્નલિખિત મત્રવડે પરમાત્માનુ ઉપસ્થાન કરવુ.

**ओ३म् उद्यन् भ्राजि भृष्णुरिन्द्रो मरुद्भिरस्थात् प्रातर्यावभिरस्थाद्दशसनिरसि दशसनिं मा कुर्वाविदन् मागमय । उद्यन् भ्राजी भृष्णुरिन्द्रो मरुद्भिरस्थाद्दिवा यावभिरथाच्छतसनिरसी शतसनिं मा कुर्वाविदन् मागमय ॥ उद्यन् भ्राजि भृष्णुरिन्द्रो मरुद्भिरस्थात् सांय यावभिरस्थात् सहस्रसनिरसी सहस्रसनिं मा कुर्वाविदन् मा गमय ॥ सौत्रमन्त्रः ॥**

---

(तेन माम०) શ્રી, યશ, પરમાત્માની ઉપાસના તથા વિદ્યાપ્રચાર ઇત્યાદિ પ્રયોજનને માટે હું સ્નાન કરું છુ

(येन श्रियम०) હુ ગૃહસ્થાશ્રમમા જઇ વિદ્યા પ્રચાર વડે એવો પ્રયત્ન કરીશ કે જેથી લોકોને (श्रियम्) લક્ષ્મી પ્રાપ્ત થાય તથા તેઓ ઉત્તમોત્તમ રસોના ભોક્તા થાય. વળી તેઓ યશયુક્ત થાય તથા નિરોગી થાય તેવો યત્ન કરીશ.

(उदुत्तम०) હે ગ્રહણ યોગ્ય, સત્યન્યાય પ્રકાશક પરમાત્મન્! આ (મેખલા તથા દંડ) હું જેમ છોડું છું તેમ ગૃહસ્થાશ્રમમા મારાથી ઉત્તમ, મધ્યમ તથા કનિષ્ટ ત્રણે પ્રકારના બધનો દુર રાખ કે જેથી હું અને અન્ય ગૃહસ્થાશ્રમીઓ અખડિત રાજ્યને માટે અને આપના સત્યન્યાયરૂપી નિયમ પાલનમા સ્થિર થઇએ.

(उद्यन्०) સર્વૈશ્વર્યવાન્ સર્વાન્તર્યામિ પરમાત્મા મને પ્રાપ્ત થઇ સર્વકાળ મારું સંરક્ષણ કરો અને ધન, ધાન્ય, તેજ તથા જ્ઞાન સહસ્રગણુ આપો

ઉપર પ્રમાણે પરમાત્માનું ઉપસ્થાન કરી હવે અથવા તેજ ખાઈ બ્રહ્મચારીએ પોતાની જટા, લોમ, નખ વગેરે કઢાવીને નિમ્નલિખિત મંત્ર બોલી ઉમરડાનું દાતણ કરવું —

**ओ३म् अन्नाद्याय व्यूहध्वꣳसोमो राजा यमागमत् स मे मुखं प्रमार्क्ष्यते यशसा च भगेन च ॥ सौत्रमन्त्रः ॥**

તત્પશ્ચાત્ સુગન્ધિત્ દ્રવ્ય શરીરે ચોળી શુદ્ધ જળ વડે સ્નાન કરી શરીર કોરૂ કરી અધો વસ્ત્ર અર્થાત્ ધોતીયું અગર પીતામ્બર ધારણ કરી સુગન્ધયુક્ત ચંદનાદિનુ અનુલેપન કરવુ. તત્પશ્ચાત્ નીચેના મંત્ર વડે ચક્ષુ, મુખ, કર્ણ તથા નાસિકાનાં છિદ્રોનો સ્પર્શ કરવો —

**ओ३म् प्राणापानौ मे तर्पय,** ( મુખ તથા નાસિકા. )

**ओ३म् चक्षुर्मे तर्पय** ( નેત્ર ) **ओ३म् श्रोत्रं मे तर्पय** ( કર્ણ ) ॥

તત્પશ્ચાત્ દક્ષિણ હસ્તાંજલીમા પાણી લઇ, અપસવ્ય કરી ( જનોઇ ડાબાહાથ તરફનુ ફેરવી નાખવુ તે ) દક્ષિણ મુખે રહી, નિમ્નલિખિત મંત્ર બોલી તે પાણી જમીન ઉપર રેડીદેવુ

**ओ३म् पितरः शुन्धध्वम् ॥ यजुः० अ० १९ मं० ३६**

પશ્ચાત્ સવ્ય ( જનોઇ હમેશા જે સ્થિતિમા રાખિએ છિએ તે ) કરી નીચેના મંત્રનો જપ કરવો –

**ओ३म् सुचक्षा अहमक्षीभ्यां भूयासꣳ सुवर्चा मुखेन । सुश्रुतकर्णाभ्यां भूयासम् ॥ सौत्रमन्त्रः ॥**

---

( **अन्नाद्याय** ) હે શાન્તિસ્વરૂપ પરમાત્મન્ ! મને ઉત્તમ અન્ન, યશ, ઐશ્વર્ય તથા શુદ્ધ અંતઃકરણ આપની કૃપાથી પ્રાપ્ત થાઓ.

( **प्राणापानौ०** ) હે જગદીશ્વર ! મારા પ્રાણ, અપાન, ચક્ષુ તથા શ્રોત્રની તૃપ્તિ કર

( **पितर** ) હે વિદ્વાનો ! આપ શુદ્ધ છો તેવો મને શુદ્ધ કરો, ( આ વખતે અપસવ્ય કરવાનુ લખ્યુ છે તે માત્ર સૂચક ચિન્હ છે અર્થાત્ તેથી એમ માલુમ પડે કે આ વખતે પિતૃસબંધી કાર્ય અપસવ્ય વાળો મનુષ્ય કરે છે, અપસવ્ય ન કરવાથી કંઇ ધર્મહાનિ કે કરવાથી ધર્મ લાભ થાય છે એમ નથી દક્ષિણ દિશાતરફ મુખ કરવાનુ કહ્યુ છે તેનું કારણ એ છે કે હમેશા બ્રહ્માનુ આસન દક્ષિણ દિશામા હોય છે, અને તે બ્રહ્મા હમેશા ચતુર્વેદવિત્ હોય છે માટે તેને પિતૃ કહે છે હોલિભાષ્યમા કહ્યું છે કે —

**ऋग्वेदी च पितृस्थाने यजुर्वेदी पितामह ।**
**त्रिवेदी प्रपितु स्थाने विश्वदेवा ह्यथर्ववित् ॥**

અર્થાત્ ઋગ્વેદી પિતૃસ્થાની, યજુર્વેદી પિતામહસ્થાની, ત્રિવેદી પ્રપિતામહસ્થાની અને અથર્વવેદી વિશ્વદેવસ્થાની કહેવાય છે. માટે બ્રહ્મા ચતુર્વેદવિત્ હોવાથી તેની પણ પિતૃસંજ્ઞા છે તેથી કરીને બ્રહ્મચારી બ્રહ્માના તરફ પોતાનું મુખ કરીને ઉપરનો સંકલ્પ કરે છે (ભાષાન્તર કર્તા )

( **सुचक्षा०** ) હે પરમાત્મન્ ! હું આખો વડે સારા બનાવો જોઉં અને મારી દૃષ્ટિ દિવ્ય થાય, હું મુખ વડે તેજસ્વી થાઉ અર્થાત્ સત્યોપદેશ કરી લોકોમા પ્રતિષ્ઠા પામું તથા કર્ણવડે શુભ વાતો સાભળું તેવી આપ કૃપા કરો.

ત્યારપછી નિમ્ન લિખિત મંત્રો બોલી સુંદર વસ્ત્ર ધારણ કરવું—

**ओ३म् परिधास्यै यशोधास्यै दीर्घायुत्वाय जरदष्टिरस्मि । शतं च जीवामि शरदः पुरूची रायस्पोषमभिसंव्ययिष्ये ॥ सौत्रमन्त्रः ॥**

પશ્ચાત્ નિમ્નલિખિત મંત્રવડે ઉપવસ્ત્ર ધારણ કરવું —

**ओ३म् यशसा मा द्यावापृथिवी यशसेन्द्राबृहस्पती । यशो भगश्च माविदद्यशो मा प्रतिपद्यताम् ॥ सौत्रमन्त्रः ॥**

પશ્ચાત્ નિમ્નલિખિત મંત્રવડે સુગંધિત પુષ્પોની માળા હાથમાં લેવી --

**ओ३म् या आहरज्जमदग्निः श्रद्धायै कामायेन्द्रियाय । ता अहं प्रतिगृह्णामि यशसा भगेन च ॥**

પશ્ચાત્ નિમ્ન મંત્ર બોલી તે માળા ધારણ કરવીઃ—

**ओ३म् यद्यशोऽप्सरसामिन्द्रश्चकार विपुलं पृथु । तेन सङ्ग्रथिताः सुमनस आबध्नामि यशोमयि ॥ सौत्रमन्त्रः ॥**

માળા ધારણ કર્યા પછી શિરોવેષ્ટન અર્થાત પાઘડી, ફેંટો, ટોપી અથવા મુકુટ હાથમાં લઇ પ્રથમ લખેલા " **युवा सुवासा०** " મંત્રવડે ધારણ કરવા

પશ્ચાત્ અલંકાર લઇ નિમ્ન મંત્ર વડે ધારણ કરવો —

**ओ३म् अलङ्करणमसि भूयोऽलङ्करणं भूयात् ॥**

પશ્ચાત્ નિમ્નલિખિત મંત્રવડે આંખમાં અંજન કરવું —

**ओ३म् वृत्रस्यासि कनीनकश्चक्षुर्दा असि चक्षुर्मे देहि ॥**

તત્પશ્ચાત્ નિમ્નલિખિત મંત્ર બોલી આરસીમાં મુખાવલોકન કરવું —

---

( **परिधास्यै** ) હે જગદીશ્વર ! આપની કૃપાથી હું યશસ્વી, દીર્ઘાયુ તથા નિરોગી થાઉં ઉત્તમ સદ્દગુણી સ્ત્રી તથા સંપતિને ગૃહસ્થાશ્રમમાં મેળવું.

( **यशसामा०** ) હે બૃહસ્પતે ! મને સર્વ દિશાઓમાંથી સર્વ મનુષ્યો તરફથી યશ, તેજ ધનાદિની પ્રાપ્તિ થાઓ,

( **या आहरज्जम** ) જે માળા જમદગ્નિએ શ્રધ્ધા, કલ્પના તથા ઇંદ્રિયોને માટે લીધી હતી તે હું યશ તથા ધનની પ્રાપ્તિને માટે લઉં છું.

( **यद्यशो०** ) સૂર્ય જેમ વિજળીને વિપુલ યશથી પ્રકાશિત કરે છે તેમ હું આ પુષ્પ-ગ્રથિત માળાથી મારામાં યશને ધારણ કરૂં છું

( **अलङ्करणमसि०** ) તું શોભા આપનાર છે મને શોભાની પ્રાપ્તિ કરાવજે,

( **वृत्रस्यासि०** ) તું તારાઓના ચક્ષુરૂપ છે, ચક્ષુષ્ય છે; મારી દૃષ્ટિને તું વધાર.

**ओ३म् रोचिष्णुरसि ॥ सौम्रमन्त्रः ॥**

પશ્ચાત્ નિમ્નલિખિત મંત્ર વડે છત્રી ધારણ કરવી —

**ओ३म् बृहस्पते छदिरसि पाप्मनो मामन्तर्धेहि तेजसो यशसो मामन्तर्धेहि ॥**

પશ્ચાત્ નિમ્ન મંત્રવડે ઉપાનહ—જોડા ધારણ કરવા—

**ओ३म् प्रतिष्ठे स्थो विश्वतो मा पातम् ।**

પશ્ચાત્ નિમ્ન મંત્ર વડે લાકડી ધારણ કરવી —

**ओ३म् विश्वाभ्यो माष्ट्राभ्यस्पारि पाहि सवर्तः ॥**

ત્યારબાદ બ્રહ્મચારીના માતાપિતાએ માનપ્રતિષ્ઠાસહિત આચાર્ય કુલમાંથી બ્રહ્મચારીને પોતાને ઘેર લઇ આવવો, તથા મધુપર્કાદિવડે તેનો સત્કાર કરવો ત્યારબાદ સંસ્કારમાં આવેલા આચાર્ય આદિનો ઉત્તમ અન્નપાનાદિ વડે સત્કાર કરવો, ત્યારબાદ સ્નાતક તથા તેના માતાપિતાએ આચાર્યને ઉત્તમ આસન ઉપર બેસાડી મધુપર્ક, પુષ્પમાળા, વસ્ત્ર ગોદાનાદિ તથા ધનાદિ પદાર્થો વડે યથશક્તિ દક્ષિણા આપવી. અને પશ્ચાત્ આચાર્યનામાં જે જે ઉત્તમ ગુણો હોય તેની પ્રશંસા કરી વિદ્યાદાન તથા કૃતજ્ઞતા સર્વ જનોને આ પ્રમાણે સંભળાવે હે ભક્તજનો સાંભળો, આ મહાશય પૂજ્ય આચાર્યે મારા ઉપર મહાન્ ઉપકાર કર્યો છે કારણ કે જેણે મને પશુતાથી છોડાવી ઉત્તમ વિદ્વાન્ બનાવ્યો છે તેનો પ્રત્યુપકાર હુ કંઇ પણ કરી શકવા અસમર્થ છું એના બદલામાં હુ મારા આચાર્યને અનેક ધન્યવાદ આપી નમસ્કાર કરી પ્રાર્થના કરૂ છુ કે " જેમ આપે મને ઉત્તમ શિક્ષા અને વિદ્યા દાન આપી કૃતકૃત્ય કર્યો છે તેજ પ્રમાણે અન્ય વિદ્યાર્થિઓને પણ કરશો, અને જેમ આપે મને વિદ્યા આપી આનંદિત કર્યો છે તેમજ અન્ય વિદ્યાર્થિઓને હું પણ કૃતકૃત્ય અને આનંદિત કરતો રહીશ, અને આપના કરેલા ઊપકારને હુ નહીં ભુલુ સર્વ શક્તિમાન જગદીશ્વર આપને, મને તથા સર્વ પઠનપાઠન કરનારાઓને અને આખા સંસાર ઉપર પોતાની કૃપાદ્રષ્ટિ કરી સર્વને સભ્ય, વિદ્વાન શરીર તથા આત્માના બલયુક્ત અને પરોપકારાદિ શુભ કર્મોની સિધ્ધિ કરવા કરાવવામાં ચિરાયુ, સ્વસ્થ, પુરૂષાર્થી તથા ઉત્સાહી કરે, કે જેથી પરમાત્માની આ સૃષ્ટિમાં તેના ગુણકર્મ સ્વભાવાનુકૂલ પોતાના ગુણ કર્મ તથા સ્વભાવ બનાવી ધર્માર્થકામ અને મોક્ષની સિધ્ધિ કરીને સર્વદા આનંદમાં રહીએ".

**॥ इति समावर्तनसंस्कारविधिः समाप्तः ॥**

---

( **रोचिष्णुरसि०** ) તુ પ્રસન્ન કર્તા છે

( **बृहस्पते०** ) યશ તથા તેજની લાલશાવાળા મને યશ તથા તેજથી ઢાક

( **प्रतिष्ठे स्थो०** ) આ જોડાઓ નેત્ર્ય ( નેત્રનું તેજ વધારનાર ) છે તે મારૂ સર્વ સ્થળે રક્ષણ કરો.

( **विश्वाभ्यो०** ) ચારે તરફથી સર્વ પ્રકારના કષ્ટોથી મારૂં સંરક્ષણ કર.

# ॥ अथ विवाहसंस्कारविधिं वक्ष्यामः ॥

વિવાહ એટલે પૂર્ણ બ્રહ્મચર્યવ્રત, વિદ્યા તથા બળની પ્રાપ્તિ કરીને તથા સર્વ પ્રકારે શુભગુણ, કર્મ તથા સ્વભાવમા પરસ્પર તુલ્ય પ્રીતિયુક્ત થઇને નિમ્નલિખિત વિધિ પ્રમાણે સન્તાનોત્પત્તિ તથા પોત પોતાના વર્ણાશ્રમાનુકૂલ ઉત્તમ કર્મ કરવાને માટે સ્ત્રી અને પુરૂષનો સબંધ બાધવામા આવે છે તે, એને માટે પ્રમાણ —

उदगयन आपूर्यमाणपक्षे पुण्ये नक्षत्रे* चौलकर्मोपनयनगोदानविवाहाः ॥१॥ सार्वकालमेके विवाहम् ॥२॥ आश्व० गृ० सू० अ० १ कं० ४ सू० १–२

आवसथ्याधानं दारकाले ॥३॥ पार० गृ० सू० कां० १ कं० २ सू० १

पुण्ये नक्षत्रे दारान् कुर्वीत ॥४॥ लक्षणप्रशस्तान् कुशलेन ॥५॥

गोभि० गृ० सू० प्रपा० २ कं० १ सू० १–२

વિવાહનો સમય પૃષ્ઠ ૧૨૧ સુધીમા લખ્યા પ્રમાણે જાણવો વધુ તથા વરની આયુ, કુલ, નિવાસસ્થાન, શરીર તથા સ્વભાવની પરીક્ષા અવશ્ય કરવી અર્થાત્ બન્ને સજ્ઞાન અને વિવાહની ઇચ્છાવાળા હોવા જોઇએ, વરની ઉમર સ્ત્રીની ઉમર કરતા ઓછામા ઓછી દોઢી અને વધારેમા વધારે બમણી હોવી જોઇએ પરસ્પર કુલની પરીક્ષા પણ કરવી જોઇએ એને માટે પ્રમાણ —

वेदानधीत्य वेदौ वा वेदं वापि यथाक्रमम् ।
अविलुप्तब्रह्मचर्यो गृहस्थाश्रममाविशेत् ॥ १ ॥
गुरुणानुमतः स्नात्वा समावृत्तो यथाविधि ।
उद्वहेत द्विजो भार्यां सवर्णां लक्षणान्विताम् ॥ २ ॥
असपिण्डा च या मातुरसगोत्रा च या पितु ।
सा प्रशस्ता द्विजातीनां दारकर्मणि मैथुने ॥ ३ ॥
महान्त्यपि समृद्धानि गोजाविधनधान्यतः ।
स्त्रीसम्बन्धे दशैतानि कुलानि परिवर्जयेत् ॥ ४ ॥

---

અર્થ — ઉત્તરાયણ શુકલપક્ષમા શુભ દિવસ અર્થાત્ જે દિવસે મન પ્રસન્ન હોય તે દિવસે વિવાહ કરવો જોઇએ ૧ કેટલાક આચાર્યનો મત એવો છે કે કોઇપણ વખતે વિવાહ કરવો. ૨ વિવાહમા જે અગ્નિની સ્થાપના થાય છે તેને આવસથ્યાગ્નિ કહે છે ૩. જે દિવસે મન પ્રસન્ન હોય તે દિવસે સ્ત્રીનુ પાણીગ્રહણ, શુભગુણાદિ યુક્ત સ્ત્રી સાથે કરવુ. ૪

* આ નક્ષત્રાદિનો વિચાર કલ્પના યુક્ત છે માટે પ્રમાણ નથી

हीनक्रियं निष्पुरुषं निच्छन्दो रोमशार्शसम् ।
क्षय्यामयाव्यपस्मारि श्वित्रिकुष्ठिकुलानि च ॥ ५ ॥
नोद्वहेत् कपिलां कन्यां नाधिकाङ्गीं न रोगिणीम् ।
नालोमिकां नातिलोमां न वाचाटां न पिङ्गलाम् ॥ ६ ॥
नर्क्षवृक्षनदीनाम्नीं नान्त्यपर्वतनामिकाम् ।
न पक्ष्यहिप्रेष्यनाम्नीं न च भीषणनामिकाम् ॥ ७ ॥
अव्यङ्गाङ्गीं सौम्यनाम्नीं हंसवारणगामिनीम् ।
तनुलोमकेशदशनां मृद्वङ्गीमुद्वहेत् स्त्रियम् ॥ ८ ॥
ब्राह्मो दैवस्तथैवार्षः प्राजापत्यस्तथासुरः ।
गान्धर्वो राक्षसश्चैव पैशाचश्चाष्टमोऽधमः ॥ ९ ॥
आच्छाद्य चार्चयित्वा च श्रुतिशीलवते स्वयम् ।
आहूय दानं कन्याया ब्राह्मो धर्मः प्रकीर्तित ॥ १० ॥
यज्ञे तु वितते सम्यगृत्विजे कर्म कुर्वते ।
अलङ्कृत्य सुतादानं दैव धर्म्मः प्रचक्षते ॥ ११ ॥
एकं गोमिथुनं द्वे वा वरादादाय धर्मतः ।
कन्याप्रदानं विधिवदार्षो धर्मः स उच्यते ॥ १२ ॥
सह नौ चरतां धर्ममिति वाचानुभाष्य च ।
कन्याप्रदानमभ्यर्च्य प्राजापत्यो विधिः स्मृतः ॥ १३ ॥
ज्ञातिभ्यो द्रविणं दत्त्वा कन्यायै चैव शक्तितः ।
कन्याप्रदानं विधिवदासुरो धर्म उच्यते ॥ १४ ॥
इच्छयाऽन्योन्यसंयोगः कन्यायाश्च वरस्य च ।
गान्धर्वः स तु विज्ञेयो मैथुन्यः कामसम्भवः ॥ १५ ॥
हत्वा छित्वा च भित्त्वा क्रोशन्तीं रुदतीं गृहात् ।
प्रसह्य कन्याहरणं राक्षसो विधिरुच्यते ॥ १६ ॥
सुप्तां मत्तां प्रमत्तां वा रहो यत्रोपगच्छति ।
स पापिष्ठो विवाहानां पैशाचश्चाष्टमोऽधमः ॥ १७ ॥
ब्राह्मादिषु विवाहेषु चतुर्ष्वे वानुपूर्वशः ।
ब्रह्मवर्चस्विनः पुत्रा जायन्ते शिष्टसंमताः ॥ १८ ॥

रूपसत्त्वगुणोपेता धनवन्तो यशस्विनः ।
पर्याप्तभोगा धर्मिष्ठा जीवन्ति च शतं समाः ॥ १९ ॥
इतरेषु तु शिष्टेषु नृशंसानृतवादिनः ।
जायन्ते दुर्विवाहेषु ब्रह्मधर्मद्विषः सुताः ॥ २० ॥
अनिन्दितैः स्त्रीविवाहैरनिन्द्या भवति प्रजा ।
निन्दितैर्निन्दिता नृणां तस्मान्निन्द्यान् विवर्जयेत् ॥ २१ ॥
मनुस्मृ० अ० ३ श्लो० २, ४, ८, २१, २७, ३४, ३९, ४२.

અર્થ—બ્રહ્મચર્ય ધારણ કરી ચાર, ત્રણ, બે અથવા એક વેદ યથાવત ભણી, અખંડિત બ્રહ્મચર્યનું પાલન કરી પછી ગૃહસ્થાશ્રમ કરવો ૧ અર્થાત્ ઉત્તમ રીતિએ બ્રહ્મચર્ય તથા વિદ્યાનું ગ્રહણ કરી ગુરૂની આજ્ઞા લઇ સ્નાન કરી બ્રાહ્મણ, ક્ષત્રિય તથા વૈશ્યે પોતાના વર્ણની ઉત્તમ લક્ષણયુક્ત સ્ત્રી સાથે વિવાહ કરવો ૨ જે સ્ત્રી માતાની છ પેઢી અને પિતાની સગોત્રી ન હોય તેજ દ્વિજોને માટે વિવાહના કાર્યમા ઉત્તમ છે ૩ વિવાહમા નીચે લખેલા દશ કુળોનો ત્યાગ કરવો જોઇએ ગમે તો તે ગાય આદિ પશુ ધન તથા ધાન્યાદિમા ગમે તેટલા મોટા હોય તો પણ તેવા કુલમાની કન્યા સાથે વિવાહ કદી પણ ન કરવો ૪ એ દશ કુળ આ પ્રમાણે છે ૧ જે કુલ ઉત્તમ ક્રિયાથી રહિત હોય ૨ જે કુળમા કોઇ પણ ઊત્તમ પુરૂષ ન હોય, ૩ જે કુળમા કોઇ વિદ્વાન ન હોય, ૪ જે કુલમા શરીર ઉપર મોટા મોટા રૂવા હોય, ૫ જે કુલમા અર્શ (હરસ) નો રોગ હોય, ૬ જે કુલમા ક્ષયરોગ હોય, ૭ જે કુલમા અગ્નિમંદતાને લીધે આમાશયનો રોગ હોય, ૮ જે કુલમા મૃગી (મિરગીઆચકી–હિસ્ટીરીઆ) નો રોગ હોય, ૯ જે કુલમા સફેદ કોઢ અને ૧૦ જે કુલમા ગલિતકુષ્ઠ જેને લીધે હાથ પગના આગળા ગળી જઇ ટુટી પડે છે તે રોગ હોય તેવા દશ કુલનો વિવાહમા ત્યાગ કરવો જોઇએ એવા કુલના સ્ત્રી અથવા પુરૂષે કોઇ સાથે વિવાહ ન કરવો જોઇએ ૫ પીળારંગવાળી, અધિક અંગવાળી એટલે કે છ આંગળી ઇત્યાદિ, રોગવતી, જેના શરીર ઉપર બિલકુલ રૂવા ન હોય અથવા મોટા મોટા રૂવા હોય તેવી, વ્યર્થ બકબક કરનારી અને જેના બિલાડીના જેવા નેત્ર હોય તથા જે કન્યાનું નામ નક્ષત્ર પર અર્થાત રેવતી, રોહિણી ઇત્યાદિ, નદીનામવાળી ગંગા, જમના વગેરે પર્વત નામવાળી પાર્વતી વિન્ધ્યા ઇત્યાદિ, પક્ષી નામવાળી મેના, હંસા ઇત્યાદિ સર્પજાતિ નામવાળી ઉરગા, ભોગીની ઇત્યાદી, દાસીનામ વાળી તથા જેનું નામ બિહામણું અર્થાત્ કાલિકા, ચંડિકા ઇત્યાદિ હોય તેવીની સાથે વિવાહ ન કરવો ૬–૭ પરન્તુ જેના સુંદર અંગ, ઉત્તમ નામ, હંસ તથા હાથણીની સમાન ચાલ અને જેના શરીર ઉપર સૂક્ષ્મ રૂવા હોય, જેના, દાત, કેશ આદિ સૂક્ષ્મ હોય તથા જેના આગોપાંગ કોમળ હોય તેવી સ્ત્રી સાથે વિવાહ કરવો ૮ બ્રાહ્મ, દૈવ, આર્ષ, પ્રાજાપત્ય, આસુર, ગાંધર્વ, રાક્ષસ અને પૈશાચ એ પ્રમાણે વિવાહ આઠ પ્રકારના છે ૯ યોગ્ય સુશીલ તથા વિદ્વાન પુરૂષનો સત્કાર કરી કન્યાને વસ્ત્રાદિથી અલંકૃત કરી સાંગ સારા ગૃહસ્થોને બોલાવી તેમની સન્મુખ તેને કન્યા આપવી તે બ્રાહ્મ વિવાહ કહેવાય છે ૧૦ મહાન્ યજ્ઞમા મોટા મોટા વિદ્વાનોનુ વરણ કરી તેમા કર્મ કરનારા કોઇ વિદ્વાન બ્રાહ્મણને વસ્ત્રભૂષણાદિ વડે સુશોભિત કરેલી કન્યા આપવી તે દૈવ વિવાહ ૧૧. એક ગાય.

અથવા બળદની એક અથવા બે જોડ* વરની પાસેથી લઇ ધર્મપુર્વક કન્યાદાન કરવુ તે આર્ષ વિવાહ ૧૨, કન્યા તથા વરને યજ્ઞશાળામા વિધિ પૂર્વક સર્વની પ્રત્યક્ષમા " તમે બન્ને મળીને ગૃહસ્થાશ્રમનાં કર્મો યથાવત્ કરો ' એ પ્રમાણે કહીને બ નેએ પ્રસન્નતાપુર્વક પાણીગ્રહણ કરવું તે પ્રાજાપત્ય વિવાહ કહેવાય છે આ ચાર વિવાહ ઉત્તમ છે ૧૩. વરના સમ્બન્ધીઓ કન્યાને યથાશક્તિ ધન આપી હોમ આદિ વિધિ કરી કન્યા આપવી તે આસુર વિવાહ કહેવાય છે ૧૪ વર તથા કન્યાની ઇચ્છાથી બન્નેનો સ યોગ થવો અને પોતાના મનમા માની લેવુ કે અમે બન્ને સ્ત્રીપુરૂષ (પતિપત્ની) છીએ આ કામેચ્છાથી થયેલો ગાધર્વ વિવાહ કહેવાય છે ૧૫. કન્યા પક્ષના માણસોનું હનન, છેદન અર્થાત્ કન્યાના રોકનારાઓનું વિદારણ કરી રોતી, કળકળતી તથા કાપતી અને ભયભિત થએલી કન્યાને બલાત્કારે હરણ કરી વિવાહ કરવો તે રાક્ષસવિવાહ કહેવાય છે ૧૬ સુતેલી, ગાડી થઇ ગયેલી અથવા નિશો કરી ઉન્મત્ત થયેલી કન્યાને એકાતમા મળેથી દૂષિત કરવી આ સર્વ વિવાહોમા નીચમા નીચ મહાનીચ, દુષ્ટ–અતિદુષ્ટ પૈશાચ વિવાહ છે ૧૭ બ્રાહ્મ, દૈવ, આર્ષ અને પ્રજાપત્ય આ ચાર વિવાહ વડે પાણીગ્રહણ કરેલા સ્ત્રીપુરૂષો વડે જે સ તાન ઉત્પન્ન થાય છે તે વેદાદિ વિદ્યાથી તેજસ્વી આપ્ત પુરૂષોને સંમત અત્યુત્તમ હોય છે ૧૮ તે પુત્ર અથવા પુત્રી સુંદર સ્વરૂપવાન બલ, પરાક્રમ શુદ્ધિબુદ્ધિ આદિ ઉત્તમ ગુણયુક્ત, બહુ ધનયુક્ત, પુણ્યકીર્તિમાન અને પુર્ણ ભોગના ભોક્તા તથા અતિશય ધર્માત્મા થઇ સો વર્ષ સુધી જીવે છે ૧૯ એ ચાર વિવાહ પછીના જે ચાર આસુર, ગાધર્વ રાક્ષસ અને પૈશાચ એ ચાર દુષ્ટ વિવાહથી થયેલા વિવાહિત જોડાની સ તતિ નિ દિત કર્મ કર્તા, મિથ્યાવાદિ, વેદ ધર્મના દ્વેષી અને મહાનીચ સ્વભાવવાળી થાય છે ૨૦ માટે મનુષ્યોએ જે નિ દિત વિવાહોથી નીચ પ્રજા થાય છે તેનો સર્વથ ત્યાગ અને જે ઉત્તમ વિવાહો વડે ઉત્તમ પ્રજા થાય છે તેનુ ગ્રહણ કરી તે પ્રમાણે વર્તવુ જોઇએ ૨૧

उत्कृष्टायाभिरूपाय वराय सदृशाय च ।
अप्राप्तामपि तां तस्मै कन्यां दद्याद्विचक्षणः ॥ १ ॥
काममामरणात्तिष्ठेद् गृहे कन्यर्तुमत्यपि ।
न चैवैनां प्रयच्छेत्तु गुणहीनाय कर्हिचित् ॥ २ ॥
त्रीणि वर्षाण्युदीक्षेत कुमार्यृतुमती सती ।
ऊर्ध्वं तु कालादेतस्माद्विन्देत सदृशं पतिम् ॥ ३ ॥

मनुस्मृ० अ० ९ श्लो० ८८–९०.

જો કન્યાનો વિવાહ માતાપિતા કરવા ઇચ્છિતા હોય તો અતિ ઉત્કૃષ્ટ, શુભગુણ કર્મ સ્વભાવવાળા, કન્યાના સમાન રૂપ લાવણ્યાદિ ગુણયુક્ત વરનેજ અમે તો તે કન્યા માતાની છ પેઢીમા હોય તો પણ તેવાનેજ આપવી પણ બીજાને કદી ન આપવી, કે જેથી બ ને

---

* આ વાત મિથ્યા છે કારણ કે આગળ મનુસ્મૃતિમા એનો નિષેધ કરેલો છે વળી યુક્તિ વિરુધ્ધ પણ છે, માટે કંઇ પણ લીધાવગર બ નેની પ્રસન્નતાપુર્વક પાણીગ્રહણ કરવુ ને આર્ષ વિવાહ કહેવાય છે

અતિ પ્રસન્ન થઇ ગૃહસ્થાશ્રમની ઉન્નતિ અને ઉત્તમ સંતાનોની ઉત્પત્તિ કરે ૧ ભલે તો કન્યા મરણ પર્યંત પિતાના ઘરમા કુવારી બેસી રહે, પરંતુ ગુણહીન, અસદૃશ, દુષ્ટ પુરૂષની સાથે કન્યાનો વિવાહ કદી પણ ન કરવો, અને વર કન્યા પણ પોતાની મેળે પોતાના સરખાની સાથેજ વિવાહ કરે ૨ જ્યારે કન્યાની મરજી વિવાહ કરવાની થાય ત્યારે રજસ્વલા થયા પછીના ત્રણ વર્ષ જવા દઇ ચોથા વર્ષમા વિવાહ કરવો ૩

( પ્રશ્ન ) " अष्टवर्षा भवेद् गौरी नववर्षा च रोहिणी " ઇત્યાદિ શ્લોકોની શી ગતિ થશે ?

( ઉત્તર ) એવા શ્લોકો અને એના માનનારાઓની દુર્ગતિ થશે, અર્થાત્ જે એ શ્લોકાનુસાર બાલ્યાવસ્થામા પોતાના સંતાનોના વિવાહ કરી એમને નષ્ટભ્રષ્ટ, રોગી તથા અલ્પાયુ કરે છે તે જાણો કે પોતાના કુળનુ પોતેજ સત્યાનાશ કાઢે છે. માટે જો જલ્દી વિવાહ કરવો હોય તો પણ વેદારંભમા લખ્યા પ્રમાણે સોળ વર્ષથી ઓછી નહિ એવી કન્યા અને પચ્ચીસથી ઓછી ઉમરનો નહિ એવા પુરૂષનોજ વિવાહ કરવો એના કરતા જેટલુ વધારે બ્રહ્મચર્ય રાખશે તેટલોજ તેમને વધારે આનંદ પ્રાપ્ત થશે

( પ્રશ્ન ) વિવાહ સમીપ વર્તીઓનો થવો જોઇએ કે દૂરદેશવાસિયોમા થવો યોગ્ય છે ?

( ઉત્તર ) दुहिता दुर्हिता दूरेहिता भवतीति ॥ निरुक्तम्

આ નિરૂક્તનુ વચન છે એનો ભાવાર્થ એ છે કે જેટલો દૂર દેશોમા વિવાહ તેટલો ઉત્તમ અને અધિક લાભદાયી છે

( પ્રશ્ન ) સ્વગોત્રી અને ભાઈ બ્હેનોના પરસ્પર વિવાહ કેમ ન કરવા ?

( ઉત્તર ) એથી એક બીજા સાથે પ્રીતિ નથી થતી કારણ કે જેટલી પ્રીતિ પરોક્ષ પદાર્થમા થાય છે તેટલી પ્રત્યક્ષમા નહિ, વળી એક બીજાના બાલ્યાવસ્થાના જે દોષો હોય છે તે પણ તેમને ખબર હોય છે, તેમજ ભય આદિ પણ અધિક નથી રહેતા વિશેષમા જ્યા સૂધી દૂરસ્થ એક બીજાના કુળ સાથે સંબંધ નથી થતો ત્યાસૂધી શરીર આદિની પુષ્ટિ પણ પૂર્ણ રીતે નથી થતી દૂરના સંબંધથી પરસ્પર પ્રીતિ, ઉન્નતિ અને ઐશ્વર્યની વૃદ્ધિ થાય છે અને નિકટતાથી તેમ નથી થતુ યુવાવસ્થામાજ વિવાહ કરવો જોઇએ તેને માટે પ્રમાણ,—

तमस्मेरा युवतयो युवानं मर्मृज्यमानाः परियन्त्यापः । स शुक्रेभिः शिक्वभी रेवदस्मे दीदायानिध्मो घृतनिर्णिगप्सु ॥१॥ अस्मै तिस्रो अव्यथ्याय नारीर्देवाय देवीर्दिधिषन्त्यन्नम् । कृताइवोप हि प्रसर्स्रे अप्सु स पीयूषं धयति पूर्वसूनाम् ॥२॥ अश्वस्यात्र जनिमास्य च स्वर्द्रुहो रिषः संपृचः पाहि सूरीन् । आमासु पूर्षु परो अप्रमृष्यं नारातयो वि नंशन्नानृतानि ॥३॥ ऋ० मं० २ सू० ३५ मं० ४–६

वधूरियं पतिमिच्छन्त्येति य ईं वहाते महिषीमिषिराम् । आस्य श्रवस्याद्रथ आ च घोषात्पुरू सहस्रा परि वर्तयाते ॥४॥ ऋ० मं० ५ सू० ३७ मं० ३

उप व एषे वन्धमिः शूषैः प्र यह्वी दिवश्चित यन्द्विरकैः । उषासानक्ता वि-दुषीव विश्वमहा वहतो मर्त्याय यज्ञम् ॥५॥ ऋ ८ मं० ५ सू० ४१ मं० ७

અર્થ—જે ( मर्मृज्यमाना: ! ઉત્તમ બ્રહ્મચર્ય વ્રત અને સદ્વિદ્યાઓ વડે અત્યંત ( युवतयः ) વીશમા વર્ષથી તે ચોવીસમા વર્ષસુધીની વયવાળી છે, તેવી કન્યાઓ જેમ ( आप. ) જલ, નદી અથવા સમુદ્રને પ્રાપ્ત થાય છે તેમ ( अस्मेरा ) અમને પ્રાપ્ત થનારી અને પોતાને પ્રિય તથા પોતાનાથી દોઢા અથવા બમણા આયુષ્યવાળા ( तम् ) બ્રહ્મચર્ય તથા વિદ્યાથી પરીપૂર્ણ શુભ લક્ષણ યુક્ત એવા ( युवानम् ) યુવાન પતિને ( परियन्ति ) સમ્યક રીતે પ્રાપ્ત થાય છે. ( स. ) તે બ્રહ્મચારી ( शुक्रेभि ) શુભ ગુણ તથા ( शिक्विभि ) વીર્યાદિથી યુક્ત થઇને ( अस्मे ) અમારામા ( रेवत् ) અત્યંત શ્રીયુક્ત કર્મને અને ( दीदाय ) પોતાની સમાન યુવતિ સ્ત્રીને પ્રાપ્ત થાય જેમ ( अप्सु ) અંતરિક્ષ અથવા સમુદ્રમા ( घृतनिर्णिक् ) જલનુ શોધન કરનાર ( अनिध्मः ) સ્વયં પ્રકાશિત વિદ્યુત્ અગ્નિ છે તેજ પ્રમાણે સ્ત્રી અને પુરૂષના હૃદયમા પ્રેમ, બહાર અપ્રકાશમાન અને અદર સુપ્રકાશિત રહિને ઉત્તમ સતાન અને આનદને ગૃહસ્થાશ્રમમા બને સ્ત્રી પુરૂષ પ્રાપ્ત થાય ૧ હે સ્ત્રીપુરૂષો ! જેમ ( तिस्त्र ) ઉત્તમ, મધ્યમ તથા નિકૃષ્ટ સ્વભાવયુક્ત ( देवी नारी ) વિદ્વાન્ પુરૂષોની વિદુષિ સ્ત્રીઓ ( अस्मै ) આ ( अव्यथ्याय ) પીડાથી રહિત ( देवाय ) કામને માટે ( अन्नम् ) અન્નાદિ ઉત્તમ પ-દાર્થોને ( दिधिषन्ति ) ધારણ કરે છે ( कृता इव ) જાણે કે શિક્ષણ મળ્યુ હોય તેમ ( अप्सु ) પ્રાણવત્ પ્રીતિ આદિ વ્યવહારોમા પ્રવૃત્ત થવાને માટે સ્ત્રીની સાથે પુરૂષ અને પુરૂષની સાથે સ્ત્રી ( उप प्रसन्ने ) સબંધને પ્રાપ્ત થાય છે, ( स हि ) તેજ પુરૂષ અથવા સ્ત્રી આનદને પ્રાપ્ત થાય છે જેમ જલમાના ( पीयूषम् ) અમૃતરૂપ રસને ( पूर्वसूनाम् ) પ્રથમ પ્રસૂત થયેલી સ્ત્રીઓના બાલક ( धयति ) દુધ પીને વૃદ્ધિ પામે છે, તેમ આ બ્રહ્મચારી અને બ્રહ્મચારિણી સ્ત્રીના સતાન યથાવત્ વૃદ્ધિ પામે છે ૨ જેમ રાજા આદિ સર્વ લોકો ( पूर्षु ) પોતાના નગર અને ( आमासु ) ઘરોમા ઉત્પન્ન થયેલા પુત્ર તથા કન્યા રૂપ પ્રજાઓમા ઉત્તમ શિક્ષા ( पर ) ઉત્તમ વિદ્વાન ( अप्रमृष्यम् ) શત્રુઓને સહન કરવાને યોગ્ય બ્રહ્મચર્યવડે પ્રાપ્ત થયેલા શરીરાત્મબલયુક્ત દેહનો ( अरातय ) શત્રુઓ ( नविनशन् ) નાશ નથી કરી શકતા, તથા ( अनृतानि ) મિથ્યા ભાષણાદિ દુર્વ્યસનો ( न ) પ્રાપ્ત નથી થતા, તેમ ઉત્તમ સ્ત્રીપુરૂષોની સાથે ( द्रुह ) દ્રોહ આદિ દુર્ગુણ તથા ( रिप ) હિસા આદિ પાપ ( नसम्पृच ) સબધ નથી કરતા પરતુ જે યુવાવસ્થામા વિવાહ કરી પ્રસન્નતા પૂર્વક વિધિયુક્ત સતાનોત્પતિ કરે છે તેમના ( अस्य ) આ ( अध्वस्य ) મહાન ગૃહાશ્રમની મધ્યમા ઉત્તમ બાલકો ( जनिम ) જન્મે છે માટે હે સ્ત્રી વા પુરૂષ ! તુ ( सूरीन् ) વિદ્વાનોની ( पाहि ) રક્ષા કર. ( च ) અને એવા ગૃહસ્થોનુ ( स्वः ) સુખ ( अत्र ) આ ગૃહસ્થાશ્રમમા સદૈવ વધતુ રહે છે, ૩ હે મનુષ્યો ( य. ) પૂર્વોક્ત લક્ષણયુક્ત જે યુવાન ( इम ) સર્વ રીતે પરીક્ષા કરીને ( महिषीम ) ઉત્તમ કુળમા ઉત્પન્ન થયેલી, વિદ્યા, શુભગુણ રૂપ સુશિક્ષનાદિ યુક્ત ( हविराम ) વરની ઇચ્છાવાળા હૃદયને પ્રિય સ્ત્રીને ( पति ) પ્રાપ્ત થાય છે અને જે ( पतिम ) વિવહ વડે પોતાના સ્વામીની ( इच्छन्ति ) ઇચ્છા કરતી ( इयम ) આ ( वधू ) સ્ત્રી પોતાના સમાન હૃદયવાળા પ્રિય પતિને ( पति ) પ્રાપ્ત થાય છે તે પુરૂષ અથવા સ્ત્રી ( अस्य ) ગૃહસ્થાશ્રમમા ( आश्रवस्यात् ) અત્યત વિદ્યા, ધન, ધાન્ય યુક્ત સર્વ રીતે થાય છે અને તેમને ( रथ ) રથની

પેઠે (पुरु) (सहस्त्रा) પરસ્પર પ્રિય વચન બોલે છે (च) તથા ગૃહસ્થાશ્રમના સઘળા ભારને (वहातें) ઉઠાવી શકે છે તથા તે બ ને (पुरु) બહુ (सहस्त्रा) અસ ખ્ય ઉતમ કાર્યને (परिवर्त्तयाते) સઘળી રીતે સિદ્ધ કરી શકે છે ૪ હે મનુષ્યો ! જો તમે પૂર્ણ બ્રહ્મચર્યથી સુશિક્ષિત વિદ્યાયુક્ત કરી પોતાના સ તાનોનો સ્વયંવર વિવાહ કરશો તો તે (वन्द्येभि) કામના યોગ્ય (चितयद्भि) સર્વ સ તતિઓને જણાવનારા (अर्कैः) સત્કાર યોગ્ય (जूर्षे) શરીરાત્મ બલયુક્ત થઇને (व) તમારે માટે (एवे) સર્વ સુખ પ્રાપ્ત કરાવવામા સમર્થ થશે, અને તે (उषासानक्ता) જેમ દિવસ તથા રાત્રિ તેમ (विदुषीव) વિદુષી સ્ત્રી તથા વિદ્વાન્ પુરૂષ (विश्वम्) ગૃહસ્થાશ્રમના સમ્પુર્ણ વ્યવહારને (आवहत) બરાબર પ્રાપ્ત થાય છે (ह) તેમજ આ (यज्ञम्) સ ગતરૂપ ગૃહસ્થાશ્રમના વ્યવહારને તેજ સ્ત્રી પુરૂષો પુર્ણ કરે છે અને (मर्त्याय) મનુષ્યોને માટે આજ પુર્વોક્ત વિવાહ પુર્ણ સુખદાયક છે અને (यहवी) અત્ય ત શુભગુણ-કર્મસ્વભાવવાળા સ્ત્રીપુરૂષ બ ને (दिव) કામનાઓને (उप, प्र, वहत) સારી રીતે પ્રાપ્ત થઇ શકે છે અન્ય નહી. ૫

જેમ બ્રહ્મચર્યમા કન્યાનુ બ્રહ્મચર્ય વેદોક્ત છે તેમજ સઘળા પુરૂષોએ પણ બ્રહ્મચર્ય રાખી વિદ્યા ભણી પુર્ણ યુવાન થઇ પરસ્પર પરીક્ષા કરીને જેની સાથે જેને વિવાહ કરવામા પુર્ણ પ્રીતિ હોય તેની સાથે વિવાહ કરવો તે ઉત્તમ છે જે કોઇ યુવાવસ્થામા વિવાહ ન કરાવીને બાલ્યાવસ્થામા અનિચ્છિત અયોગ્ય વર કન્યાના વિવાહ કરાવશે તે વેદોકત ઇશ્વરાજ્ઞાનાના વિરોધી થઇને મહાદુ ખ સાગરમા કેમ નહિ ડુબે ? અને જેઓ પુર્વોક્ત રીતે વિવાહ કરે તથા કરાવે છે તેઓ ઇશ્વરાજ્ઞાનુકૂલ ચાલતા હોવાથી પુણ સુખને પ્રાપ્ત થાય છે

(પ્રશ્ન) વિવાહ સ્વવર્ણમાજ થવો જોઇએ કે પરવર્ણોમા પણ થઇ શકે ?

( ઉત્તર ) પોતાનાજ વર્ણમા વિવાહ કરવો જોઇએ પણ વર્ણવ્યવસ્થા ગુણકર્માનુસાર હોવી જોઇએ જન્મમાત્રથી નહી જે પુર્ણ વિદ્વાન્ ધર્માત્મા, પરોપકારી, જીતેન્દ્રિય મિથ્યા-ભાષણાદિ દોષરહિત, વિદ્યા અને ધર્મના પ્રચારમા તત્પર રહે ઇત્યાદિ ઉત્તમ ગુણ જેનામ હોય તે બ્રાહ્મણ તથા બ્રાહ્મણી કહેવાય વિદ્યા, બલ, શૌર્ય, ન્યાયકારિત્વાદિ ગુણ જેનામા હોય તે ક્ષત્રિય કહેવાય, અને વિદ્વાન્ થઇ કૃષિ, પશુપાલન, વ્યાપાર, દેશભાષાઓમા ચતુરતાદિ ગુણ જેનામા હોય તે વૈશ્ય તથા વૈશ્યા કહેવાય, અને જે વિદ્યાહીન મૂર્ખ હોય તે શૂદ્ર તથા શૂદ્રા કહેવાય આજ ક્રમથી વિવાહ થવો જોઇએ અર્થાત્ બ્રાહ્મણનો બ્રાહ્મણી, ક્ષત્રીયનો ક્ષત્રિયા, વૈશ્યનો વૈશ્યા અને શૂદ્રનો શૂદ્રાસાથેજ વિવાહ થવામા આન દ પ્રાપ્ત થાય છે અન્યથા નહિ આ વર્ણવ્યવસ્થાને માટે પ્રમાણ –

**धर्मचर्यया जघन्यो वर्णः पूर्वं पूर्वं वर्णमापद्यते जातिपरिवृत्तौ ॥१॥ अधर्म-चर्यया पूर्वो वर्णो जघन्यं जघन्यं वर्णमापद्यते जतिपरिवृत्तो ॥ आपस्तम्बे ॥ शूद्रो ब्राह्मणतामेति ब्राह्मणश्चैति शूद्रताम् । क्षत्रियाज्जातमेवन्तु विद्याद्वैश्यात्तथैव च ॥२॥ मनुस्मृ० अ०**

અર્થ—ધર્માચરણ વડે નીચવર્ણનો મનુષ્ય ઉત્તમ ઉત્તમ વર્ણને પ્રાપ્ત થાય છે. અને તે વર્ણના જે જે કર્ત્તવ્ય અધિકાર રૂપ કર્મ છે તે સર્વ ગુણકર્મ તે પુરૂષ અથવા સ્ત્રીને પ્રાપ્ત થાય છે ૧ એજ પ્રમાણે ઉત્તમ વર્ણનો પુરૂષ અથવા સ્ત્રી નીચ વર્ણને પ્રાપ્ત થાય છે અને તે તે વર્ણના અધિકાર અને કર્મોનો કર્તા થાય છે ૨ ઉત્તમ ગુણકર્મ તથા સ્વભાવવાળો શૂદ્ર, વૈશ્ય, ક્ષત્રિય અથવા બ્રાહ્મણ અને વૈશ્ય, ક્ષત્રિય તથા બ્રાહ્મણ અને ક્ષત્રિય, બ્રાહ્મણ વર્ણના અધિકાર અને કર્મોને પ્રાપ્ત થાય છે તેમજ નીચ કર્મ અને ગુણો વડે બ્રાહ્મણ હોય ને ક્ષત્રિય અથવા શૂદ્ર, ક્ષત્રિય વૈશ્ય તથા શૂદ્ર અને વૈશ્ય શૂદ્ર વર્ણના અધિકાર તથા કર્મોને પ્રાપ્ત થાય છે. ૩.

આજ પ્રમાણે વર્ણ વ્યવસ્થા થવાથી પક્ષપાત ન થતા સર્વ વર્ણો ઉત્તમ રહે છે અને ઉત્તમ રહેવાનો તથા બનવાનો પ્રયત્ન કરે છે. ઉત્તમ વર્ણવાળો નીચ થવાના ભયથી અશુભ કર્મો છોડી ઉત્તમ કર્મોજ કર્યા કરે છે, અને તેથી સંસારની સારી ઉન્નતિ થાય છે. આર્યાવર્ત દેશમા જ્યા સુધી આ પ્રમાણે વર્ણવ્યવસ્થા રહી ત્યાસુધી દેશની ઉન્નતિ હતી. હજીપણ એજ પ્રમાણે થવુ જોઇએ કે જેથી આર્યાવર્ત દેશવાસીઓ પોતાની પૂર્વાવસ્થાને પ્રાપ્ત થઇ આનદિત થાય.

હવે વધુ તથા વર એક બીજાના ગુણકર્મ તથા સ્વભાવની પરીક્ષા આગળ લખ્યા પ્રમાણે કરે બનેનુ સમાન શીલત્વ, સમાન બુદ્ધિ, સમાન આચાર, સમાનરૂપાદિ ગુણ, અહિંસકતા, સત્ય મધુરભાષણ, કૃતજ્ઞતા, દયાળુતા, અહંકાર, મત્સર, ઇર્ષ્યા, કામ ક્રોધનો ત્યાગ, નિર્લોભતા, દેશનો સુધાર, વિદ્યા ગ્રહણ, સત્યોપદેશ કરવામા નિર્ભયતા, ઉત્સાહ કપટ દ્યૂત, ચોરી, મદ્ય, માસાહારાદિ દોષોનો ત્યાગ તથા ગૃહકાર્યોમા અતિ ચતુરતા હોવી જોઇએ. પ્રાત સાય જ્યારે જ્યારે મળે અથવા પરદેશથી આવીને મળે ત્યારે ત્યારે "નમસ્તે" એ વાક્યથી પરસ્પર નમસ્કાર કરી સ્ત્રીએ પતિના ચરણ સ્પર્શ, પાદ પ્રક્ષાલન તથા આસનદાન કરવા; અને બંને જણે પરસ્પર પ્રેમ વધારનારા વચનાદિ વ્યવહારોથી વર્તી આનંદ ભોગવવો. વરના શરીર કરતા સ્ત્રીનું શરીર પાતળું અને પુરૂષના ખભાની ઉચાઇ જેટલી સ્ત્રી ઊંચાઇમા અર્થાત્ પુરૂષના ખભાસુધી સ્ત્રીનું માથું આવવું જોઇએ તત્પશ્ચાત્ આતરીય પરીક્ષા સ્ત્રી પુરૂષે વચનાદિ વ્યવહારદ્વારા કરવી.

**ओ३म् ऋतमग्रे प्रथमं जज्ञ ऋते सत्यं प्रतिष्ठितम् । यदियं कुमार्यभिजाता तदियमिह प्रतिपद्यताम् यत्सत्यं तद्दृश्यताम् ॥ सौत्रमन्त्रः ॥**

અર્થ —જ્યારે વિવાહ કરવાનો સમય નક્કી થઇ જાય ત્યારે કન્યા ચતુર પુરૂષોની મારફત વરની અને વર ચતુર સ્ત્રિયોદ્વારા કન્યાની પરોક્ષમા પરીક્ષા કરાવે, તત્પશ્ચાત્ ઉત્તમ વિદ્વાન્ સ્ત્રી પુરૂષોની સભા કરીને બન્ને જણે સંવાદ કરવો કે હે સ્ત્રિ વા પુરૂષ! આ જગતની પૂર્વે ઋત્ યથાર્થ સ્વરૂપ મહત્તત્વ ઉત્પન્ન થયું હતું; અને તે મહત્તત્વમાં સત્ય-ત્રિગુણાત્મક નાશ રહિત પ્રકૃતિ પ્રતિષ્ઠિત છે. જેવી રીતે પુરૂષ અને પ્રકૃતિના યોગથી આખા જગતની ઉત્પત્તિ થઇ છે તેવી રીતે હું કુમારી અથવા હું કુમાર પુરૂષ આ સમયે આપણા

બન્નેનો વિવાહ કરવાની સત્યપ્રતિજ્ઞા કરું છું, તેને આ કન્યા તથા હું વર પ્રાપ્ત થઇએ અને પોતાની પ્રતિજ્ઞાને સત્ય કરવાને માટે દૃઢોત્સાહી રહીએ.

વિધિ —જ્યારે કન્યા રજસ્વલા થઇ પૃષ્ઠ ૧૧૮ મા લખ્યા પ્રમાણે શુદ્ધ થઇ જાય ત્યારે જે દિવસે ગર્ભાધાનની રાત્રિ નિશ્ચિત કરી હોય તે રાત્રિમા વિવાહ કરવાને માટે પ્રથમથીજ સર્વ સામગ્રી એકઠી કરી રાખી મુકવી અને પ્રથમ લખ્યા પ્રમાણે યજ્ઞશાલા, વેદી, ઋત્વિક, યજ્ઞપાત્ર, શાકલ્ય આદિ સર્વ સામગ્રી શુદ્ધ કરીને રાખવાં ઉચિત છે પશ્ચાત્ એક* ઘડી માત્ર રાત્રિ ગયા બાદ —નિમ્ન મત્રો વડે સુગંધિત શુદ્ધ જલથી પૂર્ણ કલશોને લઇ વધુ તથા વરે સ્નાન કરી પશ્ચાત્ ઉત્તમ વસ્ત્રાલંકાર ધારણ કરી ઉત્તમ આસનપર પૂર્વાભિમુખે કન્યાએ બેસવુ

**ओ३म् कामवेद ते नाममदो नामासि समानयामु॑ᳫ सुराते अभवत् । परमत्र जन्माग्ने तपसो निर्मितोऽसि स्वाहा ॥ १ ॥ ओ३म् इमं त उपस्थं मधुना स॑ᳫ सृजामि प्रजापतेर्मुखमेतद्द्वितीयम् तेन पु॑ᳫसोभिभवासि सर्वानवशान् वशिन्यसि राज्ञि स्वाहा ॥ २ ॥ ओ३म् अग्निं क्रव्यादम कृण्वन् गृहाणाः स्त्रीणामुपस्थमृषयः पुराणाः । तेनाज्यमकृण्व॑ᳫ स्त्रैशृङ्गं त्वयि तद्दधातु स्वाहा ॥ ३ ॥**

**सामवेद मं० ब्रा० प्रपा० १ खं० १ मं० २–३**

તત્પશ્ચાત્ પૃષ્ઠ ૩ થી ૧૮ સુધીમા લખ્યા પ્રમાણે ઇશ્વરસ્તુતિ, પ્રાર્થનોપાસના, સ્વસ્તિવાચન, શાંતિ પ્રકરણાદિ કરવા પશ્ચાત્ નીચે પ્રમાણે અગ્ન્યાધાન આદિ ક્રિયા કરવી.—

---

* જો અર્ધી રાત્રીસુધીમા વિધિ પૂરો ન થઇ શકે તેમ હોય તો મધ્યાન્હોત્તર અર્થાત ત્રીજા પહોરે આરંભ કરવો કે જેથી મધ્યરાત્રિ સુધીમા વિવાહ વિધિ પૂરો થઇ જાય

**(कामवेद०)** હે કામદેવ ! તારૂં નામ આખુ જગત્ જાણે છે તુ મદકર નામથી પ્રસિદ્ધ છે તું અને આ તારા અર્થને માટે ઉત્પન્ન થયેલી કન્યા પણ સુરા સમાન (મદકારિણી) છે તે કન્યાની પ્રાપ્તિ મને કરાવ, હે કામાગ્ને! તારૂ મૂળ આ સ્ત્રીજાતિમાજ છે તું પુરૂષાર્થની સિદ્ધિ કરાવનાર છે

**(इमन्त०)** હે કન્યકે ! આ તારી આનંદેંદ્રિયોને મધુર જલ વડે મારી સાથે યોજુ છુ. તે પ્રજાપતિના બીજા મુખ સમાન છે તેનાજ પ્રભાવવડે વશમા નહી આવનારા પુરૂષો પણ વશ થાય છે હે કાન્તિમતિ ! તુ સર્વકામનાઓની સ્વામિની છે.

**( अग्निक्रव्याद० )** હે કન્યે ! સતાનોત્પત્તિરૂપ યજ્ઞમા તત્વદર્શી, પુરાતન ઋષિયોએ સ્ત્રી જાતિની ઉપસ્થેન્દ્રિયને હવ્યવાહક અગ્નિની ઉપમા આપી છે અને જગત્સ્રષ્ટા જેનો અધિષ્ઠાતા છે તેવા શુક્ર (વીર્ય) ને ધૃતની ઉપમા આપેલી છે હે કન્યે ! તારો પતિ તે શુક્ર તારામા સ્થાપે

પ્રથમ મૂર્ભુવ. સ્વઃ ॥ આ મંત્રનું ઉચ્ચારણ કરી દ્વિજને ત્યાથી અગ્નિ લાવી અથવા તો ઘૃતનો દીપક સળગાવી તેના વડે કપુર સળગાવી એક તામ્ર પાત્રમા નાની નાની સમિધાઓ મૂકી તેમા તે કપૂર મુકીને સળગાવવુ પછી તે પાત્રને યજમાન અથવા પુરોહિતે નીચેનો મત્ર બોલી યજ્ઞકુંડમા તે અગ્નિનુ સ્થાપન કરવુઃ--

**ओ३म् भूर्भुवः स्वर्द्यौरिव भूम्ना पृथिवीवंव्वरिम्णा । तस्यास्ते पृथिवी देवयजनि पृष्ठेऽग्निमन्नादमन्नाद्यायादधे ॥ १ ॥ यजुः० अ० ३ मं० ५**

ત્યારબાદ તે અગ્નિ ઉપર સમિધાના બારીક ટુકડા તથા થોડોક કપૂર મૂકી નિમ્નલિખિત મત્ર વડે વ્યજનથી અગ્નિ પ્રદિપ્ત, કરવો —

**ओ३म् उद्बुध्यस्वाग्ने प्रति जागृहि त्वमिष्टापूर्त्ते सꣳसृजेथामयं च । अस्मिन्त्सधस्थेऽअध्युत्तरस्मिन् विश्वेदेवा यजमानश्च सीदत ॥ यजुः० अ० १५ मं० ५४**

સમિધાઓમા અગ્નિ પ્રવિષ્ટ થવા લાગે એટલે ચદન અથવા બીજી કોઈ સમિધ વૃક્ષની ત્રણ સમિધાઓ આઠ આઠ આગળની લઇને તેને ઘૃતમા બોળી નીચેના મત્રો વડે એક એક સમિધાઓ અગ્નિમા અર્પવી —

**ओ३म् अयं त इध्म आत्मा जातवेदस्तेनेध्यस्ववर्धस्व चेद्ध वर्धय चास्मान् प्रजया पशुभिर्ब्रह्मवर्चसेनान्नाद्येन समेधय स्वाहा ॥ इदमग्नये जातवेदसे—इदन्न मम ॥ १ ॥**

આ મત્ર વડે એક—

**ओ३म् समिधाग्निं दुवस्यत घृतैर्बोधयतातिथिम् । आस्मिन् हव्या जुहोतन स्वाहा ॥ इदमग्नये इदन्न मम ॥ २ ॥ सुसमिद्धाय शोचिषे घृतं तीव्रं जुहोतन । अग्नये जातवेदसे स्वाहा ॥ इदमग्नये जातवेदसे—इदन्न मम ॥ ३ ॥ यजु० अ० ३ मं० १–२**

આ બને મત્રો વડે બીજી

**ओ३म् तन्त्वा समिद्भिरङ्गिरो घृतेन वर्द्धयामसि । बृहच्छोचा यविष्ठ्य स्वाहा ॥ इदमग्नयेऽङ्गिरसे—इदन्न मम ॥ यजुः अ० ३ मं० ३**

આ મત્ર વડે ત્રીજી સમિધાની આહુતિ આપવી તથા વેદિની સમીપમાં પૂર્વોક્ત રીતે સ્થાલીપાક આદિ વિવાહોપયોગી વસ્તુઓ પ્રથમથી તૈયારી મૂકવી. એજ પ્રમાણે વરે પણ પોતાના ઘર આગળ ઉત્તમ વસ્ત્રાલંકાર પહેરી યજ્ઞશાળામા ઉત્તમાસન ઉપર પૂર્વાભિમુખે બેસી પૂર્વોક્ત ×ઇશ્વરસ્તુતિ પ્રાર્થનોપાસના, સ્વસ્તિવાચન તથા શાતિપાઠ કરી વધુને ઘેર જવાની

× વિવાહમાં આવેલા સ્ત્રીપુરૂષોએ પણ એકાગ્રચિત્ત થઇ ઇશ્વરનું ચિંતન કરવું.

તૈયારી કરે. (અર્થાત્ વિવાહકાર્યમા આવેલા મનુષ્યો સહિત પોતાને ઘેરથી વધુને ત્યાં વાજતે ગાજતે જાય) અને વધુ પક્ષના માણસો તેને સામા લેવા આવે જે વખતે વર વધુના ઘરમા પ્રવેશ કરે તે વખતે વધુ તથા કાર્યકર્તા મધુપર્ક આદિ વડે તેનું આતિથ્ય નીચે પ્રમાણે કરે. એની રીત એમ છે કે વર વધુના ઘરમાં પ્રવેશ કરી પૂર્વાભિમુખે ઉભો રહે અને વધુ અથવા કાર્યકર્તા વરની સમીપ ઉત્તરાભિમુખે ઉભા રહી બોલે કે—

**साधु भवानास्तामर्चयिष्यामो भवन्तम् । सौत्रमन्त्रः ॥**

વરે તેને નીચેનું વાક્ય બોલી પ્રત્યુત્તર આપવો—

**ओ३म् अर्चय ॥ सौत्रमन्त्रः ॥**

પછી વધુ તથા કાર્યકર્તાએ વરને માટે જે ઉત્તમ આસન નક્કી કર્યું હોય તેને વધુ હાથમા લઇ વરની પાસે ઉભા રહે અને નીચે પ્રમાણે બોલી તે આસન વરને આપે

**ओ३म् विष्टरो विष्टरो विष्टरः प्रतिगृह्यताम् ॥ सौत्रमन्त्रः ॥**

આ ઉત્તમ આસનનું આપ ગ્રહણ કરો વરે નીચે પ્રમાણેનો જવાબ આપી તે ગ્રહણ કરવું.

**ओ३म् प्रतिगृह्णामि ॥ सौत्रमन्त्रः ॥** હું ગ્રહણ કરું છું

વરે વધુના હાથમાથી આસન લઇ તેને પાટલા ઉપર પાથરી સભા મંડપમા પૂર્વાભિમુખે બેસીને નીચેનો મંત્ર બોલવોઃ—

**ओ३म् वर्ष्मोऽस्मि समानाना मुद्यन्तमिव सूर्यः । इमन्तमभितिष्ठामि यो मा कश्चाभिदासति ॥ सौत्रमन्त्रः ॥**

તત્પશ્ચાત્ કાર્યકર્તાએ એક સુંદર પાત્રમા જલ ભરી કન્યાના હાથમા આપવુ અને કન્યાએ તે પાત્ર નીચેનો મંત્ર બોલી વરની આગળ મૂકવુ —

**ओ३म् पाद्यं पाद्यं पाद्यं प्रतिगृह्यताम् ॥**

વરે નીચે પ્રમાણે બોલી તે પાત્રનું ગ્રહણ કરવું—

**ओ३म् प्रतिगृह्णामि ॥ सौत्रमन्त्रः ॥**

---

(**साधु०**) હે શ્રેષ્ઠ પુરૂષ! આપ બેસો અમે આપનો સત્કાર કરીએ

(**अर्चय०**) ભલે સત્કાર કરો.

(**वर्ष्मोऽस्मि०**) સૂર્ય આગળ જેમ બીજા પ્રકાશનો લોપ થાય છે તેમ મારી સ્પર્ધા કરનારા શત્રુનો મારી સામે નાશ થાઓ જેમ આ આસન મારી નીચે હોઇ હું આસનારૂઢ છુ, તેમજ મને દુઃખ દેનારો દુષ્ટ મારી નીચે પડો અર્થાત્ હે પરમાત્મન્ તેનો નાશ થાઓ.

(**पाद्यम्०**) હે આર્ય! આ પાદ પ્રક્ષાલનને માટે પાણી છે આપ તેનુ ગ્રહણ કરો.

વરે પાણીનું પાત્ર હાથમાં લઇ નીચેનો મંત્ર બોલી પોતાના * પગનું પ્રક્ષાલન કરવું.—

**ओ३म् विराजो दोहोऽसि विराजो दोहमशीय मयि पाद्यायै विराजो दोहः ॥ सौत्रमन्त्रः**

તત્પશ્ચાત્ ફરીથી બીજું પાત્ર પાણીથી ભરીને કાર્યકર્તાએ નીચેનો મંત્ર બોલી વરને આપવું

**ओ३म् अर्घोऽर्घोऽर्घः प्रतिगृह्यताम् ॥ सौत्रमन्त्रः ॥**

વરે નિમ્ન મંત્ર બોલી તે પાત્રને ગ્રહણ કરવું

**ओ३म् प्रतिगृह्णामि ॥ सौत्रमन्त्रः ॥**

અને પાત્ર હાથમા લઇ તે વડે પોતાના મુખનું પ્રક્ષાલન કરવું પશ્ચાત્ મુખ ધોઇને નીચેનો મંત્ર બોલવો —

**ओ३म् आपस्थ युष्माभिः सर्वान्कामानवाप्नवानि । ओ३म् समुद्रं वः प्रहिणोमि स्वां योनिमभिगच्छत । अरिष्टास्माकं वीरा मा परासेचिमत्पयः ॥ सौत्रमन्त्रः ॥**

ઉપર પ્રમાણે બોલીને વેદીના પશ્ચિમ ભાગમા બિછાવેલા આસન ઉપર પૂર્વાભિમુખે બેસવું તત્પશ્ચાત્ કાર્યકર્તાએ એક સુંદર ઉપપાત્ર જલથી પૂર્ણ ભરી તેમા આચમની મૂકી નીચેના મંત્ર વડે વરને આપવુ —

**ओ३म् आचमनीयमाचमनीयमाचमनीयं प्रतिगृह्यताम् ॥ सौत्रमन्त्रः ॥**

વરે તે નિમ્ન વાકય બોલી ગ્રહણ કરવું—

**ओ३म् प्रतिगृह्णामि ॥ सौत्रमन्त्रः ॥**

પછી તે પાત્ર પોતાની સામે મૂકી તેમાથી આચમની વડે જમણા હાથમા જેટલુ આગળીઓના મૂળ સૂધી પહોચે તેટલું જલ લઇ નીચેનો મંત્ર બોલી ત્રણ આચમન કરવા -

---

* જો ઘરનું પ્રવેશ દ્વાર પૂર્વાભિમુખ હોય તો વરે ઉત્તરાભિમુખે અને વધુ તથા કાર્યકર્તાએ પૂર્વાભિમુખે ઉભા રહીને જો બ્રાહ્મણ વર્ણ હોય તો પ્રથમ જમણો અને પછી ડાબો અને અન્ય ક્ષત્રિયાદિવર્ણો હોય તો પ્રથમ ડાબો અને પછી જમણો પગ ધોવો.

( **विराजो०** ) પ્રાણીમાત્રનુ જીવન અને શોભા આપની છે તે ઇશ્વર કૃપાથી મને સદા સુખ તથા શોભાદાયક થાઓ.

( **अर्घोऽर्घो०** ) આ અર્ઘને માટે અર્થાત્ મુખ પ્રક્ષાલન માટે પાણી લો.

( **आपस्थ०** ) આ જલ મને સદા હિતકારક થઇ ઇશ્વર કૃપાથી મારી સર્વ ન્યાયી અને પરોપકારી કામનાઓ સિદ્ધ થાઓ. સમુદ્ર આ જલનો આગમ છે તે સર્વદા પૂર્ણ હો, આ ઉત્તમ જીવન મને સર્વથા આરોગ્યકારક થાઓ

( **आचमनीय०** ) આચમનને માટે આ જલ લો.

**ओ३म् आमागन् यशसा सꣳसृज वर्चसा। तंमा कुरु प्रियं प्रजानामधिपतिं पशूनामरिष्टिंतनूनाम् ॥ सौत्रमन्त्रः ॥**

પશ્ચાત્ કાર્યકર્તા મધુપર્ક હાથમા લઇ નિમ્ન વાક્ય બોલી વરને આપે

**ओ३म् मधुपर्को मधुपर्को मधुपर्कः प्रतिगृह्यताम् ॥ सौत्रमन्त्रः ॥**

વરે તે હાથમા લઇ કહેવુ કે —

**ओ३म् प्रतिगृह्णामि ॥ सौत्रमन्त्रः ॥**

પશ્ચાત્ નીચેનો મંત્ર બોલી મધુપર્કના તરફ જોઇ બોલવુ કે —

**ओ३म् मित्रस्य त्वा चक्षुषा प्रतीक्षे ॥**

ત્યારબાદ નીચેનો મંત્ર બોલી મધુપર્કના પાત્રને ડાબા હાથમા લેવુ —

**ओ३म् देवस्य त्वा सवितुः प्रसवेऽश्विनोर्बाहुभ्या पूष्णो हस्ताभ्यां प्रतिगृह्णामि ॥**

હાથમા લીધા પછી નીચેના ત્રણ મંત્રો બોલી મધુપર્ક તરફ જોવુ —

**ओ३म् भूर्भुवः स्वः। मधुवाता ऋतायते मधुक्षरन्ति सिन्धवः। माध्वीर्नस्सन्त्वोषधीः ॥१॥ ओ३म् भूर्भुवः स्वः। मधु नक्तमुतोषसो मधुमत्पार्थिवं रजः। मधुद्यौरस्तु नः पिता ॥२॥ ओ३म् भूर्भुवः स्वः। मधुमान्नो वनस्पतिर्मधुमा अस्तु सूर्यः। माध्वी र्गावो भवन्तु नः ॥३॥ मनुः अ० १३ मं० २७–२८–२९**

ઉપર પ્રમાણે અવલોકન કર્યા પછી નીચેના મંત્રવડે જમણા હાથની અનામિકા અને અંગુષ્ઠ એ બે આગળાવડે મધુપર્કને ત્રણવાર વલોવવુ —

---

(**आमागन्**) આ ઉત્તમ જીવનથી મારી શરીર કાંતી સતેજ અને પ્રફુલ્લિત થાઓ. ઇશ્વર કૃપાથી સર્વ લોક મારા પરમ મિત્ર થાઓ ઉત્તમ સંતતિ અને સંપત્તિ મને પ્રાપ્ત થઇ મારી માનસિક અને શારીરીક સંપત્તિ ઉત્તમ પ્રકારની રહો

(**मधुपर्क**) આ મધુપર્કનું આપ ગ્રહણ કરો

(**मित्रस्य**) હે પરમકૃપાળુ ભગવન્! આપની કૃપાથી આ મધુપર્ક મને આરોગ્યકારક થાય અને મારી મનોવૃત્તિ ભૂતમાત્ર પ્રત્યે સૌમ્ય-દ્વેષરહિત રહે

(**देवस्य०**) મંત્રનો અર્થ આવી ગયો છે

(**मधुवाता०**) હે પરમાત્મન્! આપની કૃપાથી વાયુ મને સુગંધયુક્ત, મધુર તથા પુષ્ટિકારક થાઓ, સમુદ્ર, નદી આદિ જલ સંચયો રસપૂર્ણ અને સુખદાયક થાઓ, અને સર્વ વનસ્પતિઓ આરોગ્યકારક થાઓ

(**मधुनक्त**) હે ભગવન્! રાત્રિ દિવસ, સૂર્યાદિ પ્રકાશક ગોળ, પૃથ્વી, કિરણો ઇત્યાદિ પદાર્થો મને સુખદાયી થાઓ

(**मधुमान्०**) હે જગદીશ્વર! સર્વ, વનસ્પતિ, તથા ગવાદિ પશુઓ અમને સુખદાયક થાઓ.

ओ३म् नमः श्यावास्यायान्नशने यत्त आविद्धं तत्ते निष्कृन्तामि ॥ सौत्रमन्त्रः ॥

એ પ્રમાણે વલોવી તે મધુપર્કમાંથી વરે પોતાની આંગળી વડે નીચેના મંત્રો બોલી જુદી જુદી દિશાઓમાં છાંટવું —

ઓ૩મ્ वसवस्त्वा गायत्रेण छन्दसा भक्षयन्तु ॥ सौत्रमन्त्रः ॥

પૂર્વ દિશામાં

ओ३म् रुद्रास्त्वा त्रैष्टुभेन छन्दसा भक्षयन्तु ॥ सौत्रमन्त्रः ॥

દક્ષિણ દિશામાં

ओ३म् आदित्यास्त्वा जागतेन छन्दसा भक्षयन्तु ॥ सौत्रमन्त्र ॥

પશ્ચિમમાં અને

ओ३म् विश्वेत्वा देवा आनुष्टुभेन छन्दसा भक्षयन्तु ॥ सौत्रमन्त्रः ॥

ઉત્તર દિશામાં, પછી પાત્રના મધ્યભાગમાંથી લઈ નિમ્ન મંત્ર બોલી ત્રણવાર ઉપર ફેંકવું.

ओ३म् भूतेभ्यस्त्वा परिगृह्णामि ॥ सौत्रमन्त्रः ॥

તત્પશ્ચાત્ તે મધુપર્કના ત્રણ ભાગ કરી કાંસાના ત્રણ પાત્રોમાં નાખી જમીન ઉપર ત્રણે પાત્રો પોતાની સન્મુખ મૂકવા; અને નીચેનો મંત્ર એકવાર બોલી એક એક ભાગમાંથી વરે થોડું થોડું અથવા સઘળું પ્રાશન કરવું —

ओ३म् यन्मधुनो मधव्यं परमꣳरूपमन्नाद्यम् । तेनाहं मधुनो मधव्येन परमेण रूपेणान्नाद्येन परमो मधव्योऽन्नादोऽसानि ॥

ત્યારબાદ તે પાત્રોમાં રહેલું ઉચ્છિષ્ટ મધુપર્ક પોતાના કોઈ સેવકને આપી દેવું અથવા તો જલમાં નાખી દેવું, અને નીચેના એકએક મંત્ર વડે કરીને બે આચમન કરવાં —

ओ३म् अमृतापिधानमसि स्वाहा ।

ओ३म् सत्यं यशः श्रीर्मयि श्रीः श्रयतां स्वाहा ॥ सौत्रमन्त्र ॥

તત્પશ્ચાત્ વરે નિમ્નલિખિત મંત્રોવડે ચક્ષુરાદિ ઇન્દ્રિયોનો જલ વડે સ્પર્શ કરવો —

ओ३म् वाङ्म आस्येऽस्तु ॥ મુખ.

ओ३म् नसोर्मे प्राणोस्तु ॥ નાક,

---

(वसवस्त्वा० भूतेभ्यस्त्वा०) વસુ, રુદ્ર, આદિત્ય, વિશ્વેદેવાદિ સર્વ નાના મોટા વિદ્વજ્જનને અને બીજા પ્રાણીમાત્રને ઇશ્વર કૃપાથી આ મધુપર્ક આરોગ્યકારક અને સુખવર્દ્ધક થાઓ.

(यन्मधुनो०) આ મધુપર્ક સેવનથી ઇશ્વિર મારા શરીરની કાંતિ ઉત્તમ તથા તેને પોષણ અને આરોગ્ય પ્રાપ્ત થાઓ, અને મારી મનોવૃત્તિ સદા ન્યાયી, સદ્ધર્મી અને સુશીલ રહો.

ओ३म् अक्ष्णोर्मे चक्षुरस्तु ॥ આંખો.

ओ३म् कर्णयोर्मे श्रोत्रमस्तु ॥ કાન.

ओ३म् बाह्वोर्मे बलमस्तुः ॥ બંને બાહુ.

ओ३म् ऊर्वोर्मेऽओजोऽस्तु બંને જાંગ.

ओ३म् अरिष्टानि मे अङ्गानितनूस्तन्वा मे सह सन्तु ॥ આખા શરીરપર.

તત્પશ્ચાત્ કન્યાએ નીચેના વાકય વડે વરને વિનતી કરી પોતાની શકત્યનુસાર યોગ્ય હોય તેટલું દ્રવ્ય ગોદાનાદિ આપવું—

ओ३म् गौर्गौर्गौः प्रतिगृह्यताम् ॥ सौत्रमन्त्रः ॥

વરે નિમ્ન વાકય બોલી તે પદાર્થનું ગ્રહણ કરવું.—

ओ३म् प्रतिगृह्णामि ॥ सौत्रमन्त्रः ॥

ઉપર પ્રમાણે મધુપર્ક વિધિ યથાવત્ કરી વધૂ તથા કાર્યકર્ત્તાએ વરને* સભામંડપસ્થ સ્થાનમાથી ઘરમા લઇ જઈ શુભાસન ઉપર પૂર્વાભિમુખે બેસાડી વરની સામે પશ્ચિમાભિમુખે વધુને બેસાડવી અને પછી કાર્યકર્તા યજમાને ઉતરાભિ મુખે બેસીને નિમ્ન વાકય બોલી વરનો જમણો હાથ ચત્તો રાખી તેના હાથમા વધુનો જમણો હાથ પણ ચત્તોજ રાખી મૂકવો

ओ३म् अमुक ×गोत्रोत्पन्नामिमाममुकनाम्नी †मलङ्कृतां कन्यां प्रतिगृह्णातु भवान् ॥ सौत्रवाक्यम् ॥

પશ્ચાત્ વરે નીચે પ્રમાણે બોલવુ—

ओ३म् प्रतिगृह्णामि ॥

પશ્ચાત્ નિમ્ન મંત્ર વડે વરે કન્યાને ઉતમ વસ્ત્ર આપવું

ओ३म् जरां गच्छ परिधत्स्व वासो भवाकृष्टीनामभिशस्तिपावा । शतं च जीव शरदःसुवर्चा रयिं च पुत्राननुसंव्ययस्वायुष्मतीदं परिधत्स्व वासः ॥ सौत्रमन्त्रः ॥

---

* જો સભામંડપસ્થાન ન કર્યું હોય તો જે ઘરમા મધુપર્કનો વિધિ કર્યો હોય તે ઘરમાથી બીજા ઘરમા વરને લઇ જવો

× अमुक એ પદના સ્થાનમા જે ગોત્ર અથવા કુળમાં સ્રી ઉત્પન્ન થઇ હોય તે નામ બોલવુ, જેમકે કોઇ કન્યા અત્રિ ગોત્રમા ઉત્પન્ન થઇ હોય તો अत्रिगोत्रोत्पन्ना ઇત્યાદિ

† "अमुकनाम्नीम्" ના સ્થાનમા કન્યાનું નામ દ્વિતીયા વિભકત્યન્ત બોલવુ જેમકે કોઇ કન્યાનુ નામ शारदा હોય તો शारदानाम्नीम् અથવા शारदाम् એ પ્રમાણે બોલવુ

(जरां गच्छ०) હે ગુણવાન્ વધુ! ઇશ્વરકૃપાએ તુ પુર્ણ આયુષી થા, આ વસ્ત્ર પરિધાન કર, પ્રીતિવતી અને પતિવ્રતા થજે, સૌંદર્ય, તેજ તથા સંતતિ અને સંપતિ સર્વ તને પ્રાપ્ત થાઓ.

તત્પશ્ચાત્ નિમ્નલિખિત મંત્ર બોલીને વરે વધુને ઉપવસ્ત્ર ( પછેડી ) આપવું —

**ओ३म् या अकृन्तन्नवयं या अतन्वत याश्चदेवीस्तन्तूनभितो ततन्थ । तास्त्वा देवीर्जरसे संव्ययस्वायुष्मतीदं परिधत्स्व वासः ॥ साम० मंत्र ब्रा० प्र० १ खं० १ मं० ५**

આ ઉપવસ્ત્રને સ્ત્રીએ યજ્ઞોપવીતવત્ ધારણ કરવું અને નીચેનો મંત્ર બોલી વરે અધોવસ્ત્ર ધારણ કરવું —

**ओ३म् परिधास्यै यशोधास्यै दीर्घायुत्वाय जरदष्टिरस्मि । शतं च जीवामि शरदः पुरूची रायस्पोषमभिसंव्ययिष्ये ॥**

તત્પશ્ચાત્ નિમ્નલિખિત મંત્ર બોલીને વરે ધોતીઉં ધારણ કરવું —

**ओ३म् यशसा मा द्यावापृथिवी यशसेन्द्रा बृहस्पती । यशो भगश्च मा विदद्यशो मा प्रतिपद्यताम् ॥**

આ પ્રમાણે વધુ તથા વર વસ્ત્ર પરિધાન કરી તૈયાર થઇ જાય તેટલા વખતમા કાર્ય-કર્તા અથવા બીજા કોઇએ યજ્ઞમંડપમા જઇને યજ્ઞકુંડની સમીપમા જઇ યજ્ઞકુંડમાના અગ્નિને પ્રદીપ્ત કરવો, અને આહુતિને માટે સુગન્ધિત કરેલું ઘી અગ્નિના ઉપર ગરમ કરી કાસાના પાત્રમાં કાઢી તૈયાર રાખવુ તથા સ્રુવો આદિ હોમના પાત્ર, શુદ્ધ જળપાત્ર ઇત્યાદિ સામગ્રી યજ્ઞકુંડની પાસે એકઠી કરી મૂકવી પછી વરપક્ષના એક પુરૂષે શુદ્ધ વસ્ત્ર ધારણ કરી એક જળથી ભરેલો કળસ લઇ યજ્ઞકુંડની પરિક્રમા કરી કુંડના દક્ષિણ ભાગમા ઉતરાભિમુખે થઇ કલશસ્થાપન અર્થાત ભૂમિ ઉપર પોતાની આગળ મુકવો અને જ્યા સૂધી વિવાહવિધિ પૂરો ન થાય ત્યા સૂધી ઉતરાભિમુખે બેસી રહેવુ. એજ પ્રમાણે વર પક્ષના બીજા માણસે પોતાના હાથમા એક દંડ લઇને યજ્ઞકુંડના દક્ષિણ ભાગમા કાર્ય સમાપ્તિપર્યંત ઉતરાભિમુખે બેસવુ એજ પ્રમાણે વહુનો સગો ભાઇ અથવા તેના અભાવમા પિત્રાઇ ભાઇ અથવા મામા કે માશીના છોકરાએ ડાંગરની ધાણી અને શમી વૃક્ષના પાત્રા એ બંનેને મેળવી એક શુદ્ધ વાસના સૂપડામા લઇ યજ્ઞકુંડના પશ્ચિમ ભાગમા પૂર્વાભિમુખે બેસવુ તત્પશ્ચાત્ કાર્યકર્તાએ એક સપાટ શિલા કે, જે સુંદર લીસી હોય તેવી, તથા વધુ વરને બેસવાને માટે બે દર્ભાસન અથવા યજ્ઞિય તૃણાસન અથવા યજ્ઞિય વૃક્ષની છાલના કે જે પ્રથમથી તૈયાર કરી રાખ્યા હોય તે યજ્ઞકુંડની પાસે લાવી મુકવા. પશ્ચાત્ વસ્ત્ર ધારણ કરેલી કન્યાને કાર્યકર્તાએ વરની સન્મુખ લાવવી. આ સમયે વર તથા કન્યાએ નીચેનો મંત્ર બોલવો —

---

( याअकृन्तन्' ) હે દીર્ઘાયુષી વધુ ! સાધ્વી સ્ત્રીઓએ નિર્મેલા આ વસ્ત્રને પહેર અને તેઓના આશિર્વાદથી વૃદ્ધકાળ પર્યંત આખુ આયુષ્ય સુખથી ક્રમણ કર.

**ओ३म् समञ्जन्तु विश्वेदेवाः समापो हृदयानि नौ ॥ सं मातरिश्वा सं धाता समुदेष्ट्री दधातु नौ सा० मं० ब्रा० प्र० १ खं० २ मं० ९**

ત્યારબાદ વર પોતાના જમણા હાથ વડે વધુનો જમણો હાથ પકડીને નીચેનો મંત્ર બોલી ઘર બહાર મંડપસ્થાનમા યજ્ઞકુંડની સમીપ ( બંને જણ હાથ પકડીને ) આવે.

**ओ३म् यदेषि मनसा दूरं दिशोऽनुपवमानो वा । हिरण्यपर्णो वैकर्णः सत्वा मन्मनसां करोतु असौ* ॥ सौत्रमन्त्रः ॥**

બાદ નીચેના બે મંત્રો બોલીને બંને જણે યજ્ઞકુંડની પ્રદક્ષિણા કરી યજ્ઞકુંડના પશ્ચિમ ભાગમા પ્રથમથી સ્થાપન કરેલા આસનો ઉપર પુર્વાભિમુખે (વરની જમણી બાજુએ વધુ અને વધુની ડાબી બાજુએ વરે બેસવું.

**ओ३म् भूर्भुवः स्वः अघोरचक्षुरपतिघ्न्येधि शिवा पशुभ्यः सुमनाः सुवर्चाः । वीरसूर्देवृकामा स्योना शन्नो भव द्विपदे शं चतुष्पदे ॥ सा० मं० ब्रा० प्रपा० १**

---

( **समञ्जन्तु०** ) હે ( **विश्वेदेवाः** ) ( યજ્ઞશાલામા બેઠેલા વિદ્વાનો આપ અમને બંનેને ( **समञ्जन्तु** ) અમારી પ્રસન્નતાપૂર્વક ગૃહસ્થાશ્રમમા એકત્ર રહેવાને માટે એક બીજાનો સ્વીકાર કરનારા છીએ એમ નિશ્ચયપૂર્વક જાણો અને અમે ( **नौ हृदयानि** ) અમારા હૃદય ( **आप** ) જલની પેઠે સમાન ( **सम्** ) શાંત અને મળેલા રહેશે એમ સ્વીકારીએ છીએ જેમ ( **धाता** ) જગતૂધાતા પરમાત્મા સર્વમા ( **सम्** ) મળેલા છે અને જગતને ધારણ કરે છે તેમ અમે બન્ને એક બીજાને ધારણ કરીશુ જેમ ( **समुदेष्ट्री** ) ઉપદેશક શ્રોતાઓ ઉપર પ્રીતિ રાખે છે તેમ ( **नौ** ) અમારા બન્નેનો આત્મા એક બીજા સાથે દૃઢ પ્રેમ ( **दधातु** ) ધારણ કરો.

* ( **असौ** ) પદના સ્થાનમા કન્યાના નામનું ઉચ્ચારણ કરવુ હે વરાનને ! ( **यत् मनसा** ) તું જે તારી ઇચ્છાથી મને જેમ (**पवमान.**) પવિત્ર વાયુ ( **वा** ) અથવા જેમ ( **हिरण्यपर्णो** ) ( **वै कर्ण** ) તેજોમય જલ આદિને કિરણોદ્વારા ગ્રહણ કરનારો સૂર્ય ( **दूरम्** ) દૂરસ્થ પદાર્થો અને ( **दिशः तु** ) દિશાઓને પ્રાપ્ત થાય છે તેમ પ્રેમપુર્વક મને પ્રાપ્ત થાય છે તે તને ( **स** ) પરમેશ્વર ( **मन्मनसाम्** ) મારા મનને અનુકૂલ ( **करोतु** ) કરે, અને હે ( **वीर** ) વીર આપ જે, મનથી મને ( **यषो** ) પ્રાપ્ત થાઓ છો તેને જગદીશ્વર મારા મનને અનુકુલ સદા રાખે

( **अघोर** ) હે વરાનને ! ( **अपतिघ्नि** ) પતિની સાથે વિરોધ ન કરનારી, ( **ओम्** ) રક્ષણકર્તા, ( **भूः** ) પ્રાણદાતા, ( **भुव·** ) સર્વ દુઃખોને દૂર કરનાર ( **स्वः** ) સુખસ્વરૂપ અને સર્વને સુખના દાતા આદિ જેના નામ છે તે પરમાત્માની કૃપા અને પોતાના ઉત્તમ પુરૂષાર્થ વડે ( **अघोरचक्षु** ) પ્રિયદૃષ્ટિવાળી ( **एधि** ) થા ( **शिवा** ) મંગલકારિણી ( **पशुभ्यः** ) સર્વ પશુઓને સુખદાતા ( **सुमनाः** ) પવિત્રાન્તઃકરણયુક્ત પ્રસન્ન ચિત્ત ( **सुवर्चाः** ) સુંદર શુભ ગુણકર્મ સ્વભાવયુક્ત અને વિદ્યાવડે સુપ્રકાશિત ( **वीरसू** ) ઉત્તમ વીર પુરૂષોને જન્મ આપનારી ( **देवृकामा** ) દેવરની કામના કરનારી આ ઠેકાણે ( **देवकामा** ) એવો પાઠ કેટલેક ઠેકાણે છે અને તે વાસ્તવિક લાગે છે એ પ્રમાણે અર્થ કરતા ગૃહસ્થાશ્રમના પંચ યજ્ઞાનુકૂલ એટલે તેમાં

खं० २ मं० ११ ओ३म् भूर्भुवः स्वः। सा नः पूषा शिवतमामैरयस्व न ऊरू उशति विहर। यस्यामुशन्तः प्रहराम शेपं यस्यामुकामा बहवो निविष्टयै ॥ सौत्रमन्त्रः ॥

તત્પશ્ચાત્ વધુએ નીચેનો મંત્ર બોલવો:—

ओ३म् प्र मे पतियानः पन्थाः कल्पतां शिवा अरिष्टा पतिलोकं गमेयम् ॥
शा० मं० ब्रा० प्र० १ खं० १ मं० ८

ઉપરનો મંત્ર બોલ્યા પછી યજ્ઞકુંડની સમીપ દક્ષિણ ભાગમાં ઉત્તરાભિમુખે પુરોહિતની સ્થાપના કરવી. બાદ નીચેના મંત્રો વડે ત્રણ આચમન પુરોહિત, કાર્યકર્તા, વર, અને વધુ સઘળાઓએ કરવા

ओ३म् अमृतोपस्तरणमसि स्वाहा ॥ १ ॥
ओ३म् अमृतापिधानमसि स्वाहा ॥ २ ॥
ओ३म् सत्यं यशः श्रीर्मयि श्रीः श्रयतां स्वाहा ॥ ३ ॥

તત્પશ્ચાત્ સર્વેએ એક શુદ્ધ પાત્રમાં હસ્ત તથા મુખ પ્રક્ષાલન કરી પાત્ર દૂર મુકાવી હાથ તથા મોઢું કોરા કરી નિમ્ન મંત્ર વડે અગ્ન્યાધાન કરવું —

ओ३म् भूर्भुवः स्वर्द्यौरिव भूम्ना पृथिवी व वरिम्णा। तस्यास्ते पृथिवि देवयजनि पृष्ठेऽग्निमन्नादमन्नाद्यायादधे ॥ यजु० अ० ३ मं० ५

પછી નિમ્ન મંત્રો વડે ચંદન અથવા બીજા કોઇ સમિધ વૃક્ષની ત્રણ સમીધાઓ ધૃતમાં બોળીને અગ્નિમાં અર્પવી —

ओ३म् अयंत इध्मऽआत्मा जातवेद स्तेनेध्यस्व वर्धस्व चेद्ध वर्धय चास्मान् प्रजया पशुभिर्ब्रह्मवर्चसेनान्नाद्येन समेधय, स्वाहा ॥ इदमग्नये जातवेदसे—इदन्न मम ॥ આ બે મંત્રોવડે એક ओ३म् समिधाग्निं दुवस्यत घृतैर्बोधयतातिथिम्। आस्मिन्हव्या जुहोतन—स्वाहा ॥ इदमग्नये—इदन्न मम ॥ सुसमिद्धायशोचिषे

---

સહાયકારિણી એમ થાય છે (ભાષાંતર કર્તા) સુખયુક્ત થઇને (**न**) અમારા (**द्विपदे**) મનુષ્યાદિને માટે (**शम्-भव**) સુખ કરનારી થાઓ, અને (**चतुष्पदे**) ગવાદિ પશુઓને પણ (**शम्**) સુખદાત્રી થાય અને હું પતિ પણ તે પ્રમાણે વર્તું.

(**सा न.**) ઇશ્વર કૃપાથી એ સ્ત્રી મને પુષ્ટિકારક અને હિતકારિણી થાઓ તેના વડે મને ઉત્તમ સંતતિની પ્રાપ્તિ થાઓ અને વિષયાદિ અનેક સુખની પ્રાપ્તિ થાઓ તથા મને આનંદદાતા અને મનોવૃદ્ધિની એવી થાઓ

(**प्रमे पतियान०**) હે પાલક પરમાત્મન્! હું શુભ કલ્યાણમય, વિઘ્ન રહિત માર્ગે ચાલીને પતિકુલને પ્રાપ્ત થાઉં અર્થાત્ ત્યાં સુખ પામું અને સર્વ મને માન આપે તેવો માર્ગ દર્શાવ.

घृतं तीव्रं जुहोतन । अग्नये जातवेदसे स्वाहा ॥ इदमग्नये–जातवेदसे इदन्नमम ॥ આ બે મંત્રોવડે બીજી અને ओ३म् तन्त्वा समिद्भिरङ्गिरो घृतेन वर्द्धयामसि । बृहच्छोचा यविष्ठ्य स्वाहा ॥ इदमग्नयेऽङ्गिरसेइदन्नमम ॥ આ મંત્ર વડે ત્રીજી સમિધા આપવી

ત્યારબાદ નીચેના મંત્રો વડે યજ્ઞકુંડની ચારે દિશાઓમા જમણા હાથની અંજલી વડે જલ છાંટવું

ओ३म् अदितेऽनुमन्यस्व ॥ પૂર્વદિશામા ओ३म् अनुमतेऽनुमन्यस्व ॥ પશ્ચિમમા ओ३म् सरस्वत्यनुमन्यस्व ઉત્તરમા અને ओ३म् देव सवितः प्रसुव यज्ञं प्रसुव यज्ञपतिं भगाय । दिव्यो गन्धर्वः केतपूः केतं नः पुनातु वाचस्पतिर्वाचं नः स्वदतु ॥ ચારે બાજુ

ઉપર પ્રમાણે જલસેચન કર્યા પછી યજ્ઞકુંડમાની સમિધા બરાબર પ્રદીપ્ત થાય એટલે વધૂ વર, પુરોહિત તથા કાર્યકર્તાએ નીચેના મંત્રો વડે ચાર આધારાવાજ્ય તથા ચાર વ્યાહૃતિ આહુતિ ઘૃતની આપવી —

ओ३म् अग्नये स्वाहा ॥ इदमग्नये–इदन्न मम ॥

આ મંત્ર વડે વેદિના ઉત્તર ભાગના અગ્નિમા,

ओ३म् सोमाय स्वाहा ॥ इंद सोमाय–इदन्न मम ॥

આ મંત્ર વડે વેદિના દક્ષિણ ભાગના અગ્નિમા,

ओ३म प्रजापतये स्वाहा ॥ इंद प्रजापतये इदन्न मम ॥

ओ३म् इन्द्राय स्वाहा इदमिन्द्राय–इदन्न मम ॥

આ બે મંત્રો વડે વેદિની મધ્યમા બે આહુતિઓ આપવી ત્યારબાદ નીચેના મંત્રો વડે વ્યાહૃતિ આહુતિ આપવી —

ओ३म् भूरग्नये स्वाहा ॥ इदमग्नये–इदन्न मम

ओ३म् भुवर्वायवे स्वाहा ॥ इद वायवे-इदन्न मम ॥

ओ३म् स्वरादित्याय स्वाहा ॥ इदमादित्याय–इदन्न मम ॥

ओ३म् भूर्भुवः स्वरग्निवाय्वादित्येभ्यः स्वाहा ॥

इदमग्निवाय्वादित्येभ्य–इदन्न मम ॥

ત્યાર બાદ નીચેના મંત્રોવડે આઠ ઘૃતની આહુતિઓ આપવી —

ओ३म् त्वन्नोऽअग्ने वरुणस्य विद्वान् देवस्य हेडोऽअवयासिसीष्ठाः । यजिष्ठो वह्नितमःशोशुचानो विश्वाद्वेषांसि प्रमुमुग्ध्यस्मत स्वाहा ॥ इदमग्नी वरुणाभ्याम्— इदन्न मम ॥ ओ३म् स–त्वन्नोऽअग्नेऽवमो भवोती नेदिष्ठोऽअस्या उषसो व्युष्टौ ।

अवयक्ष्व नो वरुण रराणो श्रीहि मृडीकं सुमहो न एधि स्वाहा ॥ इदमग्नी वरुणाभ्याम्–इदन्न ॥ ओ३म् इमं मे वरुण श्रुधी हवमद्या च मृडय । त्वामवस्युरा चके स्वाहा ॥ इदंवरुणाय–इदन्न मम ॥ ओ३म् तत्वायामि ब्रह्मणा वन्दमानस्तदाशास्ते यजमानो हविर्भिः । अहेडमानो वरुणेह बोध्युरुशंस मान आयुः प्रमोषीः स्वाहाः ॥ इदं वरुणाय–इदन्न मम ॥ ओ३म् ये ते शतं वरुणं ये सहस्रं यज्ञियाः पाशा वितता महान्तः ॥ तेभिर्नोऽअद्यसवितोत विष्णुर्विश्वे मुञ्चन्तु मरुतः स्वर्काः स्वाहा ॥ इदं वरुणाय सवित्रे विष्णवे विश्वेभ्यो देवेभ्यो मरुद्भ्यः स्वर्केभ्य इदन्न मम ॥ ओ३म् अयाश्चाग्नेस्यनभिशस्ति पाश्च सत्यमित्त्वमयासि । अया नो यज्ञं वहास्यया नो धेही भेषज ँ स्वाहा ॥ इदमग्नये अयसे–इदन्न मम ॥ ओ३म् उदुत्तमं वरुण पाशमस्मदवाधमं विमध्यमं श्रथाय । अथा वयमादित्य व्रते तवानागसोऽदितये स्याम स्वाहा ॥ इदं वरुणायाऽऽदित्यायाऽदितये च–इदन्न मम मम ॥ ओ३म् भमतन्नः समगसौसचेतसावरेपसौ । मायज्ञ ँ हि ँ सिष्टं मा यज्ञपतिं जातवेदसौ शिवौ भअतमद्यगः स्वाहा ॥ इदं जातवेदोभ्यां–इदन्न मम ॥

ઉપર પ્રમાણેની સઘળી મળી સોળ આહુતિઓ ઘૃતની આપ્યા બાદ પ્રધાન હોમનો પ્રારંભ કરવો. પ્રધાન હોમ કરતી વખતે વધુએ પોતાનો જમણો હાથ વરના જમણા ખભાને અડકાડી મૂકવો, પશ્ચાત્ નિમ્નલિખિત મંત્રોવડે પ્રધાન હોમની આહુતિઓ ઘૃતની આપવી'—

ओ३म् भूर्भुवः स्वः । अग्न आयूंषि पवस असुवोर्जमिषं च नः । आरे बाधस्व दुच्छुनां स्वाहा इदमग्नये पवमानाय–इदन्न मम ॥ ओ३म् भूर्भुवः स्वः । अग्निर्ऋषिः पवमानः पाञ्चजन्यः पुरोहितः । तमीमहे महागयं स्वाहा ॥ इदमग्नये पवमानाय–इदन्न मम ॥ ओ३म् भूर्भुवः स्वः । अग्ने पवस्व स्वपा अस्मे वर्चः सुवीर्यम् । दधद्रयिं मयि पोषं स्वाहा ॥ इदमग्नये पवमानाय–इदन्न मम ॥ ओ३म् भूर्भुवः स्वः प्रजापत न त्वदेतान्यन्यो विश्वाजातानि परिताबभूव । यत्कामास्ते जुहुमस्तन्नो अस्तु वयं स्याम पतयो रयीणांस्वाहा ॥ इदं प्रजापतये–इदन्न मम ॥

ओ३म् भूर्भुवः स्वः । त्वमर्यमा भवीस यत्कनीनां नामं स्वधावन्गुह्यं बिभर्षि । अञ्जन्ति मित्रं सुधितं न गोभिर्यद्दम्पती समनसा कृणोषि स्वाहा ॥ इदमग्नये–इदन्न मम ॥ ऋ० म, ५ अ० १ सू. ३ मं २

---

( त्वमर्यमा० ) हे જગત્ વ્યવસ્થાપક ! આપ સર્વ પ્રાણીઓનુ પોષણ અને ધારણ કર્ત્તા છો. અમારૂં આ દંપતીનુ પોષણ કરી પરસ્પર એક બીજાના અંતઃકરણ શુદ્ધ અને સમાન કરો.

ओ३म् ऋताषाड् ऋतधामाग्निर्गन्धर्वः । स नं इदं ब्रह्म क्षत्रं पातु तस्मै स्वाहा वाट् । इदमृतासाहे ऋतधाम्ने अग्नये गन्धर्वाय–इदन्न मम ॥ ओ३म् ऋताषाडृतधामाग्निर्गन्धर्व स्तस्यौषधयोऽप्सरसो मुदो नाम ताभ्यः स्वाहा । इदमोषधिभ्योऽप्सरोभ्यो मुद्भ्यः इदन्न मम ॥ यजुः ० अ० १८ मं० ३८ ॥ ओ३म् स ँ हितो विश्वसामा सूर्यो गन्धर्वः । स न इदं ब्रह्म क्षत्रं पातु तस्मै स्वाहा वाट् इदं स ँ हिताय विश्वसाम्ने सूर्याय गन्धर्वाय इदन्न मम ॥ ओ३म् स ँ हितो विश्वसामा सूर्यो गन्धर्वस्तस्य मरीचयोऽप्सरसं आयुवो नाम । ताभ्य स्वाहा ॥ इदं मरीचिभ्योऽप्सरोभ्य आयुभ्यः–इदन्न मम ॥ यजुः० अ० १८ मं० ३९

ओ३म् सुषुम्णः सूर्यरश्मिश्चन्द्रमा गन्धर्वः स न इदं ब्रह्म क्षत्रं पातु तस्मै स्वाहा वाट् ॥ इदं सुषुम्णाय, सूर्यरश्मये, चन्द्रमसे, गन्धर्वाय–इदन्न मम ॥ ओ३म् सुषुम्णः सूर्यरश्मिश्चन्द्रमा गन्धर्वस्तस्य नक्षत्राण्यप्सरसो भेकुरयो नाम ॥ ताभ्यः स्वाहा ॥ इदं नक्षत्रेभ्योऽप्सरोभ्यो भेकुरिभ्य–इदन्न मम ॥ यजुः अ १८ मं ४१ ॥ ओ३ . इषिरो विश्वव्यचा वातो गन्धर्वः । स नं इदं ब्रह्म क्षत्रं पातु तस्मै स्वाहा वाट् ॥ इदमिषिराय विश्वव्यचसे वाताय गन्धर्वाय–इदन्न मम ॥ ओ३म् इषिरो विश्वव्यचा वातो गन्धर्वस्तस्यापोऽप्सरस उर्ज्जो नाम । ताभ्यः स्वाहा ॥ इदमद्भ्यो अप्सरोभ्यऽऊर्ग्भ्यः–इदन्न मम ॥ अ० १८ मं० ४१ ॥

ओ३म् भुज्युः सुपर्णो यज्ञो गन्धर्वः स न इदं ब्रह्म क्षत्रं पातु तस्मै स्वाहा वाट् । इदं भुज्यवे सुपर्णाय यज्ञाय गन्धर्वाय इदं न मम ॥ ओ३म् भुज्युः सुपर्णो यज्ञो गन्धर्वस्तस्य दक्षिणा अप्सरसः स्तावा नाम । ताभ्यः स्वाहा । इदं दक्षिणाभ्यो अप्सरोभ्यः स्तावाभ्यः–इदं न मम ॥ ओ३म् प्रजापतिर्विश्वकर्मा मनो गन्धर्वः स न इदं ब्रह्म क्षत्रं पातु तस्मै स्वाहा वाट् इदं प्रजापतये विश्वकर्मणे मनसे गन्धर्वाय इदन्न मम ॥ ओ३म् प्रजापतिर्विश्वकर्मा मनो गन्धर्वस्तस्यऽऋक्सामान्यप्सरस एष्टयो नाम । ताभ्यः स्वाहा । इदमृक्सामेभ्योऽप्सरोभ्यः एष्टिभ्य, इदन्न मम ॥

પશ્ચાત્ (જયા હોમ) કરવો આ હોમના મંત્રો નિમ્નલિખિત છે તેમાના પ્રત્યેક મંત્રથી એક એક કરીને જયા હોમની ૧૭ આજ્યાહુતિઓ આપવી.

ओं चित्तं च स्वाहा । इदं चित्ताय, इदन्न मम ॥ १ ॥ ओं चित्तिश्च स्वाहा, इदं चित्त्यै, इदन्न मम ॥ २ ॥ ओं आकूतं च स्वाहा । इदमाकूताय, इदन्न मम ॥ ३ ॥ ओं आकूतिश्चस्वाहा । इदमाकूत्यै, इदन्न मम ॥ ४ ॥ ओं विज्ञातं च स्वाहा । इदं विज्ञाताय, इदन्न मम ॥ ५ ॥ ओं विज्ञातिश्च स्वाहा । इदं विज्ञात्यै इदन्न मम ॥ ६ ॥ ओं मनश्च स्वाहा । इदं मनसे, इदन्न मम ॥ ७ ॥ ओं शकरीश्च स्वाहा । इदं शक्करीभ्यः, इदन्न मम ॥ ८ ॥ ओं दर्शश्च स्वाहा । इदं दर्शाय इदन्न मम ॥ ९ ॥ ओं पौर्णमासं च स्वाहा । इदं पौर्णमासाय इदन्न मम ॥ १० ॥ ओं बृहच्च स्वाहा । इदं बृहते इदन्न मम ॥ ११ ॥ ओं रथन्तरं च स्वाहा । इदं रथन्तराय, इदन्न मम ॥ १२ ॥ ओं प्रजापतिजयानिन्द्रायवृष्णे प्रायच्छदुग्रः प्रतना जयेषु । तस्मै विशः समनमन्तः सर्वाः स उग्रः स इहव्यो बभूव स्वाहा । इदं प्रजापतये जयानिन्द्राय, इदन्न मम ॥ १३ ॥

પશ્ચાત્ નિમ્નલિખિત મંત્રોવડે અભ્યાતન હોમ કરવો જેની ૧૮ આજ્યાહુતિ છે.

ओ३म् अग्निर्भूतानामधिपतिः समावत्वस्मिन् ब्रह्मण्यस्मिन क्षत्रेऽस्यामाशिष्यस्यां पुरोधायामस्मिन् कर्मण्यस्यां देवहूत्या ँ स्वाहा ॥ इदमग्नये भूतानामधिपतये इदन्न मम ॥ १ ॥ ओ३म् इन्द्रो ज्येष्ठानामधिपतिः सः मावत्वस्मिन् ब्रह्मण्यस्मिन् क्षत्रेस्यामाशिस्यस्यां पुराधायामस्मिन् कर्मण्यस्यां देवहूत्या ँ स्वाहा । इदमिन्द्राय ज्येष्ठानामधिपतये इदन्न मम ॥ २ ॥ ओ३म् यमः पृथिव्याऽधिपतीः स मावत्वस्मिन् ब्रह्मण्यस्मिन् क्षत्रेस्यामाशिष्यस्याम् पुरोधायामस्मिन् कर्मण्यस्यां देवहूत्या ँ स्वाहा । इदं यमाय पृथिव्या अधिपतये, इदन्न मम ॥ ३ ॥

ओ३म् वायुरन्तरिक्षाधिपतिः स मावत्वस्मिन् ब्रह्मण्यस्मिन् क्षत्रेऽस्यामाशिष्यस्यां पुरोधायामस्मिन् कर्मण्यस्यां देवहूत्या ँ स्वाहा । इदं वायेव अन्तरिक्षस्याधिपतये इदन्न मम ॥ ४ ॥

ओ३म् सूर्यो दिवोऽधिपतिः समावत्वस्मिन् ब्रह्मण्यस्मिन् क्षत्रेऽस्यामाशिष्यस्यां पुरोधायामस्मिन् कर्मण्यस्यां देवहूत्या ँ स्वाहा । इदं सूर्याय दिवोऽधिपतये, इदन्न मम ॥ ५ ॥

ओ३म् चन्द्रमानक्षत्राणामधिपतिः समावत्वस्मिन् ब्रह्मण्यस्मिन् क्षत्रेऽस्यामाशिष्यस्यां पुरोधायामस्मिन् कर्मण्यस्यां देवहूत्या ँ स्वाहा । इदं चंद्रमसे नक्षत्राणामधिपतये इदन्न मम ॥ ६ ॥

ओ३म् बृहस्पतिर्ब्रह्मणोधिपतिः समावत्वस्मिन् ब्रह्मण्यस्मिन् क्षत्रेऽस्यामाशि-ष्यस्यां पुरोधायामस्मिन् कर्मण्यस्यां देवहूत्या ५ स्वाहा । इदं बृहस्पतये ब्रह्मणोऽधिपतये इदन्न मम ॥ ७ ॥

ओ३म् मित्रः सत्यानामधिपतिः स मावत्वस्मिन् ब्रह्मण्यस्मिन् क्षत्रेऽस्यामाशिष्य-स्यां पुरोधायामस्मिन् कर्मण्यस्यां देवहूत्या ५ स्वाहा । इदं मित्राय सत्यानामधिपतये इदन्न मम ॥ ८ ॥

ओ३म् वरुणोऽपामधिपतिः स मावत्वस्मिन् ब्रह्मण्यस्मिन् क्षत्रेऽस्यामाशिष्य-स्यां पुरोधायामस्मिन् कर्मण्यस्यां देवहूत्या ५ स्वाहा । इदं वरुणायापामधिपतये, इदन्न मम ॥ ९ ॥

ओ३म् समुद्रःस्रोत्यानामधिपतिः स मावत्वस्मिन् ब्रह्मण्यस्मिन् क्षत्रेऽस्यामाशिष्यस्यां पुरोधायामस्मिन् कर्मण्यस्यां देवहूत्या ५ स्वाहा । इदं समुद्राय स्रोत्यानामधिपतये इदन्न मम ॥ १० ॥

ओ३म् अन्न ५ साम्राज्यानामधिपतिः समावत्वस्मिन् ब्रह्मण्यस्मिन् क्षत्रेऽस्यामाशिष्यस्यां पुरोधायामस्मिन् कर्मण्यस्यां देवहूत्या ५ स्वाहा । इदमन्नाय साम्राज्यानामधिपतये इदन्न ॥ ११ ॥

ओ३म् सोम औषधीनामधिपतिः स मावत्वस्मिन् ब्रह्मण्यस्मिन् क्षत्रेऽस्यामाशिष्यस्यां पुरोधायामस्मिन् कर्मण्यस्यां देवहूत्या ५ स्वाहा ॥ इदं सोमाय, औषधीनामधिपतये इदन्न मम ॥ १२ ॥

ओ३म् सविता प्रसवानामधिपतिः स मावत्वस्मिन् ब्रह्मण्यस्मिन् क्षत्रेऽस्यामाशिष्यस्यां पुरोधायामस्मिन् कर्मण्यस्यां देवहूत्या ५ स्वाहा ॥ इदं सवित्रे प्रसवाना मधिपतये इदन्न मम ॥ १३ ॥

ओ३म् रुद्रः पशूनामधिपतिः स मावत्वस्मिन् ब्रह्मण्यस्मिन् क्षत्रेऽस्यामाशिष्यस्यां पुरोधायामस्मिन् कर्मण्यस्यां देवहूत्या ५ स्वादा इदं रुद्राय पशूनामधिपतये इदन्न मम ॥ १४ ॥

ओ३म् त्वष्टा रूपाणामधिपतिः स मावत्वस्मिन् ब्रह्मण्यस्मिन् क्षत्रेऽस्यामाशिष्यस्यां पुरोधायामस्मिन् कर्मण्यस्मिन् देवहूत्या ५ स्वाहा इदं त्वष्ट्रेरूपाणामधिपतये इदन्न मम ॥ १५ ॥

ओ३म् विष्णुः पर्वतानामधिपतिः समावत्वस्मिन् ब्रह्मण्यस्मिन् क्षत्रेऽस्यामाशिष्यस्यां पुरोधायामस्मिन् कर्मण्यस्यां देवहूत्या ँ स्वाहा ॥ इदं विष्णवे पर्वतानामधिपतये इदन्न मम ॥ १६ ॥

ओ३म् मरुतो गणानामधिपतयस्ते मावत्वास्मिन् ब्रह्मण्यस्मिन् क्षत्रेऽस्यामाशिष्यस्यां पुरोधायामस्मिन् कर्मण्यस्यां देवहूत्या ँ स्वाहा ॥ इदं मरुद्भ्यो गणानामधिपतिभ्यः, इदन्न मम ॥ १७ ॥

ओ३म् पितरः पितामहा परेऽवरे ततास्ततामहाः इह मावत्वस्मिन् ब्रह्मण्यस्मिन् क्षत्रेऽस्यामाशिष्यस्यां पुरोधायामस्मिन् कर्मण्यस्यां देवहूत्या ँ स्वाहा ॥ इदं पितृभ्यः पितामहेभ्यः परेभ्योऽपरेभ्यस्ततेभ्यस्ततामहेभ्यश्च, इदन्न मम ॥ १८ ॥

પશ્ચાત્ નીચે લખેલા પ્રત્યેક મંત્રથી એક એક આહુતિ કરીને આઠ આજ્યાહુતિ આપવી

ओ३म् अग्निरैतु प्रथमो दैवताना ँ सोऽस्यै प्रजां मुञ्चतु मृत्युपाशात् तदय ँ राजा वरुणोऽनुमन्यतां यथेय ँ स्त्रीपौत्रमघन्नरोदात् स्वाहा ॥ इदमग्नये, इदन्न मम ॥ १ ॥

ओ३म् इमामग्निस्त्रायतां गार्हपत्यः प्रजामस्यै नयतु दीर्घमायुः । अशून्योपस्था जीवतामस्तु माता पौत्रमानन्दमभिविबुध्यतामिय ँ स्वाहा ॥ इदमग्नये इदन्न मम ॥ २ ॥

ओ३म् स्वस्तिनोऽग्ने दिवा पृथिव्याविश्वानिधेह्ययथा यजत्र । यदस्यां महि दिवि जातं प्रशस्तं तदस्मासु द्रविणं धेहि चित्र ँ स्वाहा ॥ इदमग्नये इदन्न मम ॥ ३ ॥

ओ३म् सुगन्नु पन्थां प्रदिशन् न एहि ज्योतिष्मध्येह्यजरन्नआयुः । अपैतु मृत्युरमृतं म आगाद्वैवस्वतोनोऽअभयं कृणोतु स्वाहा । इदं वैवस्वताय इदन्न मम ॥ ४ ॥

ओ३म् परं मृत्योऽनुपरेहि पन्थां यस्तेऽअन्य इतरो देवयानात् । चक्षुष्मते शृण्वते ते ब्रवीमीमा नः प्रजा रीरिषो मोत वीरान्त्स्वाहा ॥ इदम्मृत्यवे इदन्न मम ॥ ५ ॥

ओ३म् द्यौस्ते पृष्ठ ँ रक्षतु वायुरूरू अश्विनौ च । स्तनंधयस्ते पुत्रान्त्सविताभिरक्षत्वावाससः परिधाद् बृहस्पतिर्विश्वेदेवा अभिरक्षन्तु पश्चात् स्वाहा । इदं विश्वेभ्यो देवेभ्यः इदन्न मम ॥ ६ ॥

ओ३म् माते गृहेषु निशिघोष उत्थादन्यत्र त्वद्रुदत्यः संविशन्तु पात्व ददत्युर आवधिष्ठाः जीव पत्नी पतिलोके विराज पश्यन्ती प्रजा ९ सुमनस्य माना ९ स्वाहा ॥ इदमग्नये इदन्न ॥ ७ ॥

ओ३म् अप्रजस्यं पौत्र्यमर्त्यं पाप्मान मुत वा अघम् । शीर्ष्णं स्रजामिवोन्मुच्य द्विषद्भ्यः प्रतिमुञ्चामिपाश ९ स्वाहा । इदमग्नये इदन्न मम ॥ ८ ॥

તત્પશ્ચાત્—પૂર્વ લિખિત ( ओं भूरग्नये स्वाहा ) ઇત્યાદિ ચાર મંત્રોથી ચાર આજ્યાહુતિઓ આપવી આ પ્રમાણે હોમ કર્યા પછી વરે પોતાના આસનપરથી ઉઠી, પૂર્વાભિમુખ બેઠેલી વધુની સન્મુખ પશ્ચિમાભિમુખ ઉભા રહી, પોતાના ડાબા હાથ વડે વધુનો જમણો હાથ પકડીને ઉપર ઉઠાવવો તથા પોતાના જમણા હાથવડે વધુના ઉપર ઉઠાવેલા જમણા હાથની અંજલી અંગુઠા સહિત ચત્તી પકડીને નીચે લખેલા પાણીગ્રહણના ૬ મંત્રો બોલવા.

ओ३म् गृभ्णामि ते सौभगत्वाय हस्तं मया पत्या जरदष्टिर्यथासः । भगो अर्यमा सविता पुरन्धिः मह्य त्वादु र्गार्हपत्यायदेवाः× ॥१॥ ओ३म् भगस्ते हस्तमग्रभीत् सविता हस्तमग्रभीत् । पत्नीत्वमसि धर्मणाहं गृहपतिस्तव* ॥२॥ ओ३म् ममेयमस्तु पोष्या मह्यं त्वादाद्बृहस्पतिः । मया पत्या प्रजावति शं जीव शरदः शतम् ॥ ३ ॥

× હે વરાનને-સુમુખિ ! જેમ હુ ( सौभगत्वाय ) ઐશ્વર્ય અને સુપુત્રાદિ સૌભાગ્યની વૃદ્ધિ માટે ( ते ) તારો ( हस्तम ) હાથ ( गृभ्णामि ) ગ્રહણ કરૂ છું, તેમ તુ ( मया ) હું કે જે તારો ( पत्या ) પતિ છું તેની સાથે ( जरदष्टि ) વૃદ્ધાવસ્થાને સુખપૂર્વક પ્રાપ્ત ( आसः ) થા તથા હે વીર હુ સૌભાગ્યની વૃદ્ધિ માટે તમારો હાથ ગ્રહણ કરૂ છું તમે મારી સાથે ( કે જે હું તમારી પત્નિ છું ) વૃદ્ધાવસ્થાપર્યન્ત પ્રસન્ન અને અનુકુલ રહો, આજથી હુ તમારા પત્નીભાવને પ્રાપ્ત થઇ છું અને તમે મ્હારા પતિ ભાવને પ્રાપ્ત થયા છો. ( भग ) સકલ ઐશ્વર્યયુક્ત ( अर्यमा ) ન્યાયકારી ( सविता ) સર્વ જગતનો ઉત્પત્તિ કર્તા ( पुरन्धिः ) અનેક પ્રકારે જગતને ધારણ કરનાર પરમાત્મા અને ( देवा ) આ સમયે સભા મંડપમા ઉપસ્થિત થયેલા વિદ્વાન માણુસો ( गार्हपत्याय ) ગૃહાશ્રમકર્મના અનુષ્ઠાનને માટે ( त्वा ) તને ( महाम ) મારાપ્રતિ ( अदुः ) અર્પણ કરે છે આજથી આપણે પરસ્પર વેચાઇ ચુકયા, તમે મારા અને હું તમારી એવી રીતે બધાઇ ગયા છઇએ, આપણે એક બીજાનું કદીપણ અપ્રિયાચરણ-ગેરવર્તણુક નહી કરીએ.

* હે પ્રિયે, ( भगः ) ઐશ્વર્યયુક્ત હું ( ते ) તારો ( हस्तम ) હાથ ( अग्रभीत ) ગ્રહણ કરૂં છું તથા ( सविता ) ધર્મયુક્ત માર્ગમા પ્રેરણા કરનાર હુ તારો ( हस्तम ) હાથ ( अग्रभीत् ) ગ્રહણ કરી ચુકયો છુ ( त्वम ) તું ( धर्मणा ) ધર્મવડે મારી ( पत्नी ) ભાર્યા ( असि ) છે અને ( अहम ) હુ ધર્મવડે ( तव ) તારો ( गृहपतिः ) પતિ છુ આપણે બન્ને પ્રેમપૂર્વક મળીને ગૃહના સર્વ કાર્યો સિદ્ધ કરીશું અને એક બીજાનુ અપ્રિયાચરણ-વ્યભિચારાદિ કુત્સિત કર્મો કદી નહી કરીશુ, જે વડે ગૃહના સર્વ કાર્યો સિદ્ધ થાય, ઉત્તમોત્તમ સંતાન થાય તથા જેનાવડે ઐશ્વર્ય અને સુખની પ્રાપ્તિ થાય તેવું આચરણ કરીશું.

**त्वष्टा वासोव्यदधाच्छुभे कं बृहस्पतेः प्रशिषा कवीनाम्× ॥**
**ते ने मां नारीं सविता भगश्च सूर्यामिव परिधत्तां प्रजया÷ ॥ ४ ॥**
**इन्द्राग्नी द्यावा पृथिवी मातरिश्वा मित्रा वरुणा भगो अश्विनोभा ।**
**बृहस्पतिर्मरुतो ब्रह्म सोम इमां नारीं प्रजया वर्धयन्तु* ॥ ५ ॥**

---

+ હે અનઘે-પાપરહિત! (**बृहस्पति**) સર્વ જગતના પાલક પરમેશ્વરે (**त्वा**) ત્હને (**मह्यम्**) મ્હારાપ્રતિ (**अदात्**) અર્પણ કરી છે (**इयम्**) એ તું જ જગત્‌માં મારી (**पोष्या**) પોષણ યોગ્ય પત્ની (**अस्तु**) થા. હે (**प्रजावती**) ઉત્તમ પ્રજા ઉત્પન્ન કરનારી તું (**मया, पत्या**) હું જે તારો પતિ છું તેની સાથે (**शतम्**) સો (**शरदः**) શરદઋતુ અર્થાત્ સો વર્ષ પર્યન્ત (**शं, जीव**) સુખપૂર્વક પ્રાણ ધારણ કર, જીવન વ્યતીત કર. આ પ્રમાણે વધુ પણ વર પાસે પ્રતિજ્ઞા કરે કે, હે ભદ્રે! સુજન! સકલ જગદુત્પાદક પરમેશ્વરની કૃપાથી તમે મને પ્રાપ્ત થયા છો, માટે આ જગત્‌મા તમ્હારા વગર કોઇપણ બીજો પતિ, અર્થાત્ પાલન કરનાર, સેવ્ય, તથા ઇષ્ટદેવ નથી. હું તમ્હારૂં જ કહ્યું કરીશ. જેમ તમે મારા વગર કોઇ પણ બીજી સ્ત્રી સાથે અયુકત પ્રીતિ નહી કરો તેમ હું પણ તમ્હારા વગર બીજા કોઇ પણ પર પુરૂષ સાથે અયુકત પ્રીતિભાવનું વર્તન નહી રાખીશ, તમે મારી સાથે પ્રીતિ અને આનંદપૂર્વક સો વર્ષ સુધી જીવો. પ્રાણ ધારણ કરો.

× હે શુભાનને-શુભમુખિ જેમ (**बृहस्पते**) આ પરમાત્માની સૃષ્ટિમા, એની તથા (**कवीनाम्**) આપ્ત વિદ્વાનોની (**प्रशिषा**) શિક્ષા વડે દંપતી થાય છે, (**त्वष्टा**) ને જેમ વિદ્યુત્ સર્વ વસ્તુઓમાં વ્યાપ્ત થઇને રહી છે, તેમ તું મારી પ્રસન્નતાને માટે, (**वासः**) સુંદર વસ્ત્રો, (**शुभे**) આભૂષણ તથા (**कम्**) સુખ જે ત્હારે માટે મારાથી થાય તેને પ્રાપ્ત થા. મ્હારી અને ત્હારી આ ઇચ્છાને તે સર્વવ્યાપક પરમાત્મા સિદ્ધ કરે, જેમ (**सविता**) સકલ જગત્‌ની ઉત્પતિ કરનાર પરમેશ્વર (**च**) અને (**भग**) સંપૂર્ણ ઐશ્વર્યયુકત ઇશ્વર (**प्रजया**) ઉત્તમ પ્રજાવડે (**इमाम्**) આને-ત્હને (**नारीम्**) કે જે તું મ્હારી સ્ત્રી છે તેને, (**परिधत्ताम्**) શોભાથી આચ્છાદિત-યુકત કરો અને હું (**तेन**) આ સર્વ વડે, (**सूर्यामिव**) સૂર્યનું કિરણ જેમ પ્રકાશમય અને શોભાયુકત હોય છે તેમ તને વસ્ત્ર અને ભૂષણાદિથી શોભાયુકત સર્વદા રાખીશ.

તથા હે પ્રિયપતિ! હું તમને સૂર્યની પેઠે શોભાયુકત તથા તમને જેથી આનંદ થાય તેવું અનુકૂળ પ્રિયાચરણ કરીને ઐશ્વર્ય તથા વસ્ત્રાદિ વડે આનંદિત રાખીશ.

* હે મ્હારા સંબંધી જનો-સગા વહાલાઓ જેમ (**इन्द्राग्नी**) વિદ્યુત્ અને પ્રસિદ્ધ અગ્નિ (**द्यावापृथिवी**) સૂર્ય અને ભૂમિ (**मातरिश्वा**) અન્તરિક્ષસ્થ વાયુ (**मित्रा वरुणा**) પ્રાણ અને ઉદાન, તથા (**भगः**) સમ્પૂર્ણ ઐશ્વર્ય (**अश्विना**) સત્ વૈદ્ય અને સત્યોપદેશક (**उभा**) આ બે, (**बृहस्पति**) મહાજન, પ્રજાનો પાલક અને ન્યાયકારી રાજા (**मरुतः**) સભ્ય મનુષ્ય (**ब्रह्म**) સર્વથી શ્રેષ્ઠ પરમાત્મા અને (**सोमः**) ચંદ્રમા તથા સોમલતા આદિ ઔષધીઓ, સર્વ પ્રજાની જેમ વૃદ્ધિ અને પાલન કરે છે તેમ (**इमां नारीम्**) આ મ્હારી સ્ત્રીને (**प्रजया**) પ્રજા વડે વૃદ્ધિને પમાડે છે, તેમજ તમે પણ સત્યોપદેશ સોમલતા આદિ ઓષધીઓથી મારી સ્ત્રીની (**वर्द्धयन्तु**) વૃધ્ધિ કરો.

**अहं विष्यामि मयिरूपमस्या वेददित्पश्यन्मनसा कुलायम् ।**
**नस्तेयमद्मि मनसोदमुच्ये स्वयं श्रन्थानो वरुणस्यपाशात् + ॥ ६ ॥**

પશ્ચાત્ વર વધુની હસ્તાજલી પકડીને ઉંચી કરી તેને પોતાને સાથે લઇ બંને જણા યજ્ઞકુંડની પ્રદક્ષિણા કરે તેજ વખતે જે કળશ યજ્ઞકુંડની દક્ષિણ દિશામા સ્થાપન કરવામા આવ્યો હતો, તેને લઇ, કલશની પાસે બેઠેલો પુરૂષ, પણ વર વધુની સાથે સાથે ચાલે તત્પશ્ચાત્ નિમ્નલિખિત પ્રતિજ્ઞાઓ વર અને વધુ કરે

**ओ३म् अमोऽहमस्मि सा त्व ॐ सा त्वमस्यमोऽहं सामाहमस्मि ऋक्त्वं द्यौरहं पृथिवी त्वं तावेव विवहावहैसह रेतो दधावहै । प्रजां प्रजनयावहै पुत्रान् विन्दावहै बहून् । ते सन्तु जरदष्टयः सं प्रियौ रोचिष्णू सुमनस्यमानौ । पश्येम शरदः शतंजीवेम शरद शत ॐ शृणुयाम शरदः शतम् — ॥ ११ ॥**

ત્યારબાદ વર વધુની પછવાડે થઇને વધુની સમીપ દક્ષિણ બાજુએ જઇ, ઉત્તરાભિમુખ ઉભા રહી, વધુની જમણી હસ્તાજલી પોતાની જમણી હસ્તાજલી વડે પકડીને બન્ને ઉભા રહે. તથા જે પુરૂષ વર અને વધુની સાથે ચાલ્યો હોય તે, પાછો કુંડની દક્ષિણ બાજુએ કલશ લઇને બેસી જાય, પશ્ચાત્ વધુની માતા અથવા ભાઇ, જે પ્રથમ ચોખા અને જુવારની ધાણી સુપડામાં રાખેલી હતી, તેને ડાબા હાથમા લઇ જમણા હાથથી વધુનો જમણો પગ ઉપાડી પથ્થરની શિલાપર મુકીને નિમ્નલિખિત મંત્ર બોલે.

**ओ३म् आरोहेममश्मानमश्मेव त्वं स्थिरा भव । अभितिष्ट पृतन्यतोऽवबाधस्व पृतनायतः ॥ १ ॥**

આટલું થયા પછી વર અને વધુ કુંડની સમીપ આવીને બંને પુર્વાભિમુખ ઉભા રહે અને આ જગ્યાએ વધુ દક્ષિણ બાજુએ રહી પોતાની હસ્તાજલીને વરની હસ્તાજલી પર રાખે તત્પશ્ચાત્ વધુની મા અથવા ભાઇ જે સુપડું પકડીને ઉભું હોય તે ધાણીનુ સુપડુ ભૂમિપર રાખી અથવા બીજા કોઇ પુરૂષના હાથમા આપી, વર અને વધુની એકત્રિત થએલી હસ્તાજલી પર થોડુ ધૃત રેડે પછી પ્રથમ સુપડામાથી થોડી ધાણી પોતાની હસ્તાજલીમા બેવાર લઇ વર તથા વધુની એકત્રિત કરેલી હસ્તાજલીમા નાખે, પછી તે હસ્તાજલીમા નાખેલી ધાણીપર થોડુ ધૃત રેડે

---

+ હે કલ્યાણ કોડે ! જેમ (**मनसा**) મન વડે (**कुलायम्**) કુળની વૃધ્ધિને (**पश्यन्**) જોતો (**अहम्**) હું (**अस्या.**) આ તારા રૂપને (**विष्यामि**) પ્રાપ્ત ને તેમા પ્રેમદ્વારા વ્યાપ્ત થાઉં છુ, તેમ તુ મ્હારી વધુ (**मयि**) મ્હારામા પ્રેમથી વ્યાપ્ત થઇ અનુકુળ વ્યવહારને (**वेदत्**) પ્રાપ્ત થા જેમ હું (**मनसा**) મન વડે પણ, તુ કે જે મારી વધુ છે તેની સાથે (**स्तेयम्**) ગુપ્ત કર્મને (**उदमुच्ये**) છોડી દઉ છું અને કોઇ પણ ઉત્તમ પદાર્થોને છુપી રીતે (**नाद्मि**) નથી ભક્ષણ કરતો. (**स्वयम्**) હુ પોતે (**श्रन्थानः**) પુરૂષાર્થથી શિથિલ થઇ (**वरुणस्य**) ઉત્કૃષ્ટ વ્યવહારમા વિઘ્નરૂપ દુર્વ્યસની પુરૂષોના (**पाशात्**) બંધનોને દૂર કરતો રહુ (**इत्**) તેજ પ્રમાણે હે, વધુ ! તુ પણ આ પ્રમાણે વર્તન રાખ" આવી રીતે વધુ પણ સ્વીકાર કરે કે હુ પણ તમ્હારી સાથે આવું વતન ચલાવીશ

— હે વધુ ! જેમ (**अहम्**) હુ (**अमः**) જ્ઞાનવાન્ જ્ઞાનપુર્વક તારું પાણી ગ્રહણ કરનાર (**अस्मि**) થાઉં છુ તેમ (**सा**) (**त्वम्**) તુ પણ જ્ઞાનપુર્વક મને ગ્રહણ કરનારી (**असि**)

ત્યારબાદ વર વધુની હસ્તાંજલી સહિત પોતાની હસ્તાંજલીને આગળથી નમાવી નિમ્ન-લિખિત દરેક મંત્રથી એક એક વાર કરી થોડી ધાણીની ત્રણ આહુતિઓ પ્રજ્વલિત ઇન્ધનપર નાખે.

**ओ३म् अर्य्यमणं देवं कन्या अग्निमयक्षत । सनोऽर्य्यमा देवः प्रेतो मुञ्चतु मा पतेः स्वाहा । इदमर्यम्णे अग्नये इदन्न मम ॥ १ ॥ ओ३म् इयं नार्युपब्रूते लाजा-नावपन्तिका । आयुष्मानस्तु मे पतिरेधन्तां ज्ञातयो मम स्वाहा । इदमग्नये इदन्न मम ॥ २ ॥ ओ३म् इमाँल्लाजानावपाम्यग्नौ समृद्धिकरणं तव । मम तुभ्यंच संवदनं तदग्निरनुमन्यतामियᳪ स्वाहा इदमग्नये इदन्न मम ॥ ३ ॥**

ત્યાર પછી વરે પોતાની જમણી હસ્તાંજલી વડે વધુની હસ્તાંજલી પકડીને નિમ્ન લિખિત મંત્રો બોલી યજ્ઞકુંડની પ્રદક્ષિણા કરવી.

**ओ३म् सरस्वती प्रेदमव सुभगे वाजिनीवति । यान्त्वा विश्वस्य भूतस्य प्रजा-यामस्याग्रतः । यस्यां भूत ᳪ समभवद्यस्यां विश्वमिदं जगत् । तामद्य गाथां गास्यामि या स्त्रीणामुत्तमं यशः ॥**

**ओ३म् तुभ्यमग्ने पर्यवहन्त्सूर्यां वहतुना सह । पुनः पतिभ्यो जायां दाग्ने प्रजया सह ॥ ओ३म् कन्यला पितृभ्यः पतिलोकं पतीयम पदीक्षामयष्ट । कन्या उत त्वया वयं धारा उदन्या इवातिगाहे महिद्विषः ॥**

ઉપર પ્રમાણે પ્રદક્ષિણા કરી યજ્ઞકુંડના પશ્ચિમભાગમા પૂર્વદિશા ભણી મ્હો કરી થોડી વાર બંનેએ ઉભા રહેવું ત્યાર બાદ ઉપર કહ્યા પ્રમાણે કલશ સહિત યજ્ઞકુંડની ચાર

---

થાય છે, જેમ (अहम्) હુ મ્હારા પુર્ણ પ્રેમથી તને (अमः) ગ્રહણ કરું છું, તેમજ (सा) (त्वम्) તું પણ મને ગ્રહણ કરે છે (अहम्) હુ (साम) સામવેદની માફક પ્રશંસિત (अस्मि) છું. હે વધુ ! તુ (ऋक्) ઋગ્વેદની સમાન પ્રશંસિત છે, તથા (त्वम्) તુ પૃથ્વિની પેઠે ગર્ભધારણાદિ જે ગૃહાશ્રમના વ્યવહારો છે તેને ધારણ કરનારી છે અને હુ (द्यौः) વર્ષા કરનાર જે સૂર્ય તેની સમાન છુ અને આપણે (तावेव) બન્ને જણા (विवहावहै) પ્રસન્નતાપુર્વક વિવાહ કરીએ તથા (सह) સાથે મળીને (रेतः) વીર્ય્યને (दधावहै) ધારણ કરીએ અને (प्रजाम्) ઉત્તમ પ્રજા (प्रजनयावहै) ઉત્પન્ન કરીએ તથા (बहून्) બહુ પુત્રોને (विंदावहै) પ્રાપ્ત થઇએ (ते) તે પુત્રો (जरदष्टयः) જરાવસ્થાના અન્ત સુધી જીવન યુક્ત (सन्तु) રહે (संप्रियौ) સારી રીતે એક બીજાથી પ્રસન્ન (रोचिष्णू) પરસ્પરમાં રૂચિવાળા (सुमनस्यमानौ) સારી રીતે વિચારપૂર્વક (शतम्) સો (शरदः) શરદ ઋતુ અર્થાત્ શત વર્ષ પર્યંત એક બીજાને પ્રેમદૃષ્ટિ વડે જોતાં રહે (शतम् शरदः) સો વર્ષ પર્યન્ત આનંદથી (जीवेम) આપણે જીવતાં રહીએ અને (शतम् शरदः) સો વર્ષ પર્યન્ત પ્રિય વચનોને સાભળતાં રહીએ.

પ્રદક્ષિણા કરી અન્તમાં યજ્ઞકુંડની પશ્ચિમ તરફ થોડીવાર ઉભારહે અને ઉક્ત રીતીથી ત્રણવાર ક્રિયા પુરી થયા પછી યજ્ઞકુંડની પશ્ચિમ બાજુએ પૂર્વાભિમુખ વર અને વધુ ઉભા રહે ત્યાર પછી વધુની મા અથવા ભાઇ પેલા સૂપડાને તિરછું (વાંકુ) કરી તેમાં બાકી રહેલી ધાણીને વધુની હસ્તાંજલીમા નાખી દે ત્યાર બાદ વધુ **ओं भगाय स्वाहा । इदम्भगाय । इदन्न मम ॥** આ મંત્રને બોલી વેદિમા પ્રજ્વલિત અગ્નિપર તે ધાણીની એક આહુતિ આપે તે પછી વર વધુને જમણી બાજુએ રાખી યજ્ઞકુંડની પશ્ચિમ બાજુએ પૂર્વાભિમુખ બેસી **ओं प्रजापतयेस्वाहा इदं प्रजापतय इदं न मम ॥** આ મંત્ર બોલી સ્રુવાથી ધૃતની એક આહુતિ આપે, ત્યાર બાદ એકાન્તમા જઇ વધુના બાંધેલા અંબોડાને વરે છોડવો અને નીચેના બે મંત્રો બોલવા,

**ओ३म् प्रत्वा मुञ्चामि वरुणस्य पाशाद्येनस्त्वा बध्नात्सविता सुशेवः । ऋतस्य योनौ सुकृतस्य लोकेऽरिष्टान्त्वा सह पत्या दधामि ॥ १ ॥**

**ओ३म् प्रेतो मुञ्चामि नामतस्सु बद्धाममुतस्करन् । यथेन्द्र मीढ्वः सुपुत्रा सुभगा सती ॥ २ ॥**

ત્યારબાદ સભામંડપામા આવી સપ્તપદી વિધિનો પ્રારંભ કરવો, આ સમયે વરના ઉપવસ્ત્ર (પિછોડી) ની સાથે વધુના ઉત્તરીય વસ્ત્રની ગાંઠ વાળવી આને "જોડુ" કહે છે, વર અને વધુ બન્ને જણા આસનપરથી ઉઠી વરે પોતાના જમણા હાથ વડે વધુની જમણી હસ્તાંજલી પકડી યજ્ઞકુંડની ઉત્તર બાજુએ જવું પછી વરે પોતાનો જમણો હાથ વધુના જમણા ખભા પર રાખી બન્નેજણાઓએ પાસે પાસે ઉત્તરાભિમુખ ઉભા રહેવુ ત્યાર બાદ વર નિમ્નલિખિત વાક્ય બોલી વધુને પ્રથમ પોતાનો જમણો પગ ઉપાડી ચાલવા માટે આજ્ઞા આપવી

**मासव्येन दक्षिणमतिक्राम ।**

અને નીચેનો મંત્ર બોલી વર વધુને પોતાની સાથે રાખી ઇશાન દિશામા બંને જણે એક પગલુ ચાલવુ,

**ओ३म् इष एकपदी भव सा मामनुव्रता भव विष्णुस्त्वा नयतु पुत्रान् विन्दावहै बहूँस्ते सन्तु जरदष्टयः ॥**

---

*આ પગલું મુકવાનો વિધિ એવો છે કે વધુ પ્રથમ પોતાનો જમણો પગ ઉપાડીને ઇશાન કોણ તરફ આગળ કરીને મુકે પછી બીજો ડાબો પગને ઉપાડી જમણા પગની પાની સુધી મુકે, એટલે જમણા પગની જરા પછવાડે ડાબો પગ મુકે આને એક પગલુ ગણવુ આવા બીજાં છ પગલાઓ એટલે બધા મળી સાત પગલાઓ તે તે સમયના મંત્રો બોલી ઇશાન દિશા ભણી રહી ભરવા '**भव**' શબ્દની પૂર્વે પ્રથમ મંત્રમા જે શબ્દો છે તે સર્વે બાકીના છ મંત્રોમા બોલી પગલા ભરવાની ક્રિયા કરવી.

ओ३म् ऊर्ज्जेद्विपदी भव આ મંત્રથી બીજું

ओ३म् रायस्पोषाय त्रिपदी भव આ મંત્રથી ત્રીજું

ओ३म् मयोभवाय चतुष्पदी भव આ મંત્રથી ચોથુ

ओ३म् प्रजाभ्यः पंचपदी भव આ મંત્રથી પાચમુ

ओ३म् ऋतुभ्यः षट्पदी भव આ મંત્રવડે છઠ્ઠું અને

ओ३म् सखे सप्तपदी भव આ મંત્રવડે સાતમુ

સાત પદીના સાત પગલા ચાલીને વર અને વધુ બંને શુભાસનપર બેસે પછી જે પુરૂષ પ્રથમ જલનો કલશ લઇ યજ્ઞકુંડની દક્ષિણ તરફ બેઠેલો હતો તે પૂર્વસ્થાપિત જલકુંભને લઇ વર અને વધુની સમીપમા આવે અને તેમાથી થોડું પાણી લઇ વર અને વધુના માથા પર થોડા છાટા નાખે તેતે વખતે વર અને વધુ નિમ્ન લિખિત ચાર મંત્રો બોલે

ओ३म् आपो हिष्ठा मयोभुवस्ता न ऊर्जे दधातन । महे रणाय चक्षसे ॥ १ ॥ ओ३म् योवः शिवतमो रसस्तस्य भाजयतेह नः उशतीरिवमातरः ॥ २ ॥ ओ३म् तस्माऽअरंगमाम वो यस्य क्षयाय जिन्वथ । आपोजनयथा च नः ॥ ३ ॥ ओ३म् आपः शिवाः शिवतमाः शान्ताः शान्ततमास्ताँस्ते कृण्वन्तु भेषजम् ॥ ४ ॥

પશ્ચાત્ વર અને વધુ ત્યાથી ઉઠી નિમ્નલિખિત મંત્ર બોલી સૂર્યનું અવલોકન કરે

ओ३म् तच्चक्षुर्देवहितं पुरस्ताच्छुक्रमुच्चरत् पश्येम शरदः शतं जीवेम शरदः शत ँ शृणुयाम शरदः शत प्रब्रवाम शरदः शत मदीनाः स्याम शरदः शतं भूयश्च शरदः शतात् ॥

પછી વરે વધુના જમણા ખભાપરથી પોતાનો જમણો હાથ ઉપાડી લઇ તે હાથ વડે વધુના હૃદયનો નીચેનો મંત્ર બોલી સ્પર્શ કરવો

ओ३म् मम व्रते ते हृदयं दधामि मम चित्तमनु चित्तं ते अस्तु ।

मम वाचमेकमना जुषस्व प्रजापतिष्ट्वा नियुनक्तु मह्यम्* ॥

---

× ફુટનોટ (૨)—અન્નાદિ ભોગ્ય પદાર્થ તથા તેજસ્વિતા (૩) ધનાદિ ઐશ્વર્ય, (૪) મનની પ્રસન્નતા, (૫) ઉત્તમ પ્રજા તથા, (૬) સર્વ ઋતુઓ (૭) અને આપણી પરસ્પરની પ્રસન્નતા અને પ્રીતિની વૃદ્ધિ ઇત્યાદિ પદાર્થો વાસ્તે ક્રમવાર એકેક પગલું ભર

*હે, વધુ (ते) તારા (हृदयम्) અંતઃકરણ અને આત્માને (मम) મ્હારા (व्रते) વ્રતની અનુકૂલ (दधामि) ધારણ કરૂં છું (मम) મ્હારા (चित्तमनु) ચિત્તને અનુકૂલ (ते) ત્હારૂં (चित्तम्) ચિત્ત સર્વદા (अस्तु) થાઓ (मम) મ્હારી (वाचम्) વાણીને તું (एकमनाः) એકાગ્રચિત્તથી (जुषस्व) સેવનકર (प्रजापतिः) પ્રજાનું પાલન કરનાર પરમેશ્વર (त्वा) ત્હને (मह्यम्) મ્હારા માટે (नियुनक्तु) નિયુક્ત કરે. ૧

ઉપર પ્રમાણે વધુએ પણ પોતાના જમણા હાથથી વરના હૃદયનો સ્પર્શ ઉપરનોજ મંત્ર બોલી કરવો.

ત્યાર બાદ વરે વધુના મસ્તકપર હાથ મુકી નીચેનો મંત્ર બોલવો.

**ओ३म् सुमङ्गलीरियं वधूरिमां समेत पश्यत । सौभाग्यमस्यै दत्वा यथास्तं विपरेतन ॥**

પશ્ચાત્ સભા મંડપમા કાર્યાર્થ આવેલા સદ્ગૃહસ્થોનુ અવલોકન કરવુ તેમની સામુ જોવું ને આ વખતે તેઓ સર્વએ **ओं सौभाग्यमस्तु । ओं शुभंभवतु ॥** આ વાક્યવડે આશીર્વાદ આપવો આ થયા પછી વર અને વધુએ પાછા યજ્ઞકુંડની સમીપ પૂર્વવત્ બેસી પુન આગળ લખ્યા પ્રમાણે ( **ओं यदस्यकर्मणो** ) એ સ્વિષ્ટકૃત્ મંત્રવડે હોમાહુતિ અર્થાત્ એક આજ્યાહુતિ આપી પ્રથમ લખેલા ( **ओं भूरग्नये स्वाहा** ) ઇત્યાદિ ચાર મંત્રો વડે ચાર આહુતિઓ આપવી. આવી રીતે વિવાહનો વિધિ સમાપ્ત થયા પછી વર અને વધુ બંને જણા થોડી વાર વિશ્રામ કરે.

વિશ્રામ લીધા પછી વિવાહનો ઉત્તર વિધિ કરવો આ વિધિ વિશેષે કરીને વધુના ઘરમાં જે યજ્ઞકુંડ પહેલાથીજ તૈયાર કરી રાખેલી હોય ત્યા જઇ ઇશાન કોણમાં કરવો જોઇએ.

સૂર્યાસ્ત થયા પછી આકાશમા નક્ષત્ર દેખાય તે સમયે વર અને વધૂએ યજ્ઞકુંડના પશ્ચિમ ભાગમાં આસનપર પૂર્વ દિશામા મુખ કરી બેસી પ્રથમ લખેલા ( **ओं भूर्भुवः स्वर्द्यौ.** ) મંત્રથી અગ્ન્યાધાન કરવું જો કદાચિત્ પ્રથમથીજ સભા મંડપ ઇશાન કોણમા કરવામા આવ્યો હોય અને પૂર્વેજ અગ્ન્યાધાન કરેલું હોય તો અગ્ન્યાધાન કરવાની કશી આવશ્યકતા નથી, પણ ( **अयन्त इध्म आत्मा०** ઇત્યાદિ ) ચાર મંત્રો વડે સમિધાદાન કરી જ્યારે અગ્નિ પ્રદીપ્ત થાય ત્યારે પ્રથમ લખેલા ( **ओं अग्नये स्वाहा** ઇત્યાદિ ) ચાર મંત્રો વડે ચાર આધારાવાજ્યાહુતિઓ આપી પછી ( **ओंभूरग्नये** ) ઇત્યાદિ ચાર મંત્રો વડે ચાર વ્યાહૃતિ આહુતિઓ આપવી એટલે બધી મળી આઠ આજ્યાહુતિઓ આપવી પશ્ચાત્ નિમ્ન લિખિત મંત્રોવડે પ્રધાન હોમ કરવો, જેના છ મંત્રો છે, દરેક મંત્ર વડે એક એક આજ્યાહુતિ આપવી

**ओ३म् लेखा सन्धिषु पक्ष्म स्वारोकेषु च यानि ते । तानि ते पूर्णाहुत्या सर्वाणि शमयाम्यहं स्वाहा–इदं कन्यायै, इदन्न मम ॥ ओ३म् केशेषु यच्च पापकं पापक मीक्षिते च यत् तानि० ॥ ओ३म् शीलेषु यच्च पापकंभाषिते हसिते च यत् तानि० ॥ ओ३म् आरोकेषु दन्तेषु हस्तयोः पादयोश्च यत् । तानि० ॥ ओ३म् ऊर्वोपस्थे जङ्घयोः सन्धानेषु च यानिते तानि० ॥ ओ३म् यानि कानि च घोराणि सर्वाङ्गेषु नवा भवन् । पूर्णाहुतिभिराज्यस्य सर्वाणि तान्यशीशमं स्वाहा इदं कन्यायै, इदन्न मम ॥**

પશ્ચાત પ્રથમ લખેલા ( ओं भूरग्नये स्वाहा, ) ઇત્યાદિ ચાર વ્યાહુતિ મંત્રો વડે ચાર આજ્યાહુતિ આપી વર અને વધુ ત્યાથી ઉઠી સભા મંડપની બાહાર ઉત્તર દિશામા ( જ્યાથી ધ્રુવનો તારો દેખાય ત્યા ) જઇ વરે વધુને "ध्रुवं पश्य" કહી ધ્રુવનો તારો દેખાડવો; વધુએ "पश्यामि" ( ધ્રુવને હું જોઉછુ ) એવો ઉત્તર આપવો, તત્પશ્ચાત્ વધુ ओं ध्रुवमसि ध्रुवाह पतिकुले भुयासम् ( अमूष्य×असौ ) આ મંત્ર બોલે, પશ્ચાત્ વરે વધુને अरुन्धतीं पश्य" એમ કહી "અરૂંધતી" નો તારો દેખાડવો, વધુએ તરતજ કહેવું કે पश्यामि ( હુ અરૂંધતીના તારાને જોઉછું ) તે પછી ओं अरुंधत्यासि रुद्धाहमस्मि ( अमुष्य–असौ ) આ વાક્ય બોલવુ આ થયા પછી વરે વધુની સામુ જોઇ મસ્તકપર હાથ મુકી નિમ્ન નિખિત બે મંત્રો બોલવા. બીજો મંત્ર બોલવામાં વધુએ પણ ભાગ લેવો જોઇએ.

ओ३म् ध्रुवा द्यौर्ध्रुवा पृथिवी ध्रुवं विश्वमिदं जगत् । ध्रुवासःपर्वता इमे ध्रुवा स्त्री पति कुले इयम् ~॥ ओ३म् ध्रुवमसि ध्रुवन्त्वा पश्यामि ध्रुवैधि पोष्ये मयि मह्यं त्वादात् । बृहस्पतिर्मया पत्या प्रजावती सजीव शरदः शतम् ॥

---

૧ તેમજ હે ! પ્રિય-વીર સ્વામિન્, તમારૂ હૃદય અને આત્મા મારા શુભાચરણરૂપ કર્મમા ધારણ કરૂં છું મારા ચિત્તની અનુકુલ આપનુ ચિત્ત સદા રહે. તમે મ્હારી વાણીનું, અર્થાત્ જે કઇ હુ ધર્મ સમજી કહુ તેનું એકાગ્ર ચિત્તથી સેવન કરો કેમકે પ્રજાપતિ પરમાત્માએ આજથી તમને મ્હારે સ્વાધીન કર્યા છે ને હુ તમ્હારે આધીન થઇ છું.

આ પ્રતિજ્ઞાની અનુકુલ બને પોતાનુ વર્તન રાખે જેથી સર્વદા આનંદિત અને કીર્તિમાન થઇ પત્નીવ્રત ને પૂર્ણપણે પાળી સર્વ પ્રકારના વ્યભિચાર અને અપ્રિયાચરણથી દૂર રહી પરસ્પર પ્રીતિયુક્ત રહે

* ધ્રુવ દેખાડવાનું તાત્પર્ય એટલુંજ છે કે હે વધુ ! અથવા વર ! જેમ આ ધ્રુવ દૃઢ અને સ્થિર છે તેવી રીતે આપણે બન્ને જણા એક બીજાના પ્રિયાચરણમાં-પતિપત્ની ધર્મપાલનમાં સ્થિર અને દૃઢ થઇએ.

× "अमुष्य" આ પદની જગ્યાએ ષષ્ઠી વિભક્ત્યન્ત પતિનુ નામ બોલવુ જોઇએ જેમકે કોઇનું નામ શિવશર્મા અથવા ચક્રવર્મા હોય તો તેનું નામ शिवशर्मणः અથવા चक्रवर्मणः ઇત્યાદિ બોલવુ જોઇએ તેમજ "असौ" પદની જગ્યાએ વધુએ પોતાનુ નામ પ્રથમા વિભક્ત્યન્ત જોડી મંત્રને પૂરો બોલવો જેમકે "यशोदाह शिवशर्मणस्ते" ઇત્યાદિ

~ આ જગ્યાએ પણ ( अमुष्य ) પદની જગ્યાએ પતિનું નામ ષષ્ઠ્યન્ત વિભક્તિ વડે બોલવું અને "असौ" ની જગ્યાએ વધુનુ પ્રથમાન્ત નામ જોડી બોલવું જોઇએ.

પશ્ચાત્ વર અને વધુ બંનેએ યજ્ઞકુંડના દક્ષિણ ભાગમા પૂર્વાભિમુખ થઇ યજ્ઞકુંડની સમીપમા બેસી પ્રથમ લખેલા ( **ओं अमृतोपस्तरणमसि स्वाहा,** ) ઇત્યાદિ ત્રણ મંત્રો વડે ક્રમથી ત્રણ આચમનો કરવા; ત્યારબાદ યજ્ઞકુંડમા સમિધા નાખી અગ્નિને પ્રદીપ્ત કરી પ્રથમ બતાવેલા ઘૃત, અને સ્થાલીપાક એટલે કે ભાતને તેજ વખતે તૈયાર કરવો. પશ્ચાત્ ( **ओं अयन्त इध्म०** ) ઇત્યાદિ ચાર મંત્રો વડે સમિધા હોમ બને વરવધુએ કરવો, પછી ઉપર લખ્યા પ્રમાણે ૪ આઘારાવાજ્યભાગાહુતિ અને ૪ વ્યાહૃતિ આહુતિ એમ મળી ૮ આઠ આજ્યાહુતિ વરવધુએ આપવી, તત્પશ્ચાત્ ઉપર કહેલો ભાત જે તૈયાર કરવામા આવ્યો હોય, તેને એક પાત્રમા કાઢી, તેના ઉપર શ્રુવા વડે ઘી રેડી ઘી અને ભાતને સારી રીતે મેળવી જમણા હાથવડે થોડો થોડો ભાત વર અને વધુએ લેવો અને નિમ્નલિખિત મન્ત્રોવડે ક્રમથી ચાર આહુતિઓ આપવી.

**ओ३म् अग्नये स्वाहा इदमग्नये इदं न मम । ओ३म् प्रजापतये स्वाहा, इद प्रजापतये, इदं न मम ॥ ओ३म् विश्वेभ्यो देवेभ्यः स्वाहा । इदं विश्वेभ्यो देवेभ्यः । इदं न मम ॥ ओ३म् अनुमतये स्वाहा । इदमनुमतये, इदं न मम ॥**

ત્યારબાદ ( **ओं यदस्यकर्म्मणो०** ) મંત્ર વડે એક સ્વિષ્ટકૃત આહુતિ આપવી અને પછી ચાર વ્યાહૃતિ આહુતિ અને ઉપર બતાવેલી અષ્ટાજ્યાહુતિ મળીને બાર આજ્યાહુતિઓ આપવી. તત્પશ્ચાત્ બાકી રહેલો ભાત એક પાત્રમા કાઢી તેના ઉપર ઘી રેડવું અને પોતાનો જમણો હાથ તે ભાત ઉપર રાખી નિમ્ન ત્રણ મંત્રો મનમા જપી ભાતમાથી થોડું ભક્ષણ કરવુ.

**ओ३म् अन्नपाशेन मणिना प्राणसूत्रेण पृश्निना । बध्नामि सत्यग्रन्थिना मनश्च हृदयं च ते* ॥ १**

---

હે, સ્વામિન્ ( **अहम्** ) હું યશોદા ( **अमुष्य** ) ચક્રવર્માની કે ભદ્રગુપ્તની અર્ધાંગી ( **पतिकुले** ) તમ્હારા કુળમા ધ્રુવા નિશ્ચળ જેવા કે આપ ( **ध्रुवम्** ) દૃઢ નિશ્ચય કરનાર મ્હારા સ્થિર પતિ ( **असि** ) છો તેમ હુ પણ તમ્હારી દૃઢ અને સ્થિર પત્ની થાઉં.

× હે વરાનને જેમ ( **द्यौ** ) સૂર્યની કાન્તિ અથવા વિદ્યુત્ ( **ध्रुवा** ) સૂર્ય અથવા પૃથિવ્યાદિ લોકોમા નિશ્ચલ, જેમ ( **पृथिवी** ) પૃથિવી પોતાના સ્વરૂપમા ( **ध्रुवा** ) સ્થિર, જેમ **इदम्** આ **विश्वम** ) સર્વ જગત સંસાર પ્રવાહ સ્વરૂપમા ( **ध्रुवम्** ) સ્થિર છે તથા જેમ ( **इमे पर्वताः** ) આ પર્વતો ( **ध्रुवास** ) પોતાના સ્થળમા સ્થિર છે, તેમ ( **इयम्** ) આ તું મારી ( સ્ત્રી ) ( પતિકુલે ) મારા કુળમા ( **ध्रुवा** ) સર્વદા સ્થીર રહે

* હે વધુ અથવા વર જેમ અન્નની સાથે પ્રાણ અને પ્રાણની સાથે અન્ન તથા અન્ન અને પ્રાણનો અન્તરિક્ષ સાથે સમ્બન્ધ છે તેમ તે તારૂ ( **हृदयम्** ) હૃદય ( **च** ) અને ( **मनः** ) મન ( **च** ) અને જે ચિત્ત ઇત્યાદિ તેને ( **सत्यग्रन्थिना** ) સત્યતાની ગાઠ વડે ( **बध्नामि** ) બાધું છું.

ओ३म् यदे तद्धृदयं तव तदस्तु × हृदयं मम यदिदꣳ हृदयम् तदस्तु हृदयं तव ॥ ओ३म् अन्न प्राणस्य षड्विꣳशस्तेन बध्नामि त्वा असौ – ॥ ३ ॥

ભક્ષણ કર્યા બાદ જે ઉચ્છિષ્ટ શેષ ભાગ રહેલો હોય તે પોતાની વધુને ખાવા માટે આપવો. જ્યારે વધુ ખાઇ ચુકે ત્યારે વર અને વધુએ તૈયાર થઇ યજ્ઞમંડપમા શુભાસન ઉપર નિયમ પ્રમાણે પૂર્વાભિમુખ બેસવુ, અને પ્રથમ લખ્યા પ્રમાણે સામવેદોક્ત મહાવામદેવ્ય ગાન કરવું ત્યાર બાદ આગળ લખ્યા પ્રમાણે ઇશ્વરની સ્તુતિ, પ્રાર્થનોપાસના, સ્વસ્તિવાચન અને શાંતિકરણ કર્મ કરી ક્ષાર–લવણ રહિત, મિષ્ટ, દુધ અને ઘીવાળુ ભોજન કરવું પછી પુરોહિત આદિ સદ્ધર્મી અને કાયને માટે ભેગા મળેલા સ્ત્રી પુરૂષોને સન્માનાર્થ ઉત્તમ ભોજન કરાવવું. ત્યારપછી યથાયોગ્ય પુરૂષોનો વૃદ્ધ પુરૂષોએ અને સ્ત્રીઓનો સ્ત્રીઓએ આદર સત્કાર કરી વિદાય કરવા તત્પશ્ચાત્ જ્યારે દશ ઘટિકા રાત્રિ જાય ત્યારે વર અને વધુએ પૃથક્ પૃથક્ સ્થાનમા ભૂમિપર પથારી પાથરી ત્રણ રાત્રિ પર્યન્ત બ્રહ્મચર્યવ્રત પાળી શયન કરવુ અને એવા પ્રકારનું ભોજન કરવું જોઇએ જેથી સ્વપ્નમા પણ વીર્યપાત ન થાય ત્યારબાદ ચોથે દિવસે વિધિપૂર્વક ગર્ભાધાન સંસ્કાર કરવો ચોથે દિવસે કંઇ અડચણ જેવુ હોય તો અધિક દિવસ સુધી બ્રહ્મચર્યવ્રતમા દૃઢ રહી જે દિવસે બંનેની ઇચ્છા થાય તે દિવસે ગર્ભાધાન વિધિમા લખ્યા પ્રમાણે ગર્ભાધાનની રાત્રિ હોય તે રાત્રિમા વિધિપૂર્વક ગર્ભાધાન કરવું, ત્યારબાદ બીજે દિવસે વર પક્ષવાળા લોકો વધુ અને વરને રથ–ગાડીમા બેસાડી મોટા સન્માનથી પોતાને ઘેર લાવે અને જો વધુ માતાપિતાના ઘરને છોડતી વખતે આંખમા આંસુ લાવે તો નિમ્નલિખિત મંત્ર વરે બોલવો.

ओ३म जीवं रुदन्ति विमयन्ते अध्वरे दीर्घामनु प्रसितिं दीधियुर्नरः । वामं पितृभ्यो य इदं समेरिरे मयः पतिभ्यो जनयः परिष्वजे ॥

ત્યાર પછી વર પોતાની જમણી બાજુએ વધુને ગાડીમા બેસાડે પશ્ચાત્ નિમ્નલિખિત મન્ત્રો બોલી રથને હાંકે.

ओ३म् पूषा त्वेतो नयतु हस्तगृह्याश्विना त्वा प्रवहतां रथेन । गृहान् गच्छ गृहपत्नी यथासो वशिनी त्वं विदथमा वदासि ॥ ओ३म् सुकिꣳशुकꣳ शल्मलिं

---

+ હે વર વા હે સ્ત્રિ ( यदेतत् ) જે આ ( तव ) તારૂં ( हृदयम् ) આત્મા અથવા અંતઃકરણ છે ( तत् ) તે ( मम ) મારા ( हृदयम् ) આત્મા અથવા અંતઃકરણની તુલ્ય પ્રિય ( अस्तु ) થાઓ અને ( मम ) મારો ( यदिदम् ) જે આ ( हृदयम् ) આત્મા પ્રાણ અને મન છે તે ( तव ) તારા ( हृदयम् ) આત્મા વગેરેની તુલ્ય પ્રિય ( अस्तु ) સદા રહો.

–( असौ ) વરે વધુનુ નામ બોલવું હે યશોદે ! જે ( प्राणस्य ) પ્રાણનું પોષણ કરનાર ( षड्विंश ) છવ્વીસમું તત્ત્વ ( अन्नम् ) અન્ન છે ( तेन ) તે વડે ( त्वा ) તને ( बध्नामि ) દૃઢ પ્રીતિવડે બાંધું છું.

**विश्वरूपꣳ हिरण्यवर्णꣳ सुवृतꣳ सुचक्रम् । आरोह सूर्ये अमृतस्य लोकꣳ स्योनं पत्ये वहतुꣳ कृणुष्व ॥**

જો વધુને એને ઘેરથી પોતાને ઘેર લાવતી વખતે એવો માર્ગ હોય કે જેથી નોકામા બેસવું પડે તો નિમ્નલિખિત મન્ત્ર બોલી નૌકા ઉપર બેસવું.

**ओ३म् अश्मन्वती रीयते संरभध्व मनुतिष्ठतप्रतरता सखायः ॥**

અને જે વખતે નૌકામાથી ઉતરવાનો સમય આવે તેવખતે નિમ્ન મંત્ર બોલી નાવમાથી ઉતરે.

**ओ३म् अत्रा जहाम ये असन्नशेवाः शिवान्वयमुत्तरेमाभिवाजान ।**

જો માર્ગ પ્રયાણમા બે રસ્તાઓ ભેગા થાય, નદી, વાઘ, ચોર, આદિથી ભય અથવા ભયંકર સ્થાન આવે તથા ઉચી નીચી તથા ખાડાવાળી જમીન, મોટા મોટા વૃક્ષોનો ઝુંડ અથવા સ્મશાન ભૂમિ આવે તો નિમ્નલિખિત મંત્ર બોલવો.

**ओ३म् मा विदन् परिपन्थिनो य आसीदन्ति दम्पती । सुगेभिर्दुर्गमतीताम-पद्रान्त्वरातयः × ॥**

તત્પશ્ચાત્ વર અને વધુ જે ગાડીમા બેઠા હોય તે ગાડીનુ કોઇ અંગ પૈડું ઇત્યાદિ ભાગી જાય અથવા બીજા કોઇ પ્રકારનો અકસ્માત્-ઉપદ્રવ થાય તો માર્ગમા કોઇ સારૂ સ્થાન જોઇ નિવાસ કરવો, સાથે રાખેલો જે વિવાહાગ્નિ તે પ્રગટ કરી તેમા આગળ લખ્યા પ્રમાણે ૪ વ્યાહૃતિ આજ્યાહુતિ આપવી પછી વામદેવ્ય ગાન કરવું.

જ્યારે વર વધુની ગાડી વરના ઘરની પાસે આવી પહોચે ત્યારે કુલીન પુત્રવતી સૌભાગ્યવતી કોઇ બ્રાહ્મણી અથવા પોતાના કુલની કોઇ તેવી સ્ત્રી સામે આવીને વધુનો હાથ પકડી વરની સાથે ગાડીથી નીચે ઉતારે અને વરની સાથે સભા મંડપમા લઇ જાય સભામંડપના દ્વારસમીપ આવતાજ અત્રે કાર્ય માટે આવેલા લોકોની તરફ જુવે અને નીચેનો મંત્ર બોલે.

**ओ३म् * सुमङ्गलीरियं वधूरिमाम् समेत पश्यत । सौभाग्यमस्यै दत्त्वा । याथास्तं विपरेतन ॥**

---

પશ્ચાત ઉપસ્થિત થયેલા લોકોએ નીચે લખેલા વાકયવડે આશીર્વાદ આપવો **ओं सौभाग्यमस्तु, ओं शुभंभवतु** ॥ પછી વર નીચેનો મંત્ર બોલી વધુને સભામંડપમા લઇ જાય

×હે પરમેશ્વર (**ये**) જે (**परिपन्थिन**) માર્ગ રોકનાર દુષ્ટ-ચોર અથવા શત્રુ (**दम्पति**) સ્ત્રી પુરૂષોપર (**आसीदन्ति**) આક્રમણ કરે છે તેને તે સ્ત્રી પુરૂષો (**मा विदन्**) ન ગણે અર્થાત્ તે દુષ્ટથી સ્ત્રી પુરૂષો દૂર રહે અને (**सुगेभि**) ઉત્તમ કૃત્યો અને જ્ઞાન વડે (**दुर्गम्**) સંકટોથી (**अतीताम्**) પાર પડે તથા (**अरातय**) જે દુશ્મનો છે તે (**अपद्रान्तु**) નાશને પ્રાપ્ત થાય.

*હે વિદ્વજ્જનો ! (**इयं वधू**) આ સ્ત્રી (**सुमङ्गली**) ઉત્તમ કલ્યાણકારક ગુણોથી યુક્ત થાય તેમ (**इमाम्**) આને (**समेत**) કરો અને (**पश्यत**) જુઓ એટલે કે જે રીતે એને

**ओ३म् इह प्रियं प्रजयां ते समृध्यतामस्मिन् गृहे गार्हपत्याय जागृहि। एना पत्या तन्वं१ संसृजस्वाधाजिव्री विदथमावदाथः ॥**

ત્યાર પછી વર અને વધુ પહેલાથી સ્થાપી રાખેલા યજ્ઞકુંડની સમીપમાં જઇ વર નિમ્ન લિખિત મંત્ર બોલી યજ્ઞકુંડના પશ્ચિમભાગમાં બાજોઠ અથવા તૃણાસનપર વધુને પોતાની જમણી તરફ પૂર્વાભિમુખ બેસાડે

**ओ३म् इह गावः प्रजायध्वमिहाश्वा इहो पूरुषाः । इहो सहस्र दक्षिणोऽपि पूषा निषीदतु ॥**

પશ્ચાત્ પ્રથમ લખેલા ( **ओ३म् अमृतोपस्तरणमसि** ) ઇત્યાદિ ત્રણ મંત્રો વડે અનુક્રમે ત્રણ આચમન કરે, ત્યારબાદ પેહેલા લખ્યા પ્રમાણે યજ્ઞકુંડમાં યથાવિધિ સમિધાઓને ગોઠવી અગ્ન્યાધાન કરવું જ્યારે તે અગ્નિ પ્રદીપ્ત થઇ જાય ત્યારે તેપર ઘી ગરમ કરી શુદ્ધ કરી લેવું અને પ્રથમ લખ્યા પ્રમાણે સમિધાદાન કરી પ્રદીપ્ત થયેલા અગ્નિમાં ૪ આઘારાવાજ્યભાગાહુતિઓ અને ૪ વ્યાહુતિ આહુતિ અને ૮ આજ્યાહુતિ મળી ૧૬ આહુતિઓ વર અને વધુએ આપી પ્રધાન હોમનો નિમ્નલિખિત મંત્રોવડે આરંભ કરવો

**ओ३म् इह धृतिः स्वाहा । इदमिह धृत्यै इदं न मम । ओ३म् इह स्वधृतिस्स्वाहा । इदमिह स्वधृत्यै इदं न मम । ओ३म् इह रन्तिः स्वाहा । इदमिह रन्त्यै इदं न मम । ओ३म् इह रमस्व स्वाहा । इदमिह रमाय इदं न मम । ओ३म् मयि धृतिः स्वाहा । इदं मयि धृत्यै, इदं न मम । ओ३म् मयि स्वधृतिः स्वाहा । इदं मयि स्वधृत्यै इदं न मम । ओ३म् मयि रमः स्वाहा । इदं न मम । ओ३म् मयि रमस्व स्वाहा । इदं मयि रमाय । इदं न मम ॥**

ઉપરના પ્રત્યેક મંત્ર વડે ૮ આહુતિ આપવી ત્યારબાદ નિમ્નલિખિત ૪ મંત્રોવડે અનુક્રમે ચાર આજ્યાહુતિઓ આપવી.

**ओ३म् आ नः प्रजां जनयतु प्रजापतिराजरसाय समनक्त्वर्यमा । अदुर्मङ्गलीः पतिलोकमाविश शन्नो भव द्विपदे शं चतुष्पदे स्वाहा । इदं सूर्यायै सावित्र्यै,**

---

ઉત્તમ સુખની પ્રાપ્તિ થાય તેવી આની ઉન્નતિ કરો ( **अस्यै** ) આને માટે ( **सौभाग्यम्** ) ઉત્તમ સૌભાગ્ય ( **दत्वा** ) આપી ( **अथ** ) પછી ( **आस्तम्** ) તમે પોતાને ઘેર ( **विपरेतन** ) પાછા જાવ

**इदं न मम ॥ १ ॥ ओ३म् अघोरचक्षुरपतिघ्न्योधिशिवा पशुभ्यः सुमनाः सुवर्चाः । वीरसूर्देवृकामा स्योना शन्नो भव द्विपदे शं चतुष्पदे स्वाहा इदं सूर्यायै साविच्यै इदन्न मम ॥ २ ॥ ओ३म् इमां त्वमिन्द्रमीढ्वः सुपुत्रां सुभगां कृणु । दशास्यां पुत्रा नाधेहि पतिमेकादशंकृधि स्वाहा । इदं सूर्यायै स्त्रवित्र्यै इदं न मम ॥ ३ ॥ ओ३म् सम्राज्ञी श्वशुरे भव सम्राज्ञी श्वश्र्वां भव । ननान्दरि सम्राज्ञी भव सम्राज्ञी अधिदेवृषु स्वाहा इदं सूर्य्यायै, इदं न मम ॥ ४ ॥**

---

(૧) હે વધુ ! (**अर्यमा**) ન્યાયકારી દયાળુ (**प्रजापतिः**) પરમાત્મા કૃપા કરીને (**आजरसाय**) વૃદ્ધાવસ્થા પર્યન્ત જીવવાને માટે (**न**) અમારી (**प्रजाम्**) ઉત્તમ પ્રજાને શુભગુણ કર્મ અને સ્વભાવથી (**आजनयतु**) પ્રસિદ્ધ કરે (**समनक्तु**) તેથી કરી ઉત્તમ સુખને પ્રાપ્ત કરે અને શુભગુણયુક્ત (**मङ्गली**) માંગલ્ય યુક્ત સ્ત્રિયો કુટુંબના સર્વ જનોને આનંદ (**अतु**) આપે તેમાની એક જે તુ વરાનને (**पतिलोकम्**) પતિના ઘરને અને સુખને (**आविश**) પ્રાપ્ત થા (**न**) અમારા (**द्विपदे**) પિતા આદિ મનુષ્યોને માટે (**शम्**) સુખ આપવાવાળી અને (**चतुष्पदे**) ગાય આદિ પશુઓને માટે (**शम्**) સુખ કરનારી (**भव**) થા.

(૨) આ મંત્રનો અર્થ પૃષ્ઠમા આગળ કરી ગયા છીએ

(૩) ઇશ્વર પુરૂષ અને સ્ત્રિયોને આજ્ઞા આપે છે કે હે (**मीढ्व**) વીર્ય સેવન કરનાર (**इन्द्र**) પરમૈશ્વર્ય યુક્ત ! તુ આ વધુના સ્વામિન્ (**त्वम्**) તુ (**इमाम्**) આ વધુને (**सुपुत्राम्**) ઉત્તમ પુત્રવાળી (**सुभगाम्**) સુંદર સૌભાગ્ય ભોગવવાવાળી (**कृणु**) કર (**अस्याम्**) આ વધુમા (**दश**) દશ (**पुत्रान्**) પુત્રોને (**आ, धेहि**) ઉત્પન્ન કર અધિક નહીં અને હે સ્ત્રિ ! તું પણ અધિક કામના નહીં કરતા દશ પુત્ર અને (**एकादशम्**) અગ્યારમા (**पतिम्**) પતિને પ્રાપ્ત થઇ સંતોષ (**कृधि**) કર જો આથી આગળ વધી સંતાનોત્પત્તિનો અધિક લોભ કરશો તો તમારા સંતાન દુષ્ટ, અલ્પાયુ, અને નિર્બુદ્ધિ થશે અને તમે પણ અલ્પાયુ અને રોગગ્રસ્ત થઇ જશો.

(૪) હે વરાનને ! તું (**श्वशुरे**) મારા પિતા કે જે તારા સસરો થાય છે તેમા પ્રીતિ કરી (**सम्राज्ञी**) પ્રકાશમાન ચક્રવર્તી રાજાની રાણી સમાન, પક્ષપાત છોડી પ્રવૃત્ત (**भव**) થા (**श्वश्र्वाम्**) મારી માતા કે જે તારી સાસુ થાય છે તેમા પ્રેમયુક્ત થઇ તેની આજ્ઞામા (**सम्राज्ञी**) સારી રીતે પ્રકાશમાન (**भव**) થા (**ननान्दरि**) મ્હારી બ્હેન જે તારી નણંદ છે તેમા (**सम्राज्ञी**) પ્રીતિવાળી અને (**देवृषु**) મારા ભાઇ જે તારા દીયર તથા જેઠ છે તેમા પણ પ્રીતિવડે પ્રકાશમાન (**अधिभव**) થા અર્થાત્ સર્વથી અવિરોધ પૂર્વક, પ્રીતિવાળી થા.

પછી આગળ લખ્યા પ્રમાણે ૧ હોમાહુતિ ૫ વ્યાહૃતિ આહુતિ અને એક પ્રાજાપત્યાહુતિ મળી ૭ આજ્યાહુતિઓ આપવી અને નિમ્નલિખિત મંત્ર વડે વર અને વધુ બન્નેએ દહિ ખાવું.

**समञ्जन्तु विश्वे॑ दे॒वाः समापो॒ हृद॑यानि नौ । सं मा॑त॒रिश्वा॒ सं धा॒ता समु॒ देष्ट्री॑ दधातु नौ * ॥**

પશ્ચાત્ **अहं भो अभिवादयामि॰** આ વાકયવડે વર વધુ બંનેએ વરના માતાપિતા ઇત્યાદિઓને પ્રીતિપૂર્વક નમસ્કાર કરવો. પશ્ચાત્ આભૂષણ વસ્ત્રાદિ પહેરી શુભાસન પર બેસી આગળ લખેલું વામદેવ્યગાન કરવું. અને તેજ સમયે પૃષ્ઠ ૪–૮ મા લખ્યા પ્રમાણે ઇશ્વરોપાસના કરવી આ વખતે અહીં આવેલા સર્વ સ્ત્રિ પુરૂષો ધ્યાનાવસ્થિત થઇ પરમેશ્વરનુ ચિન્તન કરે અને વર, વધુ, પિતા, આચાર્ય અને પુરોહિત ઇત્યાદિકને કહે કે **ओ३म् स्वस्ति भवन्तो ब्रुवन्तु** । ( તમે લોકો સ્વસ્તિવાચન કરો ! ) ત્યારબાદ પિતા આચાર્ય અને પુરોહિત વિદ્વાન હોય તો પૃષ્ઠ ૮–૧૧ મા લખ્યા પ્રમાણે સ્વસ્તિવાચનનો પાઠ પ્રેમપૂર્વક કરવો પિતા, આચાર્ય અને પુરોહિતના અભાવમા વર વધુ પોતે વિદ્વાન્ અને વેદવિત્ હોય તો તેઓ સ્વસ્તિવાચન કરે ત્યાર પછી કાર્યાર્થ ભેગા થયેલા સર્વ સ્ત્રી પુરૂષો **ओ३म् स्वस्ति ओ३म् स्वस्ति ओ३म् स्वस्ति** આ વાકયવડે વર વધુને આશીર્વાદ આપે ત્યાર પછી કાર્યકર્તા, પિતા, કાકા, ભાઇ આદિ પુરૂષોના તથા માતા, કાકી, બ્હેન આદિ સ્ત્રીઓનો સારી રીતે સત્કાર કરી વિદાય કરવા તત્પશ્ચાત્ જો કોઇ કારણ વિશેષથી સસરાના ઘરમા ગર્ભાધાન સંસ્કાર ન થઇ શકે તો વર અને વધુ બંને જણાએ અતિ ખારા અને ખાટાં ભોજનનો ત્યાગ કરી વિષયવાસનાથી રહિત થઇ વિવાહથી ચોથે દિવસે ગર્ભાધાન સંસ્કાર કરવો, જો તે દિવસે ઋતુકાલ ન હોય તો કોઇ બીજે દિવસે ગર્ભસ્થાપન કરવો જો વર બીજા દેશમા વિવાહને માટે ગયો હોય તો જે સ્થાનમા વિવાહ કરવા માટે ઉતારો કર્યો હોય તે સ્થાનમા ગર્ભાધાન કરવુ, પછી પોતાને ઘેર આવી પતિ, સાસુ, સસરા, નણુદ, દીયર, દેરાણી, જેઠ, જેઠાણી આદિ કુટુંબના મનુષ્યોનો વર અને વધુ સત્કાર કરે સદા પરસ્પર પ્રીતિપૂર્વક વર્તન રાખે. તથા વર પોતે વધુને મધુર વાણી, વસ્ત્ર, આભૂષણ આદિ વડે હમેશા પ્રસન્ન અને સંતુષ્ટ રાખે તેમ વધુએ પણ મધુર વાણી ઇત્યાદિથી સર્વને પ્રસન્ન રાખી વરવધુ સાથે પત્નીવ્રતઆદી સદ્ધર્મથી વર્તે તથા પત્ની પણ પતિની સાથે પતિવ્રતા આદિ સદ્ધર્મયુક્ત ચાલ ચલાવી હમેશાં પતિની આજ્ઞા પાળવામા તત્પર અને ઉત્સુક રહે તથા વર પણ સ્ત્રીની સાથે તેવીજ રીતે વર્તે.

**॥ इति विवाहसंस्कारविधिः समाप्तः ॥**

---

* આથી ઉત્તમ " **नमस्ते** " આ વેદોક્ત વાકય અભિવાદનને માટે નિત્યપ્રતિ સ્ત્રી પુરૂષ પિતા, પુત્ર ગુરૂશિષ્ય ઇત્યાદિને માટે છે સાંજે, સવારે જ્યારે અપૂર્વ સમાગમ થાય ત્યારે આ **नमस्ते** વાકયથી પરસ્પર અભિવાદન કરે.

# ॥ अथ गृहाश्रमसंस्कारविधिं वक्ष्यामः ॥

ઐહિક અને પરલૌકિક સુખની પ્રાપ્તિને માટે વિવાહ કરી, પોતાના સામર્થ્યાનુસાર પરોપકાર કરવો, અને નિયત સમયમા યથાવિધિ ઇશ્વરોપાસના અને ગૃહકૃત્ય સારી રીતે કરી સત્યધર્મમાજ પોતાનુ તન, મન, ધન અર્પણ કરવુ અને ધર્માનુસાર સન્તાનોની ઉત્પત્તિ કરવી, આને ગૃહસ્થાશ્રમ સંસ્કાર કહે છે. આ વિષયમા પ્રમાણ

**सोमो वधूयुरभवदश्विनास्तामुभा वरा । सूर्यां यत्पत्ये शंसन्तीं मनसा सविता ददात् ॥ १ ॥ इहैव स्तं मा वि यौष्टं विश्वमायुर्व्यश्नुतम् । क्रीडन्तौ पुत्रैर्नप्तृभिर्मोदमानौ स्वस्तकौ ॥ २ ॥ सुमङ्गली प्रतरणी गृहाणां सुशेवा पत्ये श्वशुराय शम्भूः । स्योना श्वश्र्वै प्रगृहान् विशेमान् ॥ ३ ॥ स्योना भव श्वशुरेभ्यः स्योना पत्ये गृहेभ्यः । स्योनास्यै सर्वस्यै विशे स्योना पुष्टायैषां भव ॥ ४ ॥ या दुर्हार्दो युवतयो याश्चेह जरतीरपि । वर्चो न्व स्यै सं दत्ताथास्तं विपरेतन ॥ ५ ॥ आरोह तल्पं सुमनस्यमानेह प्रजां जनय पत्ये अस्मै । इन्द्राणीव सुबुधा बुध्यमाना ज्योतिरग्रा उषसः प्रति जागरासि ॥ ६ ॥**

અર્થ—(**सोम**) સુકુમાર શુભગુણયુક્ત (**वधूयु**) વધુની કામના કરવાવાળો પતિ, તથા પતિની કામનાવાળી વધુ, (**अश्विना**) બન્ને બ્રહ્મચર્યથી વિદ્યાને પ્રાપ્ત (**अभवत्**) થાય અને (**उभा**) બ ને (**वरा**) સમાન ઉત્તમ ગુણકર્મ સ્વભાવવાળા (**आस्ताम्**) થાય, એવો (**यत्**) જે (**सूर्य्याम**) સૂર્યના કિરણ જેવી સુંદરતા ગુણથી યુક્ત, (**पत्ये**) પતિ માટે (**मनसा**) મનથી (**शंसन्तीम्**) ગુણ કીર્તન કરનારી વધુ છે, તેને પુરૂષ, અને તેવા પ્રકારના પુરૂષને સ્ત્રી (**सविता**) સકલ જગતનો ઉત્પાદક પરમાત્મા (**ददात्**) આપે છે, અર્થાત્ મોટા ભાગ્ય-વડેજ જેના ગુણ, કર્મ, સ્વભાવ સમાન હોય તેવા સ્ત્રી પુરૂષોનુ જોડું મળે છે (૧)

હે સ્ત્રી અને પુરૂષ ! હુ, પરમેશ્વર આજ્ઞા કરૂ છુ કે વિવાહમા તમે જે પ્રતિજ્ઞાઓ કરી ચુક્યા છો અને જેનો તમે બંનેએ સ્વીકાર કર્યો છે, (**इहैव**) તેમા (**स्तम**) તત્પર રહો (**मा, वियौष्टम्**) આ પ્રતિજ્ઞાનો ભંગ કદી ન કરો (**विश्वमायुर्व्यश्नुतम्**) ઋતુગામી થઈ વીર્યનો અધિક નાશ ન કરી, સંપૂર્ણ આયુષ્ય કે જે સો વર્ષથી ઓછુ હોતુ નથી તેને પ્રાપ્ત કરો, અને પુર્વોક્ત ધર્મ રીતિથી (**पुत्रै**) પુત્ર અને (**नप्तृभि**) પૌત્ર સહિત (**क्रीडन्तौ**) ક્રીડા કરતાં (**स्वस्तकौ**) ઉત્તમ ગૃહવાળા અને (**मोदमानौ**) આનન્દિત થઇ, ગૃહાશ્રમમા પ્રીતિપૂર્વક વાસ કરો (૨)

અર્થ—હે વરાનને ! તુ (**सुमङ्गली**) શુભમંગલાચરણ કરવાવાળી તથા (**प्रतरणी**) દોષ અને શોકાદિથી પૃથક રહેવાવાળી થઇ (**गृहाणाम्**) ગૃહકાર્યમા ચતુર અને તત્પર રહે, તથા

( सुशेवा ) ઉત્તમ સુખવાળી થઇ (पत्ये) પતિ ( श्वशुराय ) સસરા અને ( श्वश्र्वै ) સાસુને ( शमू ) સુખકર્તી થા તથા (स्योना) સ્વય પ્રસન્ન થઇ ( इमान् ) આ ( गृहान् ) ઘરોમાં સુખપૂર્વક (प्रविश) પ્રવેશ કર (૩)

' હે વધુ! તુ ( श्वशुरेभ्य ) સસરા સાસુ વિગેરેને ( स्योना ) સુખ દેનારી થા, ( पत्ये ) પતિને (स्योना) સુખ દેનારી અને (गृहेभ्य ) ગૃહસ્થના સ બધીઓને (स्योना) સુખદાયી ( भव ) થા તથા ( अस्यै ) આ ( सर्वस्यै ) સર્વ (विषे) પ્રજાને ( स्योना ) સુખપ્રદ થઇ (एषां) એના (पुष्टाय) પોષણુ માટે તત્પર (भव) રહે (૪)

( या ) જે ( दुर्हार्द ) દુષ્ટ હૃદયવાળી દુષ્ટાત્મિકા ( युवतयः ) યુવાન સ્ત્રીઓ ( च ) અને ( या ) જે ( इह ) આ સ્થાનમા ( जरतीं ) વૃધ્ધ દુષ્ટ સ્ત્રીઓ હોય, તે ( अपि ) પણુ ( अस्यै ) આ વધુને ( नु ) જલ્દી ( वर्च ) તેજ ( सं, दत्त ) આપે, ત્યાર પછી ( अस्तम् ) પોતપોતાને ઘેર ( विपरेतन ) ચાલી જાય અને ફરી કદીપણુ આની પાસે ન આવે (૫)

હે વરાનને ! તુ (सुमनस्यमाना) પ્રસન્ન ચિત્તવાળી થઇ ( तल्पम् ) પલગપર (आरोह) ચઢી શયન કર અને ( इह ) આ ગૃહાશ્રમમા સ્થિર રહી ( अस्मै ) આ ( पत्ये ) પતિને માટે ( प्रजां, जनय ) પ્રજા ઉત્પન્ન કર, ( सुबुधा ) સુજ્ઞાનવાળી (बुध्यमाना) ઉત્તમ શિક્ષાને પ્રાપ્ત કરી (इन्द्राणीव સૂર્યની કાન્તિની સમાન, (उषस ) અને પ્રભાતકાલની પહેલી ( ज्योति. ) જ્યોતિની સમાન (प्रति, जागरासि) પ્રત્યક્ષ સર્વ કાર્યમા જાગતી રહે (૬)

देवा अग्रे न्यपद्यन्त पत्नीः समस्पृशन्त तन्वस्तनूभिः । सूर्येव नारि विश्वरूपा महित्वा प्रजावती पत्या संभवेह ॥ ७ ॥ संपितरावृत्विये सृजेथां माता पिता च रेतसो भवाथः । मर्य इव योषामधिरोहयैनां प्रजां कृण्वाथामिह पुष्यतं रयिम् ॥ ८ ॥ तां पूषञ्छिवतमामेरयस्व यस्यां बीजं मनुष्या वपन्ति । या न ऊरू उशती विश्रयाति यस्यामुशन्तः प्रहरेम शेपः ॥ ९ ॥

હે સૌભાગ્યપ્રદે ( नारि ) નારી ! તુ જેમ ( इह ) આ ગૃહસ્થાશ્રમમા ( अग्रे ) પ્રથમ ( देवाः ) વિદ્વાન્ લોકો ( पत्नी ) ઉત્તમ સ્ત્રીઓને ( न्यपद्यन्त ) પ્રાપ્ત થાય છે અને ( तनूभि- ) શરીરોથી ( तन्व ) શરીરોને ( समस्पृशन्त ) સ્પર્શ કરે છે, તેમ ( विश्वरूपा ) વિવિધ સુદરરૂપ ધારણુ કરનારી (महित्वा) સત્કારને પ્રાપ્ત થઇ, (सूर्येव) સૂર્યની કાન્તિની સમાન (पत्या) પોતાના સ્વામીની સાથે મળી (प्रजावती) પ્રજાને પ્રાપ્ત કરનારી (संभव) થા (૭)

હે સ્ત્રીપુરૂષો ! તમે ( पितरौ ) બાલકોના જનક, ( ऋत्विये ) ઋતુસમયમા સંતાનોને ( संसृजेथाम् ) ઉત્તમ રીતે ઉત્પન્ન કરો, (माता) જનની (च) અને (पिता) જનક બને ( रेतस ) વીર્યને મેળવી ગર્ભાધાન કરનારા (भवाथ ) થાઓ હે પુરૂષ ! ( एनाम् ) આ ( योषाम् ) ત્હારી સ્ત્રીની ( मर्य, इव ) પ્રાપ્ત થનારા પતિની સમાન (ત્હારા જેવા) (अधिरोहय)

સંતાનોથી વૃદ્ધિ કર અને તમે અને (**इह**) આ ગૃહસ્થાશ્રમમા, પરસ્પર મળી (**प्रजाम्**) પ્રજા (**कृण्वाथाम्**) ઉત્પન્ન કરો, (**पुष्यतम्**) ને તેનું પાલણ પોષણ કરો તથા પુરૂષાર્થ કરી (**रयिम्**) ધન મેળવો (૮)

હે (**वृषन्**) વૃદ્ધિકારક પુરૂષ! (**यस्याम्**) જેમા (**मनुष्याः**) મનુષ્યો (**बीजम्**) વીર્ય (**वपन्ति**) વાવે છે, (નાખે છે) (**या**) જે, (**न**) અમારી (**उशती**) કામના કરનારી, (**ऊरु**) ઉરૂસ્થલનો, સુંદરતાથી (**विश्रयाति**) આશ્રય લે છે (**यस्याम्**) જેમા (**उशन्त**) સંતાનોની કામના કરનારા, અમે, (**शेप**) ઉપસ્થેન્દ્રિયનું (**प्रहरेम**) પ્રહરણ કરીએ છીએ (નાખીએ છીએ) (**ताम्**) તે (**शिवतमाम्**) અતિશય કલ્યાણકારી સ્ત્રીને, સંતાનોત્પત્તિ કરવા (**एरयस्व**) પ્રેમથી પ્રેરણા કર. (૯)

**स्योनाद्योनेरधि॑ बुध्य॑मानौ हसामुदौ॒ मह॑सा मोद॑मानौ। सुगू सु॑पुत्रौ सु॑गृहौ त॑राथो जी॒वावु॒षसो॒ वि॑भा॒तीः॥ १० ॥ इ॒हेमावि॑न्द्र॒ सं नु॑द च॒क्रवा॒केव॒ दम्प॑ती। प्र॒जयै॑नौ॒ स्वस्त॒कौ विश्व॒मायु॒र्व्य॑श्नुताम्॥ ११ ॥ ज॒नि॒य॑न्ति॒ ना॒वग्र॑वः पु॒त्रि॒य॑न्ति॒ सु॒दान॑वः। अरि॑ष्टासू सचेवहि बृ॒हते॒ वाज॑सातये॥ १२ ॥**

અર્થ—હે સ્ત્રી અને પુરૂષ! જેમ સૂર્ય (**विभाति**) સુંદર પ્રકાશયુક્ત (**उषस**) ઉષાને પ્રાપ્ત થાય છે, તેમ (**स्योनात्**) સુખથી (**याने**) ઘર મધ્યે (**अधि, बुध्यमानौ**) સંતાનોત્પત્તિ વગેરે ક્રિયા સારી પેઠે જાણવાવાળા, સદા (**हसामुदौ**) હાસ્ય અને આનંદયુક્ત, (**महसा**) ઘણા પ્રેમથી (**मोदमानौ**) અત્યંત પ્રસન્ન, (**सुगू**) ઉત્તમ વર્તનથી ધર્મયુક્ત વ્યવહારમા સારી રીતે ચાલનારા, (**सुपुत्रौ**) ઉત્તમ પુત્રોવાળા, અને (**सुगृहौ**) ઉત્તમ ઘર વગેરે સાધનોથી યુક્ત થઇ (**जीवौ**) ઉત્તમ પ્રકારનુ જીવન ધારણ કરી (**तराथ**) ગૃહસ્થાશ્રમના વ્યવહારને પૂર્ણ કરો (૧૦)

હે (**इन्द्र**) પરમૈશ્વર્યયુક્ત વિદ્વાન્ રાજન્! તમે (**इह**) આ સંસારમા (**इमौ**) આ સ્ત્રી અને પુરૂષને યોગ્ય સમયપર વિવાહ કરવાની આજ્ઞા આપો અને એવી વ્યવસ્થા કરવા કહો કે કોઇ પણ સ્ત્રી અથવા પુરૂષ (**विवाहविधि**મા લખેલા પ્રમાણોથી) વિરૂદ્ધ અથવા બીજી કોઇ અયોગ્ય રીતે વિવાહ ન કરી શકે (**संनुद**) સર્વને એવી પ્રેરણા કરો કે જેથી પૂર્ણ બ્રહ્મચર્યસહિત વિદ્યાધ્યયન કરી (**दम्पती**) પતિપત્ની (**चक्रवाकेव**) ચક્રવાકની સમાન એક બીજાથી પ્રેમબદ્ધ થઇ રહે અને (ગર્ભાધાન સંસ્કારમા જે વિધિ કહેવામા આવ્યો છે તે વિધિ પ્રમાણે) (**प्रजया**) પ્રજાથી (**एनौ**) એ બને (**स्वस्तकौ**) સુખયુકત થઇ (**विश्वम्**) સંપૂર્ણ સો વર્ષ પર્યન્તના (**आयु**) આયુષ્યને (**व्यश्नुताम्**) પ્રાપ્ત કરે. (૧૧)

હે મનુષ્યો! જેમ (**सुदानव**) વિદ્યાદિ ઉત્તમ ગુણોના દાન કરવાવાળા (**अग्रव**) ઉત્તમ સ્ત્રી પુરૂષો (**जनियन्ति**) (ઉત્તમ) પુત્રોની ઉત્પત્તિ કરે છે તથા (અધિકની) કામના કરે છે, તેમ અમારા પુત્રો ઉત્તમ થાય, (**अरिष्टासू**) બળ અને પ્રાણનો નાશ ન કરનારા થઇ (**बृहते**) મહાન્ (**वाजसातये**) પરોપકારાર્થ વિજ્ઞાન અને અન્નનુ દાન દેવામાં (**सचेवहि**) સર્વદા કટિબદ્ધ રહીએ જેથી અમારા સંતાનો પણ તેવા ઉત્તમ થાય. (૧૨)

प्रबुध्यस्व सुबुधा बुध्यमान दीर्घायुत्वाय शतशारदाय । गृहान् गच्छ गृहपत्नी यथासो दीर्घं त आयुः सविता कृणोतु ॥ १३ ॥ सहृदयं सांमनस्यमविद्वेषं कृणोमि वः । अन्यो अन्यमभिहर्यत वत्सं जातमिवाघ्न्या ॥ १४ ॥

હે પત્ની! તું (शतशारदाय) સો વર્ષ પર્યન્ત (दुर्घायुत्वाय) દીર્ઘકાલ જીવવાને માટે (सुबुधा) ઉત્તમ બુદ્ધિવાળી (बुध्यमाना) જ્ઞાનવાળી થઇ (गृहान्) મારા ઘરોને (गच्छ) પ્રાપ્ત થા, અને (गृहपत्नी) હું, જે ગૃહનો સ્વામિ છુ તેની સ્ત્રી તું (यथा) જેમ (ते) તારૂ (दीर्घम्) દીર્ઘકાળ પર્યન્ત (आयुः) જીવન (आसह) થાય તેનું (प्रबुध्यस्व) જ્ઞાન સારી રીતે પ્રાપ્ત કર. અને જે કોઇ ઉત્તમ વ્યવહાર હોય તેને પણ જાણ, આપણી આશાને (सविता) સર્વ જગત્‌ની ઉત્પત્તિ કરનાર અને સંપૂર્ણ ઐશ્વર્યને આપનાર પરમાત્મા (कृणोतु) કૃપાવડે પાર પાડે જેથી તું અને હું સર્વદા ઉન્નતીશીલ થઇ આનંદમા રહીએ. (૧૩)

હે ગૃહસ્થો! હું ઇશ્વર તમને જેવી આજ્ઞા આપું છુ તેવુજ તમારે તમારૂં વર્તન રાખવું, જેથી તમને અક્ષય સુખ થાય, એટલે કે (व) તમારી (सहृदयम्) જેવી ઇચ્છા પોતાના સુખને માટે કરો છો અને દુઃખ ન થાય તેમ ઇચ્છોછો, તેમજ માતા, પિતા, સન્તાન, સ્ત્રી, પુરૂષ, ભૃત્ય, મિત્ર, પડોસી અને બીજા બધા સાથે સમાન હૃદયથી રહો. (सांमनस्यम्) મન વડે સારી રીતે પ્રસન્નતા અને (अविद्वेषम्) વૈર વિરોધાદિથી રહિત જે વ્યવહાર છે, તેને હું તમારે માટે (कृणोमि) સ્થિર કરૂં છુ. તમે (अघ्न्या) હનન ન કરવા યોગ્ય ગાય જેમ (वत्सम् जातमिव) ઉત્પન્ન થયેલા વાછરડા પર વાત્સલ્ય ભાવનુ વર્તન રાખે છે તેમ તમે પણ (अन्योऽन्यम्) અરસપરસ (अभि, हर्यत) પ્રેમપૂર્વક શુભેચ્છાથી વર્ત્યા કરો (૧૪)

अनुव्रतः पितुः पुत्रो मात्रा भवतु संमनाः ॥ जाया पत्ये मधुमतीं वाचं वदतु शान्तिवान् ॥ १५ ॥ मा भ्राता भ्रातरं द्विक्षन्मा स्वसारमुत स्वसा । सम्यञ्चः सव्रता भूत्वा वाचं वदत भद्रया ॥ १६ ॥

હે ગૃહસ્થો! જેમ તમારો (पुत्र) પુત્ર (मात्रा) એની માતા સાથે (संमना) પ્રીતિયુક્ત મનવાળો, (अनुव्रत) અનુકુલ આચરણવાળો, (पितु) અને પિતાના સંબંધમાં એજ પ્રકારનો પ્રેમ ધરાવનાર (भवतु) થાય તેમ તમે પણ તમારા પુત્રોની સાથે વર્તતા રહો જેમ (जाया) સ્ત્રી (पत्ये) પતિની પ્રસન્નતાને માટે (मधुमतीम्) માધુર્યતાયુક્ત (वाचम्) વાણી (वदतु) કહે, તેમ પતિ પણ (शान्तिवान्) શાન્તિપૂર્વક પોતાની સ્ત્રી સાથે મધુર વાણીથી ભાષણ કર્યા કરે (૧૫)

હે ગૃહસ્થો! તમારામા (भ्राता) ભાઇ, (भ्रातरम्) ભાઇની સાથે (मा, (द्विक्षन्) દ્વેષ કદી ન કરે, (उत) અને (स्वसा) બ્હેને (स्वसारम्) પોતાની બહેન સાથે દ્વેષ કદિ (मा) ન કરવો તથા બ્હેન અને ભાઇએ પરસ્પર દ્વેષ કદિ ન કરવો; કિન્તુ (सम्यञ्चः) સારી રીતે

પ્રેમ આદિ ગુણવાળા ( सव्रता ) સમાન ગુણકર્મ સ્વભાવવાળા ( भूत्वा ) થઈ ( भद्रया ) મંગળકારક રીતિથી એક બીજાની સાથે ( वाच ) સુખદાયક વાણી ( वदतु ) બોલો. (૧૬)

येनं देवा न वियन्ति नो चं विद्विषते मिथः तत्कृण्मो ब्रह्म वो गृहे संज्ञानम् पुरुषेभ्यः ॥ १७ ॥ ज्यायस्वन्तश्चित्तिनो मा वियौष्ट संराधयन्तः सधुराश्चरन्तः । अन्यो अन्यस्मै वल्गु वदन्त एतं सध्रीचीनान्वः समनसस्कृणोमि ॥ १८ ॥

હે ગૃહસ્થો! હું ઇશ્વર, ( येन ) જે પ્રકારના વ્યવહારથી ( देवा ) વિદ્વાન લોકો (मिथ) પરસ્પર ( न वियन्ति ) પૃથક ભાવવાળા નથી થતા (च) અને ( नो, विद्विषते ) પરસ્પર દ્વેષ કદિ નથી કરતા (तत्) તેવા કર્મ (व) તમારા (गृहे) ઘરમા (कृण्म) નિશ્ચિત કરૂ છું, અને (पुरुषेभ्य·) પુરૂષોને (संज्ञानम्) સારી રીતે ચેતવુ છુ કે તમે લોકો પરસ્પર પ્રીતિથી વર્તિ બહુ (ब्रह्म) ધન અને ઐશ્વર્યને પ્રાપ્ત થાઓ. (૧૭)

હે ગૃહસ્થ આદિ મનુષ્યો! તમે ( ज्यायस्वन्त ) ઉત્તમ વિદ્યા આદિ ગુણવાળાં ( चित्तिन ) વિદ્વાન ( सधुरा )ધુર ધુર થઇ ( चरन्त ) વિચરતા અને ( संराधयन्त ) પરસ્પર મળી ધનધાન્ય અને રાજ્યસમૃદ્ધિ પ્રાપ્ત કરી ( मा, वियौष्ट ) વિરોધ અને ભેદ ભાવ કદિ નહીં રાખો ( अन्य ) એક ( अन्यस्मै )બીજાને માટે ( वल्गु ) સત્ય મધુર ભાષણ ( वदन्त ) કહેતા ( तव ) રહો તેને માટે ( सध्रीचीनान् ) સમાન લાભાલાભમા એક બીજાના સહાયક ( समनस ) એક મનવાળા ( व ) તમને હું ( कृणोमि ) કરૂ છું. અર્થાત્ હુ તમને આજ્ઞા કરૂ છુ કે તમે આલસ્ય છોડી તેનુ પાલન કરો ( ૧૮ )

समानी प्रपा सह वोऽन्नभागः समाने योक्त्रे सह वो युनज्मि । सम्यञ्चोऽग्निं संपर्यतारा नाभिमिवाभितः ॥ १९ ॥ सध्रीचीनान्वः संमनसस्कृणोम्येकश्नुष्टीन्त्संवननेन सर्वान् । देवा इवामृतं रक्षमाणा सायं प्रातः सौमनसो वो अस्तु ॥ २० ॥

अथर्वः कां० ३ । वर्ग० ३० । मं० १ । ७ ॥

હે ગૃહસ્થાદિ મનુષ્યો ! હુ, ઇશ્વર તમને આજ્ઞા કરૂ છુ કે તમારો ( प्रपा ) જળપાન, સ્નાન અને રહેવા વીગેરેનો વ્યવહાર ( समानी ) સમાન હોવો જોઇએ. ( व ) તમારૂ ( अन्नभाग ) ખાનપાન ( सह ) સાથે થવુ જ જોઇએ ( व ) તમારા ( योक्त्रे ) અશ્વાદિ યાન ( समाने ) એકજ ( सह ) તમારી પાસે રહે એવુ જોઇએ, અને તમને ધર્મ આદિ વ્યવહારમા પણ એક થવા ( युनज्मि ) નિયુક્ત કરૂં છું જેમ ( आरा ) ચક્રના આરા ( अभित· ) ચારો તરફથી ( नाभिमिव ) વચલી નેમીમા લાગેલા રહે છે, અથવા જેમ ઋત્વિજ લોકો અને યજમાન મળીને યજ્ઞમા ( अग्निम् ) અગ્નિઆદિના સેવન

વડે જગતનો ઉપકાર કરે છે, તેમ (**सम्यञ्चः**) સારી પ્રાપ્તિવાળા તમે, પરસ્પર મળી ધર્મયુક્ત કાર્યમા (**समर्वयत**) એક બીજાનુ હિત કર્યા કરો (૧૯)

ઇશ્વર આજ્ઞા આપે છે કે હે ગૃહસ્થાદિ મનુષ્યો! હું (**व**) તમને (**सध्रीचीनान्**) સાથે રહેનાર સર્વને (**संमन**) પરસ્પર હિતૈષી, (**एकश्नुष्टीन्**) એકજ ધર્મકૃત્યમા શીઘ્ર પ્રવૃત્ત થવાને માટે (**सर्वान्**) સર્વને (**संवननेन**) ધર્મકાર્યોના સેવનની સાથે, અને બીજાના ઉપકારમા નિયુક્ત (**कृणोमि**) કરૂં છુ તમે (**देवाइव**) વિદ્વાન્ જનોની સમાન (**अमृतम्**) વ્યવહારિક અને પારમાર્થિક સુખની (**रक्षमाण.**) રક્ષા કરતાં (**साय प्रात**) સવાર સાંજ અર્થાત્ સર્વ સમયે એક બીજાને પ્રેમપૂર્વક ભેટો આવા વર્તનથી (**व**) તમારો (**सौमनस**) મનનો આનન્દવાળો શુદ્ધભાવ (**अस्तु**) સર્વદા સ્થિર રહે (૨૦)

**श्रमेण तपसा सृष्टा ब्रह्मणा वित्तेऋते श्रिताः ॥ २१ ॥ सत्येनावृताः श्रिया प्रावृताः यशसा परीवृता ॥ २२ ॥ स्वधया परिहिताः श्रद्धया पर्यूढा दीक्षया गुप्ता यज्ञे प्रतिष्ठिता लोको निधनम् ॥ २३ ॥**

અર્થ—હે સ્ત્રીપુરૂષો! હુ ઇશ્વર તમને આજ્ઞા આપુ છુ કે તમે ગૃહસ્થી લોક (**श्रमेण**) પરીશ્રમ તથા (**तपसा**) પ્રાણાયામાદિ તપથી (**सृष्टा**) સંયુક્ત થઇ (**ब्रह्मणा**) વેદવિદ્યા, પરમાત્મા, અને ધનાદિથી (**वित्ते**) ભોગ કરવા યોગ્ય પદાર્થોના પ્રયત્નમા. અને (**ऋते**) યથાર્થ, પક્ષપાત રહિત ન્યાયરૂપ ધર્મમા (**श्रिता**) ચાલવાવાળા સદા રહો (૨૧)

(**सत्येन**) સત્યભાષણ આદિ કર્મોથી (**आवृता**) ચો તરફથી યુક્ત થઇ (**श्रिया**) શોભા અને લક્ષ્મીથી (**प्रावृता**) યુક્ત (**यशसा**) કીર્તિ અને ધનથી (**परिवृता**) સર્વ રીતે સંયુક્ત રહ્યા કરો (૨૨)

(**स्वधया**) પોતાનાજ અન્નાદિ પદાર્થના ધારણથી (**परिहिता**) સર્વના હિતકારી (**श्रद्धया**) સત્ય ધારણ કરવામા શ્રદ્ધાથી (**पर्यूढा**) સર્વ રીતે સર્વને સત્યાચરણ પ્રાપ્ત કરાવનારા (**दीक्षया**) નાના પ્રકારના બ્રહ્મચર્ય સત્યભાષણદિ વ્રતના ધારણથી (**गुप्ताः**) સુરક્ષિત, (**यज्ञे**) વિદ્વાનોનો સત્કાર, શિલ્પવિદ્યા અને શુભગુણોના દાનમા (**प्रतिष्ठिता**) પ્રતિષ્ઠા પ્રાપ્ત કરો, અને આવાજ કર્મોથી (**निधनं लोक**) આ મનુષ્યલોકને પ્રાપ્ત થઇ મૃત્યુ પર્યન્ત સર્વદા આનન્દમા રહો (૨૩)

**ओजश्च तेजश्च सहश्च वाक् च बलञ्चेन्द्रियं च श्रीश्च धर्मश्च ॥ २४ ॥**

પરમેશ્વર આજ્ઞા આપે છે કે હે મનુષ્યો! તમે જે (**ओज**) પરાક્રમ (**च**) અને તેની સામગ્રી (**तेज**) તપસ્વિપણુ (**च**) અને તેની સામગ્રી (**सहः**) સ્તુતિ, નિન્દા, હાનિ, લાભ, અને શોકાદિનું સહન (**च**) તથા તેના સાધનો, (**बलं च**) બલ અને તેના સાધનો, (**वाक् च**) સત્ય, પ્રિયવાણી અને તદનુકુલ વ્યવહાર (**इन्द्रियंच**) શાન્તિ, ધર્મયુક્ત અન્ત.કરણ અને શુદ્ધાત્મા તથા જીતેન્દ્રિયતા, (**श्रीश्च**) લક્ષ્મી અને તેની પ્રાપ્તિનો ધર્મયુક્ત

ઉદ્યોગ, ( धर्मश्च ) પક્ષપાતરહિત ન્યાયાચરણરૂપ વેદોક્ત ધર્મ અને જે એના સાધન અને લક્ષણો છે તેને તમે પ્રાપ્ત કરીને તદનુસાર તમારો વ્યવહાર રાખો (૨૪)

**ब्रह्मंच क्षत्रं चं राष्ट्रंच विशंश्च त्विषिश्च यशंश्च वर्चंश्च द्रविणंच ॥ २५ ॥ आयुंश्च रूपंच नामंच कीर्तिश्च प्राणश्चापानश्च चक्षुश्च श्रोत्रं च ॥ २६ ॥ पयंश्च रसंश्चान्नं चान्नाद्यं च ऋतं चं सत्यं चेष्टं चं पूर्तं चं प्रजा चं पशवंश्च ॥ २७ ॥**

**अथर्व० कां० १२ । अ० ५ । व० १–२ ॥**

પરમેશ્વર આજ્ઞા આપે છે કે હે ગૃહસ્થાદિ મનુષ્યો! તમને એજ યોગ્ય છે કે (**ब्रह्म, च**) પૂર્ણવિદ્યા તથા શુભગુણવાળા મનુષ્યો અને સર્વના ઉપકારક, શમ, દમ આદિ ગુણવાળા, બ્રહ્મકુળ, (**क्षत्र च**) વિદ્યાદિ ઉત્તમ ગુણવાળા, વિનય અને શૌર્યાદિ ગુણવાળા ક્ષત્રિય કુલ, (**राष्ट्रंच**) રાજ્ય અને તેનુ ન્યાયથી પાલન (**विशश्च**) ઉત્તમ પ્રજા અને તેની ઉન્નતિ, (**त्विषिश्च**) સદવિદ્યાદિનુ તેજ, અને આરોગ્ય શરીર, આ સર્વના, તથા આત્માના બલથી પ્રકાશમાન, તથા તેમની વૃદ્ધિ વડે ( **यशश्च** ) કીર્તિ અને તેના સાધનોને પ્રાપ્ત થાઓ, (**वर्चश्च**) ભણેલી વિદ્યાનો વિચાર, નિત્ય (**द्रविण च** ) દ્રવ્યોપાર્જન અને તેની રક્ષા કરો, તથા ધર્મયુક્ત પરોપકારમા ખર્ચો (૨૫)

હે સ્ત્રીપુરૂષો! તમે તમારા (**आयु**) જીવનની વૃદ્ધિ કરો, (**च**) અને આખી જીંદગીમા ધર્મયુક્ત ઉત્તમ કાર્યોજ કર્યા કરો (**रूपच**) સૌદર્યની પ્રાપ્તિ માટે વિષયાસક્તિ કુપથ્ય અને રોગના હેતુઓ તથા અધર્માચરણ છોડીને પવિત્રતાથી રહો વસ્ત્રાભૂષણ ધારણ કર્યા કરો. (**नाम, च**) નામકરણના ( પાછળ લખ્યા પ્રમાણે ) શાસ્ત્રોક્ત વિધિ પ્રમાણે નામ ધારણ કરી (**कीर्तिश्च**) સત્યાચરણ વડે પ્રશસા થાય તેવા કાર્યો કરો ગુણોમા દોષારોપણ અને ગુણારોપણને શીઘ્ર છોડી દો (**प्राणश्च**) લાબા વખત સુધી જીવન ધારણ કરો અને તદનુકૂલ યુક્ત આહાર અને વિહારાદિ સાધન, (**अपानश्च**) સર્વ દુ ખ દુર કરવાનો ઉપાય અને તે ઉપાયની સામગ્રી, (**चक्षुश्च**) પ્રત્યક્ષ અનુમાન અને ઉપમાન (**श्रोत्र च**) તથા શબ્દ પ્રમાણ અને તેની સામગ્રી આ સર્વને ધારણ કરો (૨૬)

હે ગૃહસ્થ લોકો! (**पयश्च**) ઉત્તમ પાણી દુધ અને તેનુ શોધન (**रसश्च**) ઘી દુધ મધ ઇત્યાદિ પદાર્થોનો યોગ્ય આહાર વિહાર કરો (**अन्न च**) ઉત્તમ ચોખા, ઘઉ વિગેરે અને તેનો ઉત્તમ સંસ્કાર, (**अन्नाद्यं च**) ખાવા યોગ્ય પદાર્થો અને તેની સાથે દાળ, ભાત, શાક, કઢી વગેરેની પ્રાપ્તિ કરો (**ऋत च**) સત્ય માનવુ, અને સત્ય મનાવવું; (**सत्य च**) સત્ય બોલવુ અને બોલાવવું, (**इष्ट च**) યજ્ઞ કરવો અને કરાવવો, (**पूर्तंच**) યજ્ઞની સામગ્રી પુરી પાડવી તથા કુવા વાવ વગેરે જલાશય અને બાગ બગીચાઓ પરોપકારને માટે બનાવવા અને લોકોને બનાવવા માટે પ્રેરવા, (**प्रजा, च**) પ્રજાની ઉત્પત્તિ, પાલન અને ઉન્નત્તિ સર્વદા કરવી અને કરાવવી. (**पशवश्च**) ગાય આદિ પશુઓનુ પાલન અને ઉન્નત્તિ સદા કરવી તથા કરાવવી (૨૭)

**कुर्वन्नेवेह कर्माणि जिजीविषेच्छतꣳ समाः । एवं त्वयि नान्यथेतोऽस्ति न कर्म लिप्यते नरे ॥ १ य० अ० ४० । मं० २ ॥**

પરમાત્મા સર્વ મનુષ્યોને આજ્ઞા કરે છે કે પ્રત્યેક મનુષ્ય (**इह**) આ સંસારમાં શરીરથી સમર્થ થઇ (**कर्मणि**) સત્કર્મોને (**कुर्वन्नेव**) કરતાં કરતાં (**शतं, समाः**) સો વર્ષ સુધી (**जिजीविषेत्**) જીવવાની ઇચ્છા કરે, આળસુ અને પ્રમાદી કદી ન થાય. (**एवम्**) એ પ્રમાણે ઉત્તમ કર્મો કરતાં, (**त्वयि, नरे**) હે મનુષ્ય ! તું (**इत**) આ કારણથી (**नान्यथा**) સુખથી ઉલટું જે (**कर्म**) દુઃખકર્મ, તેમાં પણ તું (**न, लिप्यते**) લીપ્ત થઇશ નહિ. હે મનુષ્યો ! તમે પાપકર્મમાં લિપ્ત ન થાઓ કેમકે તેમાં દુઃખ છે અને ઉત્તમ કર્મોથી દુઃખ કદી પણ (**नास्ति**) નથી થતું માટે હે સ્ત્રીપુરૂષો ! તમે સર્વ સદા પુરૂષાર્થી થઈ ઉત્તમ કર્મો કરવામાં ઉન્નતિવાળા થાઓ અને બીજાઓને તેમ કરવા હમેશા પ્રેરણા કરો. (૧)

સ્ત્રી પુરૂષો હમેશા નીચે લખેલા મન્ત્રો પ્રમાણે પોતાની ઇચ્છા રાખે અને તદનુસાર આચરણ હમેશા રાખે

**भूर्भुवः स्वः । सुप्रजाः प्रजाभिः स्याꣳ सुवीरो वीरैः सुपोषः पोषैः । नर्य प्रजां मे पाहि शꣳस्य पशून् मे पाह्यथर्य पितुं मे पाहि ॥ २ ॥ गृहा मा बिभीत मा वेपध्वमूर्जं बिभ्रत एमसि । ऊर्जं बिभ्रद्वः सुमनाः सुमेधा गृहानैमि मनसा मोदमानः ॥ ३ ॥ य० अ० ३ । मं० ३७ । ४१ ॥**

હે સ્ત્રી, અથવા પુરૂષ ! હું, આપણા બેના સંબંધથી (**भू र्भुव स्वः**) શારીરિક, વાચિક અને માનસિક, અર્થાત્ ત્રણ પ્રકારના સુખોથી યુક્ત થઇ, મનુષ્ય આદિ ઉત્તમ પ્રજાઓની સાથે (**सुप्रजाः**) ઉત્તમ પ્રજાવાળો થાઉં, (**वीरै**) ઉત્તમ પુત્ર, બન્ધુ અન્ય સમ્બન્ધી અને નોકર ચાકરની સાથે (**सुवीर.**) ઉત્તમ વીર થાઉં, અને (**पोषै**) ઉત્તમ પુષ્ટિકારક વ્યવહારોથી (**सुपौष**) ઉત્તમ પુષ્ટિવાળો થાઉં (**नर्य**) મનુષ્યોમાં સજ્જન હે વીર ! સ્વામિન્ ! (**मे**) મ્હારી (**प्रजाम्**) પ્રજાની (**पाहि**) રક્ષા કરો. (**शंस्य**) હે પ્રશંસા કરવા યોગ્ય સ્વામિન્ ! તમે (**मे**) મ્હારા (**पशून्**) પશુઓની (**पाहि**) રક્ષા કરો હે (**अथर्य**) હિંસારહિત, દયાળુ સ્વામિન્ ! (**मे**) મ્હારા (**पितुम्**) અન્ન ઇત્યાદિની (**पाहि**) રક્ષા કરો. તેજ પ્રમાણે, હે નારિ ! પ્રશસ્ત ગુણવાળી મ્હારી, પ્રજા, પશુઓ, અને અન્ન વગેરેનું તું રક્ષણ સર્વદા કર. (૨)

હે (**गृहा**) ગૃહસ્થ લોકો તમે વિધિપૂર્વક ગૃહાશ્રમમાં પ્રવિષ્ટ થવા (**मा, बिभीत**) ભય નહી રાખો. (**मा, वेपध्वम्**) કદીપણ કંપાયમાન નહી થાઓ, (**ऊर्जम्**) અન્ન, પરાક્રમ, અને વિદ્યા આદિ શુભગુણવાળા થઇ ગૃહાશ્રમને (**बिभ्रत**) ધારણ કરો તમને અમે સત્યોપદેશક વિદ્વાન્ લોકો (**एमसि**) પ્રાપ્ત થઇ સત્યોપદેશ કરીએ છીએ તમેજ અમારો (વાનપ્રસ્થી તથા સંન્યાસીનો ) અન્ન, પાન, વસ્ત્ર અને સ્થાન વડે નિર્વાહ કરો છો, એ માટે તમારો (**मनसा**), અંતઃકરણથી (**मोदमानः**) ખુશી થઇ (**सुमनाः**) પ્રસન્ન મન અને (**सुमेधाः**) ઉત્તમ બુદ્ધિવાળો થઇ તથા હે મારા પૂજનીય પિતા અને અન્ય લોકો ! (**वः**) તમારે માટે (**ऊर्जम्**)

પરાક્રમ, ધન, ધાન્ય, આદિ ઐશ્વર્યને (बिभ्रत्) ધારણ કરી, તમે, (गृहान्) જે ગૃહસ્થો છો તેમને, (आप्यामि) સર્વ પ્રકારે પ્રાપ્ત થાઉં છુ, તેમજ તમે પણ મ્હારી સાથે પ્રસન્ન થઇ વર્તો (૩)

एषां म॒ध्येति॑ प्र॒वस॒न् येषु॑ सौमन॒सो ब॒हुः । गृ॒हानुप॑ह्वयामहे॒ ते नो॑ जान॒न्तु जा॒नतः ॥ ४ ॥ उप॑हूता इ॒ह गाव॒ उप॑हूता अ॒जाव॒यः । अथो॒ अन्न॑स्य कीला॒ल उप॑हूतो गृ॒हेषु॑ नः । क्षेमा॑य वः शान्त्यै॒ प्रप॑द्ये शि॒वꣳश॒ग्मꣳशंयोः॒ शंयोः॑ ॥ ५ ॥

यजुः० अध्या० ३ मं० ४२-४३.

હે ગૃહસ્થો ! પરદેશમા મનુષ્ય (एषाम्) તેઓનુ (अध्येति) સ્મરણ કરે છે (येषु) જે ગૃહસ્થોમા (बहु) બહુજ (सौमनस) પ્રીતિ હોય છે તેવા (गृहान्) ગૃહસ્થોની અમે વિદ્વાન્ જનો (उप, ह्वयामहे) પ્રશસા કરીએ છીએ, અને તેઓ અમારી સમીપ રહે એમ ચાહીયે છીએ (ते) તે ગૃહસ્થ લોકો (जानत) પરસ્પર સ્મરણ કરનારા અને જાણનારા (न) અમને (जानन्तु) તેમના મિત્ર સમજે તેમજ તમે હે ગૃહસ્થ જનો ! અમે સન્યાશી જનો અને તમે, પરસ્પર પ્રેમ ભાવથી મળી વ્યવહાર તથા પરમાર્થની સિદ્ધિ કરીએ (૪)

હે ગૃહસ્થો ! (न) અમારા (गृहेषु) ઘરોમા જેવી રીતે (गावः) ગાય વગેરે ઉત્તમ પશુઓ (उपहूता) પાસે રહે તથા (अजावय) બકરી ઇત્યાદિ દુધ દેનારા પશુઓ (उपहूता) પાસે રહે (अथो) ત્યાર બાદ (अन्नस्य) અન્નાદિ પદાર્થોમા (कीलाल) ઉત્તમ અન્ન વગેરે પ્રાપ્ત થાય તેવા પ્રયત્નો કરતા રહીએ હે ગૃહસ્થો ! હુ રાજા વા ઉપદેશક (इह) આ ગૃહસ્થાશ્રમમા (व) તમારા (क्षेमाय) રક્ષણ અને (शान्त्यै) સુખશાન્તિ ને માટે (प्रपद्ये) પ્રાપ્ત થાઉં છું આપણે પ્રીતિથી પરસ્પર મળી (शिवम्) કલ્યાણ (शग्मम्) વ્યવહારિક સુખ અને (शयो शयो) પારમાર્થિક સુખની પ્રાપ્તિ કરી અન્ય સર્વ જનોને સુખ આપવા પ્રયત્ન કરીએ (૫)

सन्तुष्टो भार्यया भर्त्ता भर्त्रा भार्या तथैव च ।
यस्मिन्नेव कुले नित्यं कल्याणं तत्र वै ध्रुवम् ॥ १ ॥
यदि हि स्त्री न रोचेत, पुमांस न प्रमोदयेत् ।
अप्रमोदात् पुनः पुंसः प्रजनं न प्रवर्त्तते ॥ २ ॥ मनु०

અર્થ —શ્રી મનુ મહારાજ કહે છે કે-હે ગૃહસ્થો ! જે કુળમા સ્ત્રીથી પતિ પ્રસન્ન અને પતિથી સ્ત્રી સદા પ્રસન્ન રહે છે, તે કુળનુ જરૂર કલ્યાણ થાય છે, અને જ્યા બન્ને પરસ્પર અપ્રસન્ન રહે છે, ત્યા નિત્ય કલહ વાસ કરે છે ૧ જો સ્ત્રી, પુરૂષપર પ્રીતિ નહી રાખે અથવા તેને ખુશ નહી રાખે તો અપ્રસન્નતા થવાથી પુરૂષના શરીરમા કદી કામોત્પત્તિ નહી થાય, અને તે નહી થવાથી સતાનોની પણ ઉત્પત્તિ નહી થાય અને કદાચિત્ થયા તો દુર્બળ અને દુષ્ટ થવાના. ૨

स्त्रियान्तु रोचमानायां सर्वन्तद्रोचते कुलम् ।
तस्यां त्वरोचमानायां सर्वमेव न रोचते ॥ ३ ॥ मनुः०

અર્થ—મનુ મહારાજ કહે છે કે, જો પુરૂષ સ્ત્રીને પ્રસન્ન નથી રાખતો તો તે સ્ત્રીના અપ્રસન્ન રહેવાથી બધુ કુલ અપ્રસન્ન અને શોકાતુર રહે છે અને જ્યારે પુરૂષથી સ્ત્રી પ્રસન્ન રહે છે ત્યારે બધુ કુલ આનંદમા રહે છે. ૩.

पितृभिर्भ्रातृभिश्चैताः पतिभिर्देवरैस्तथा ।
पूज्या भूषयितव्याश्च बहुकल्याणमीप्सुभिः ॥ ४ ॥
यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवताः ।
यत्रैतास्तु न पूज्यन्ते सर्वास्तत्राफलाः क्रियाः ॥ ५ ॥
शोचन्ति जामयो यत्र विनश्यत्याशु तत्कुलम् ।
न शोचन्ति तु यत्रैता वर्द्धते तद्धि सर्वदा ॥ ६ ॥
जामयो यानि गेहानि शपन्त्यप्रतिपूजिताः ।
तानि कृत्याहतानीव विनश्यन्ति समन्ततः ॥ ७ ॥ मनु०

અર્થ—મનુ મહારાજ કહે છે કે, ભ્રાતા, પિતા, પતિ અને દીયર વીગેરેને યોગ્ય છે કે પોતાનિ કન્યા, બ્હેન, સ્ત્રી અને ભાભી આદિ સ્ત્રીઓનો હમેશા સત્કાર કર્યા કરે અર્થાત્ યથાયોગ્ય, મધુર ભાષણ, ભોજન વસ્ત્ર અને આભૂષણ, વગેરેથી હમેશા પ્રસન્ન રાખે. જેઓને પોતાના કલ્યાણની ઇચ્છા હોય તેઓએ સ્ત્રીઓને કદી પણ કલેશ નહીં આપવો. ૪. જે કુળમા સ્ત્રીયોનો સત્કાર થાય છે તે કુલમા ઉત્તમ ગુણ, ઉત્તમ ભોગ્ય પદાર્થ અને ઉત્તમ સન્તાન થાય છે, અને જે કુળમા સ્ત્રીનો સત્કાર થતો નથી, ત્યા સર્વ ક્રિયાઓ નિષ્ફળ જાય છે. ૫. જે કુલમા સ્ત્રીજનો પોતાના પુરૂષોના વેશ્યાગમન અથવા વ્યભિચાર વગેરે દોષોથી શોકાતુર રહે છે તે કુલ શીઘ નાશ પામે છે, અને જે કુલમા સ્ત્રીજનો તેઓના પુરૂષોના ઉત્તમ આચ્ચરણોથી પ્રસન્ન રહે છે, તે કુલ સર્વદા વૃદ્ધિને પામે છે ૬. જે કુલમાં અને ઘરોમા, અપૂજિત અર્થાત્ સત્કારને પ્રાપ્ત નહિં થનારી સ્ત્રી, જે ગૃહસ્થોને શાપ આપે છે તે કુળ તથા ગૃહસ્થો જેમ વિષ આપવાથી બહુ મનુષ્યો એકદમ નષ્ટ થઇ જાય છે, તેમ સર્વ પ્રકારે નષ્ટ થાય છે. ૭.

तस्मादेताः सदा पूज्या भूषणाच्छादनाशनैः ।
भूतिकामैर्नरैर्नित्यं सत्कारेषूत्सवेषु च ॥ ८ ॥ मनु०

सदा प्रहृष्टया भाव्यं गृहकार्येषु दक्षया ।
सुसंस्कृतोपस्करया व्यये चामुक्तहस्तया ॥ ९॥ मनु०

અર્થ—આ કારણથી ઐશ્વર્યની ઇચ્છા કરનાર પુરૂષોને ઉચિત છે કે ઉત્સવોમા, અને જ્યારે જ્યારે સત્કારનો સમય આવે ત્યારે ત્યારે ભૂષણ વસ્ત્રો, તથા ખાનપાનાદિથી સ્ત્રીનો સત્કાર કરી તેમને પ્રસન્ન રાખે ૮

સ્ત્રી જનોને ઉચિત છે કે સર્વદા આનંદમા રહી ચતુરતાથી પોતાના ગૃહકાર્યોમા ઉત્સુકતાથી વર્તવુ, તથા અન્નાદિ પદાર્થોનો ઉત્તમ સસ્કાર પાત્ર, વસ્ત્ર તથા ગૃહાદિને સાફ સુફ કરવામા સદા પ્રસન્ન રહે અને ઘરમા ભોજનાદિનો ખર્ચ કરવામા કુશલતાથી હમેશા વર્તે ૯.

एताश्चान्याश्च लोकेऽस्मिन्नपकृष्टप्रसूतयः ।
उत्कर्षं योषितः प्राप्ताः स्वैः स्वैर्भर्तृगुणैः शुभैः ॥ १० ॥

અર્થ—દુષ્ટાચરણવાળી સ્ત્રી હોય, તથાપિ આ સંસારમા બહુ સ્ત્રીઓ પોતાના પતિઓના શુભગુણથી ઉત્કૃષ્ટગુણવાળી થઇ ગઇ છે, થાય છે, અને થશે માટે જો પુરૂષ શ્રેષ્ઠ હોય તો સ્ત્રી શ્રેષ્ઠ, અને પુરૂષ દુષ્ટ હોય તો સ્ત્રી દુષ્ટ થઇ જાય છે એટલા કારણથી પુરૂષોએ પહેલા પોતે ઉત્તમ થઇને પછી સ્ત્રીને ઉત્તમ કરવાની કોશીષ કરવી જોઇએ. ૧૦

प्रजनार्थं महाभागाः पूजार्हा गृहदीप्तयः ।
स्त्रियःश्रियश्च गेहेषु न विशेषोऽस्तिकश्चन ॥ ११ ॥
उत्पादनमपत्यस्य जातस्य परिपालनम् ।
प्रत्यह लोकयात्रायाः प्रत्यक्षं स्त्रीनिबन्धम् ॥ १२ ॥
अपत्यधर्मकार्य्याणि शुश्रूषा रतिरुत्तमा ।
दाराधीनस्तथा स्वर्गः पितृणामात्मनश्च ह ॥ १३ ॥
यथा वायुं समाश्रित्य वर्तन्ते सर्वजन्तवः ।
तथागृहस्थमाश्रित्य वर्तन्ते सर्व आश्रमाः ॥ १४ ॥ मनु० ॥

અર્થ—હે પુરૂષો! સન્તાનોત્પત્તિને માટે, મહા ભાગ્યોદય કરનારી સત્કાર યોગ્ય તથા ગૃહસ્થાશ્રમનો પ્રકાશ કરનારી સ્ત્રીઓ, જે ઘરોમા છે તે લક્ષ્મી સ્વરૂપ છે કેમકે લક્ષ્મી શોભા શ્રી અને સ્ત્રીઓમા કઇ પણ ભેદ નથી ॥ ૧૧ ॥ હે પુરૂષો! સન્તાનની ઉત્પતી અને પાલન આદિ લોક વ્યવહાર નિત્યપ્રતિ ગૃહસ્થાશ્રમીનુ મુખ્ય કર્તવ્ય છે, તેમા સ્ત્રી સાક્ષાત્ કુશળ અને પ્રબન્ધ કરનારી છે ॥ ૧૨ ॥ સન્તાનોત્પત્તિ, ધર્મકાર્ય, સેવા, ઉત્તમ રિતિ, તથા પોતાનું અને પિતા આદિ વડીલોનુ સર્વ સુખ સ્ત્રીને આધીન છે ॥ ૧૩ ॥ જેમ

વાયુના આશ્રયથી સર્વ જીવોની સ્થિતિ છે તેમ ગૃહસ્થ આશ્રમથી બ્રહ્મચારી, વાનપ્રસ્થ અને સંન્યાસી આ સર્વ આશ્રમોનો નિર્વાહ ચાલે છે ॥ ૧૪ ॥

यस्मात् त्रयोऽप्याश्रमिणो दानेनान्नेन चान्नहम् ।
गृहस्थेनैव धार्यन्ते तस्माज्ज्येष्ठाश्रमो गृही ॥ १५ ॥
स संधार्यः प्रयत्नेन स्वर्गमक्षयमिच्छता ।
सुखं चेहेच्छता नित्यं योऽधार्यो दुर्बलेन्द्रियैः ॥ १६ ॥
सर्वेषामपि चैतेषां वेदस्मृतिविधानतः ।
गृहस्थ उच्यते श्रेष्ठः स त्रीनेतान् बिभर्ति हि ॥ १७ ॥ मनुः० ॥

અર્થ.—જેટલા માટે બ્રહ્મચારી વાનપ્રસ્થ અને સંન્યાસ, આ ત્રણ આશ્રમીઓનું ધન, અને વસ્ત્રાદિ વડે નિત્યપ્રતિ ગૃહસ્થજ ધારણ અને પોષણ કરે છે તેટલા માટે ચાર આશ્રમોમા ગૃહસ્થાશ્રમ સર્વેમા શ્રેષ્ઠ છે ૧૫ હે સ્ત્રી પુરૂષો! જો તમે મુક્તિના * અક્ષય સુખ અને આ સંસારના સુખની ઇચ્છા રાખતા હો તો દુર્બલેન્દ્રિય અને નિર્બુદ્ધિ પુરૂષોથી, ધારણ ન કરવા યોગ્ય જે આ ગૃહસ્થાશ્રમ છે તેને તમે મોટા પ્રયત્ન વડે ધારણ કરો ૧૬ વેદ અને સ્મૃતિના પ્રમાણોથી જણાય છે કે સર્વ આશ્રમોમા ગૃહસ્થાશ્રમ શ્રેષ્ઠ છે કેમકે આજ આશ્રમ બ્રહ્મચારિ, આદિ ત્રણે આશ્રમોનું ધારણ અને પોષણ કરનાર છે. ૧૭

यथा नदीनदाः सर्वे सागरे यान्ति संस्थितिम् ।
तथैवाश्रमिणः सर्वे गृहस्थे यान्ति संस्थितिम् ॥ १८ ॥
उपासते ये गृहस्थाः परपाकमबुद्धयः ।
तेन ते प्रेत्य पशुतां व्रजन्त्यन्नादिदायिनाम् ॥ १९ ॥
आसनावसथौ शय्यामनुव्रज्यामुपासनाम् ।
उत्तमेषूत्तमं कुर्यात् हीनं हीने समे समम् ॥ २० ॥
पाखण्डिनो विकर्मस्थान् वैडालव्रतिकान् शठान् ।
हैतुकान् बकवृत्तींश्च वाङ्मात्रेणापि नार्चयेत् ॥ २१ ॥ मनुः०

અર્થ—હે મનુષ્યો! જેમ સર્વ મોટા મોટા નદ અને નદીઓ સાગરમા મળી જઇ સ્થિર થાય છે, તેમ સર્વ આશ્રમી ગૃહસ્થને પ્રાપ્ત થઇ સ્થિર થાય છે ૧૮ જે, ગૃહસ્થ થઇ પારકા ઘરમા ભોજન વિગેરેની ઇચ્છા રાખે છે તે બુદ્ધિહીન ગૃહસ્થ બીજાથી પ્રતિગ્રહરૂપ પાપ કરી જન્માન્તરમા જે અન્ન લીધું છે તે પાછુ આપવા તેમને ત્યા પશુ બને છે.

---

* અક્ષય સુખનો અર્થ એટલોજ છે કે મુક્તિ ભોગવવાનો જે સમય છે તેની અંદર વિષયના સંયોગથી ઉત્પન્ન થયેલા સુખની માફક દુઃખનો સંયોગ બીલકુલ થતો નથી.

( કેમકે બીજાથી અન્નાદિનુ ગ્રહણ કરવું અતિથિઓનુ કાર્ય છે; નહીં કે ગૃહસ્થોનું ) ॥ ૧૯ ॥ જ્યારે ગૃહસ્થની પાસે કોઇ અતિથિ આવે, ત્યારે તેને બેસવાને માટે આસન, રહેવાને માટે સ્થાન, તથા સુવાને માટે શય્યા અને તેમની સમીપ બેસવાનો અને ગમન વખતે ઉત્થાન આદિનો સત્કાર યથાયોગ્ય અર્થાત્ ઉત્તમનો ઉત્તમ, મધ્યમનોમધ્યમ, અને નિકૃષ્ટનો નિકૃષ્ટ રીતે કરવો કદિ ન કરવો એમ સમજવુ જ નહી ૨૦ કિન્તુ જે પાખંડી, વેદ નિન્દક, નાસ્તિક, ઇશ્વર, વેદ અને ધર્મને ન માનનાર અને અધર્માચરણ કરનાર, હિંસક, શઠ, મિથ્યાભિમાની, કુતર્કી અને બકવૃત્તિ એટલે પરાયા પદાર્થને હરણ કરવામા અથવા બીજાઓને બહેકાવવામા બગલાની સમાન અતિથિનો વેષ ધારણ કરનાર જે કોઇ આવે તેનો વાણીથી પણ ગહસ્થે સત્કાર કદી નહી કરવો ૨૧

दशसूना संम चक्रं दश चक्रसमो ध्वजः ।
दशध्वजसमो वेषो दशवेषसमो नृपः ॥ २२ ॥
न लोकवृत्तं वर्तेत वृत्तिहेतोः कथं चन ।
अजिह्मामशठां शुद्धां जीवेद्ब्राह्मणजीविकाम् ॥ २३ ॥
सत्यधर्मार्यवृत्तेषु शौचे चैवारमेत् सदा ।
शिष्यांश्च शिष्याद्धर्मेण वाग्बाहूदरसंयतः ॥ २४ ॥
परित्यजेदर्थकामौ यौ स्यातां धर्मवर्जितौ ।
धर्मं चाप्यसुखोदर्कं लोकविक्रुष्टमेवच ॥ २५ ॥ मनुः० ॥

અર્થ—દશહત્યાની સમાન ચક્ર અર્થાત્ કુંભાર અને ગાડીથી જીવિકા કરનારા, દશચક્રની સમાન ધ્વજ અર્થાત્ ધોબી અને કલાલ જે દારૂ બનાવીને વેચે છે. ધ્વજની સમાન વેષ અર્થાત વેશ્યા ભાંડ અને ભડવાઈ કરનારા તથા બીજાની નકલ કરનાર અર્થાત્ પાષાણાદિ મુર્તિઓના પુજારી ઇત્યાદિ અને દશવેસની સમાન અન્યાયકારી રાજા થાય છે આવા લોકોની પાસેથી અતિથિએ અન્નાદિ પદાર્થ કદી પણ ગ્રહણ નહી કરવો ૨૨ ગૃહસ્થે જીવિકાને માટે પણ શાસ્ત્ર વિરૂદ્ધ લોકાચારનો વર્તાવ કદી નહી કરવો, કિન્તુ જેમા કોઇ પ્રકારની કુટિલતા, મૂર્ખતા, મિથ્યાપણું અથવા અધર્મ ન હોય તેવી વેદોકત કર્મના સંબન્ધવાળી જીવિકા કરવી ૨૩ વળી સત્યધર્મ, આર્ય અર્થાત્ આપ્ત પુરૂષોના વ્યવહાર અને પવિત્રતામાંજ સર્વદા ગૃહસ્થ લોકોએ પ્રવૃત્ત રહેવુ જોઇએ, સત્યવાણી બોલવી, ભોજન વગેરેમા અલોભ કરવો અને હાથ પગની કુચેષ્ટા અને નિષ્ફલ કર્મ છોડી દઇ શિષ્યોને તથા સન્તાનોને ધર્મની ઉત્તમ શિક્ષા સર્વદા આપતા રહેવું ૨૪ જો બહુધન અથવા મોટું રાજ્ય મળતું હોય, તથા પોતાની કામના અધર્મ વડે સિદ્ધ થતી હોય, તોપણ કદી ધર્મને છોડવો નહી, અને અધર્મનો સર્વથા ત્યાગ કરવો વેદવિરૂદ્ધ ધર્માભાસ, કે જેનાથી પાછળથી દુઃખ અને સંસારની ઉન્નતિનો નાશ થાય, તેવા નામ માત્રના ધર્મને અને કર્મને કદી નહીં કરવા ૨૫

सर्वेषामेव शौचानामर्थशौचं परं स्मृतम् ।
योऽर्थे शुचिर्हि स शुचिर्नमृद्वारिशुचिः शुचिः ॥ २६ ॥
क्षान्त्या शुध्यन्ति विद्वांसो दानेनाकार्यकारिणः ।
प्रच्छन्नपापा जप्येन तपसा वेदवित्तमाः ॥ २७ ॥
अद्भिर्गात्राणि शुध्यन्ति मनः सत्येन शुध्यति ।
विद्यातपोभ्यां भूतात्मा बुद्धिर्ज्ञानेन शुध्यति ॥ २८ ॥
दशावरा वा परिषद्यं धर्मं परिकल्पयेत् ।
त्र्यवरा वापि वृत्तस्था तं धर्मं न विचालयेत् ॥ २९ ॥
दण्डः शास्ति प्रजाः सर्वा दण्ड एवाभिरक्षति ।
दण्डः सुप्तेषु जागर्ति दण्डं धर्मं विदुर्बुधाः ॥ ३० ॥
तस्याहुः संप्रणेतारं राजानं सत्यवादिनम् ।
समीक्ष्यकारिणं प्राज्ञं धर्मकामार्थकोविदम् ॥ ३१ ॥ मनुः० ॥

અર્થ:--ધર્મવડેજ પદાર્થનો સંચય કરવો તેજ સર્વથી મહાન્ પવિત્રતા છે, એટલે જે મનુષ્ય કોઇના પદાર્થનું અન્યાયથી ગ્રહણ કરે નહિં તેજ પવિત્ર છે, કિન્તુ જળ અને માટી વડે જે પવિત્રતા થાય છે તે પવિત્રના ધર્મના જેવી ઉત્તમ નથી ૨૬. વિદ્વાન્ લોકો ક્ષમાથી, દુષ્ટ કર્મકારી સત્સંગ કરવાથી અને વિદ્યાદિ શુભ ગુણોના દાનથી, ગુપ્તપાપ કરનાર વિચારથી અને ત્યાગ, બ્રહ્મચર્ય તથા સત્યભાષણ આદિ, વેદવિત્ તપ વડે શુધ્ધ થાય છે ૨૭ કિન્તુ પાણીથી બાહ્ય અંગો પવિત્ર થાય છે આત્મા અને મન પાણીથી શુધ્ધ થતા નથી મન તો સત્ય માનવું, સત્ય બોલવું અને સત્ય કરવાથીજ શુધ્ધ થાય છે, તથા જીવાત્મા વિદ્યા યોગાભ્યાસ અને ધર્માચરણથી પવિત્ર થાય છે, અને બુધ્ધિ જ્ઞાનથીજ શુધ્ધ થાય છે, પાણિ મટોડી આદિથી નહીં. ૨૮ ગૃહસ્થ લોકોએ નાના મોટા રાજકાર્યો સિધ્ધ કરવાને માટે ઓછામાં ઓછા દશ, અર્થાત્ ઋગવેદ જાણનાર, યજુર્વેદ જાણનાર, સામવેદ જાણનાર, (હૈતુક) નૈયાયિક તર્ક કર્તા (નૈરુક્ત) નિરૂક્ત શાસ્ત્ર જાણનાર, ધર્મશાસ્ત્રાધ્યાપક, બ્રહ્મચારી સ્નાતક અને વાનપ્રસ્થાદિ વિદ્વાનોની સભા કરી, તેમનાથી કર્તવ્યાકર્તવ્ય ધર્મ અને અધર્મનો જેવો નિશ્ચય થાય તે પ્રમાણે આચરણ કરવુ જોઇએ ૨૯ જેમ વિદ્વાનલોક દંડને ધર્મ સમજે છે તેમ બધાએ સમજવું જોઇએ કેમકે દંડથી પ્રજાનુ શાસન થાય છે, એટલે કે સર્વને નિયમમા રાખનાર સર્વનો સર્વરીતે રક્ષક, દંડજ સુતેલાઓમા જાગતો છે, ચોર વિગેરે દુષ્ટ પુરૂષો પણ દંડના ભયથી પાપ કર્મ કરી શકતા નથી. ૩૦ આ દંડને સારી રીતે ઉપયોગમા લાવનાર અધિકારી તેજ રાજા છે કે જે સત્યવાદી, વિચારપૂર્વક કાર્યકર્તા, બુધ્ધિમાન, વિદ્વાન્, ધર્મ કામ અને અર્થને, યથાવત્ જાણવાવાળો હોય. ૩૧.

सोऽसहायेन मूढेन लुब्धेनाकृतबुद्धिना ।
न शक्यो न्यायतो नेतुं सक्तेन विषयेषु च ॥ ३२ ॥

शुचिना सत्यसंधेन यथाशास्त्रानुसारिणा ।
प्रणेतुं शक्यते दण्डः सुसहायेन धीमता ॥ ३३ ॥

अदण्ड्यान्दण्डयन्राजा दण्ड्याँश्चैवाप्यदण्डयन् ।
अयशो महदाप्नोति नरकं चैव गच्छति ॥ ३४ ॥ मनुः०

અર્થ --જે રાજા ઉત્તમ સાહાય્ય રહિત મૂઢ લોભી, જેણે બ્રહ્મચર્ય વગેરે ઉત્તમ કર્મોથી વિદ્યા અને બુધ્ધિની ઉન્નતિ નથી કરી અને વિષયમા ફસાયેલો રહે છે તે કદી પણ ન્યાયપૂર્વક ચાલી શકતો નથી ૩૨. માટે જે પવિત્ર પુરૂષોનો સંગ કરનાર રાજનીતિશાસ્ત્રાનુકૂલ ચાલનાર ધાર્મિક પુરૂષોનો સાહાય્યવાળો, બુધ્ધિમાન્ રાજા હોય, તેજ દંડધારણ કરી શકે છે ૩૩ જે રાજા, અપરાધી ન હોય તેને દંડ કરે ને અપરાધીને દંડ ન કરે તે આ જન્મમા ઘણી અપકીર્તિ મેળવી મરણાન્તરે નરક અર્થાત્ મહા દુઃખ પામે છે. ૩૪

मृगयाक्षा दिवास्वप्नः परिवादः स्त्रियो मदः ।
तौर्यत्रिकं वृथाट्या च कामजो दशको गणः ॥ ३५ ॥
पैशुन्यं साहसं द्रोह ईर्ष्याऽसूयार्थदूषणम् ।
वाग्दण्डजं च पारुष्यं क्रोधजोऽपि गणोऽष्टकः ॥ ३६ ॥
द्वयोरप्येतयोर्मूलं यं सर्वे कवयो विदुः ।
तं यत्नेन जयेल्लोभं तज्जवेताबुभौ गणौ ॥ ३७ ॥ मनुः०

અર્થ --મૃગ્યા અર્થાત્ શિકાર રમવો, જુગાર રમવો, બે ઘડી પ્રસન્નતાને માટે પણ ચોપટ વગેરે રમવી, દિવસે ઉંઘવું, હાસી મજાક અને મિથ્યા વાદ કરવો, સ્ત્રીઓની સાથે અધિક કાળ-સુધી મોહમા રહેવું, મદ્યપાન વગેરે કેફી વસ્તુઓનુ સેવન કરવું, ગાવુ, વગાડવું, અને નાચવુ, અથવા ઉપરોક્ત વસ્તુઓ જોવી, અને વૃથા જ્યા ત્યા રખડયા કરવું, આ દશ દુર્ગુણો કામમાથી ઉત્પન્ન થનારા છે ૩૫

ચાડી ખાવી. વગર વિચારે કાર્ય કરવું, ગમે તેવાથી વૃથા વૈર બાંધવુ, બીજાઓની પ્રશંસા સાભળી અથવા ચઢતી જોઇ મનમા બળ્યા કરવું, બીજાઓના ગુણમા દોષ અને દોષમા ગુણો સ્થાપન કરવા, ખરાબ કામોમા ધન ખરચવું, કૂર વાણીથી બોલવુ અને વગર વિચારે કોઇને સખ્ત દંડ કરવો આ આઠ દુર્ગુણો ક્રોધથી ઉત્પન્ન થાય છે આ અઢાર દુર્ગુણોને રાજાએ ત્યાગવા જોઇએ ૩૬.

કામથી અને ક્રોધથી ઉત્પન્ન થનારા આ અઢાર દુર્ગુણોનું મુળ વિદ્વાન્ લોકો લોભને સમજે છે, માટે લોભને રાજાએ જીતવો જોઇએ કેમકે ઉપર કહેલા ૧૮ દોષો અને બીજા

પણ ઘણા દોષો લોભથી થાય છે. એટલા કારણથી હે ગૃહસ્થ જનો ! આવા દોષોવાળો, રાજાનો મ્હોટો પુત્ર હોય તો તેને પણ રાજા બનાવવો નહી જોઇએ. જો કદાચિત્ ભૂલથી થઇ ગયો હોય તોપણ તેને રાજ્યગાદીએથી ઉઠાડી મુકવો જોઇએ અને રાજકુટુંબના બીજા કોઇ યોગ્ય પુરૂષને ગાદીએ બેસાડવો જોઇએ. ત્યારેજ પ્રજામાં સુખ, શાંતિ, અને આનંદ વધશે. ૩૭.

सैनापत्यं च राज्यं च दण्डनेतृत्वमेव च ।
सर्वलोकाधिपत्यं च वेदशास्त्रविदर्हति ॥ ३८ ॥
मौलान् शास्त्रविदः शूरान् लब्धलक्षान्कुलोद्गतान् ।
सचिवान् सप्त चाष्टौ वा प्रकुर्वीत परीक्षितान् ॥ ३९ ॥
अन्यानपि प्रकुर्वीत शुचीन्प्राज्ञानवस्थितान् ।
सम्यगर्थसमाहर्तॄनमात्यान् सुपरीक्षितान् ॥ ४० ॥ मनुः०

અર્થઃ—જે વેદશાસ્ત્રને જાણનાર, ધર્માત્મા, જીતેન્દ્રિય, ન્યાયકારી અને આત્મબલવાળો હોય તેવાને, સેના, રાજ્ય, દંડનીતિ અને પ્રધાન પદનો અધિકાર આપવો જોઇએ ૩૮ જેઓ પોતાના રાજ્યમા જન્મ્યા હોય, શાસ્ત્રના જાણનાર, શુરવીર, જેઓના વિચાર નિર્બલ નહીં હોય તેવા, કુલીન, ધર્માત્મા અને સ્વરાજ્ય ભકત હોય એવા, ૭=૮–માણસોની સારી રીતે પરીક્ષા કરી, તેમને મંત્રી બનાવવા જોઇએ તથા તેમની સભામા રાજાએ પોતે પણ જોડાઇ ૮–૯ પુરૂષ એકત્ર થઇ કર્તવ્યાકર્તવ્યનો વિચાર કરવો ૩૯ તેજ પ્રમાણે બીજાઓ, જેઓ રાજ્ય અને સેનાઓના અધિકારી હોય, અને જેઓથી રાજ્યકાર્ય સારી રીતે સિધ્ધ થઇ શકે તેવા પવિત્ર, ધાર્મિક, વિદ્વાન, ચતુર અને સ્થિરબુધ્ધિવાળા પુરૂષોને રાજ્ય કારભાર સારી રીતે રાખવા નિયત કરવા ૪૦.

दूतं चैव प्रकुर्वीत सर्वशास्त्रविशारदम् ।
इङ्गिताकारचेष्टज्ञं शुचिं दक्षं कुलोद्गतम् ॥ ४१ ॥
अलब्धमिच्छेद्दण्डेन लब्धं रक्षेदवेक्षया ।
रक्षितं वर्धयेद् वृद्ध्या वृद्धं पात्रेषु निःक्षिपेत् ॥ ४२ ॥ मनुः० ॥

અર્થ —તથા જે સર્વ શાસ્ત્રમા નિપુણ, આંખો વિગેરેના સંકેત, સ્વરૂપ તથા ચેષ્ટા વડે બીજાના હૃદયની વાત જાણનાર, શુધ્ધ સારી સ્મૃતિવાળો, દેશકાળને જાણનાર, સુંદર સ્વરૂપવાન, મોટો વકતા અને પોતાના કુલમા મુખ્ય હોય તેવાને, તથા સ્વરાજ્ય અને પરરાજ્યના સમાચાર આપનાર બીજા દૂતોને પણ નિયત કરવા, ૪૧. તથા રાજા વિગેરે એ અલબ્ધ રાજ્યની ઇચ્છા દંડથી, અને પ્રાપ્ત રાજ્યની ઇચ્છા સંભાળથી, રક્ષિત રાજ્ય અને ધનને વ્યાપાર

અને વ્યાજથી વધારી સુપાત્રોની દ્વારા સત્યવિદ્યા અને સત્ય ધર્મના પ્રચાર વગેરે ઉત્તમ વ્યવહારમા ઉપર વર્ણવેલા પ્રકારથી મેળવેલા ધનનો ઉપયોગ કરવો અને સર્વની ઉન્નતી કરતા રહેવુ ૪૨.

विधिः—હમેશા સ્ત્રી પુરૂષોએ રાત્રિના દશ વાગે સુવુ, અને રાત્રિના પાછલા પહોરે ઉઠી, હૃદયમા પ્રથમ ઉદ્યોગમા કદાચિત પીડા થાય, તો પણ ધર્મયુકત પુરૂષાર્થને કદી ન છોડવો; કિન્તુ સર્વદા શરીર અને આત્મની રક્ષાને માટે યુકત આહાર, વિહાર, ઔષધ સેવન અને પથ્ય આદિમા હમેશા ઉદ્યોગ કરી વ્યવહારિક ને પારમાર્થિક કર્મની સિદ્ધિ કરવા ઇશ્વરની સ્તુતિ પ્રાર્થના ઉપાસના કરવી, કે જે પરમેશ્વરની કૃપાદૃષ્ટિ અને સાહ્યથી મોટા મોટા કઠણ કામો સહેલાઇથી સિદ્ધ થઇ શકે છે પ્રાત.કાળે ઉઠીને બોલવાના મંત્રો નિમ્નલિખિત છે

प्रातरग्निं प्रातरिन्द्रं हवामहे प्रातर्मित्रावरुणा प्रातरश्विना ।
प्रातर्भगं पूषणं ब्रह्मणस्पतिं प्रातस्सोममुत रुद्रं हुवेम ॥ १ ॥

प्रातर्जितं भगमुग्रं हुवेम वयं पुत्रमदितेर्यो विधर्त्ता ।
आध्रश्चिद्यं मन्यमानस्तुरश्चिद्राजा चिद्यं भगं भक्षीत्याह ॥ २ ॥ *

---

– હે સ્ત્રી પુરૂષો જેમ અમે વિદ્વાન્ ઉપદેશક લોકો (**प्रात**) પ્રભાતકાળમા (**अग्निम्**) સ્વપ્રકાશસ્વરૂપ (**प्रातः**) (**इन्द्रम्**) પરમૈશ્વર્યનો દાતા સર્વેશ્વર પરમાત્મા (પ્રાત) (**मित्रावरुणा**) પ્રાણ અને ઉદાનની સમાન અતિપ્રિય સર્વશકિતમાન્ (પ્રાત.) (**अश्विना**) સૂર્ય અને ચંદ્રને જેણે ઉત્પન્ન કર્યા છે તે પરમાત્માની (**हवामहे**) સ્તુતિ કરીએ છિએ અને (**प्रात**) (**भगम्**) સેવા કરવાને યોગ્ય, ઐશ્વર્યવાળો (**पूषणम्**) વિવિધ પ્રકારે પુષ્ટિ કરનાર (**ब्रह्मणस्पतिम्**) પોતાના ઉપાસક વેદ અને સર્વ બ્રહ્માડનુ પાલન કરનાર, (**प्रात**) (**सोमम्**) અન્તર્યામી, પ્રેરક, (**उत**) અને (**रुद्रम्**) પાપીઓને દંડ કરી રડાવનાર તથા સર્વ રોગનાશક જે જગદીશ્વર તેની (**हुवेम**) સ્તુતિ કરીએ છિયે, તેવી રીતે તમે પણ પ્રાત કાલે સ્તુતિ કર્યા કરો

* (પ્રાત) પાચ ઘડી રાત્રીબાકી રહે તે વખતે (**जितम्**) સર્વત્ર જયકરનાર (**भगम्**) ઐશ્વર્યનો દાતા, (**उग्रम्**) તેજસ્વી, (**अदिते**) અન્તરિક્ષના (**पुत्रम्**) સૂર્યનો ઉત્પન્ન કરનાર, (**य**) જે, સૂર્યાદિ લોકોનો (**विधर्त्ता**) ધારણ કરનાર, (**आध्र**) સર્વ વસ્તુઓનો સર્વ રીતે ધારણ કર્તા (**य चित्**) સર્વને (**मन्यमान**) જાણનાર, (**तुरश्चित्**) દુષ્ટોને દંડ કરનાર અને (**राजा**) સર્વનો પ્રકાશક (**यम्**) જે (**भगम्**) સેવા કરવા યોગ્ય જેનુ સ્વરૂપ છે તેની (**जित**) જ (**भक्षीति**) હુ સેવા કરૂં છુ, અને તેજ પ્રમાણે ભગવાન્ પરમેશ્વર સર્વને (**आह**) ઉપદેશ કરે છે કે "હુ, જે સૂર્યાદિ જગતનો બનાવનાર અને ધારણ કરનાર છું, તેની ઉપાસના કર્યા કરો, અને મ્હારી આજ્ઞામા ચાલો" તેથી (**वयम्**) અમે (મનુષ્યો) તે પરમેશ્વરની (**हुवेम**) સ્તુતી કરીએ છીયે.

भग प्रणेतर्भग सत्यराधो भगेमां धियमुदवा ददन्नः ।
भग प्र णो जनय गोभिरश्वैर्भग प्र नृभिर्नृवन्तः स्याम× ॥ ३ ॥
उतेदानीं भगवन्तः स्यामोत प्रपित्व उत मध्ये अह्नाम् ।
उतोदिता मघवन्त्सूर्यस्य वयं देवानां सुमतौ स्याम ॥ ४ ॥
भग एव भगवाँ अस्तु देवास्तेन वयं भगवन्तः स्याम तं त्वा भग सर्व
इज्जोहवीति स नो भग पुरएता भवेह ॥ ५ ॥ ऋ० मं० ७ । सू० ४१ ॥

આ પ્રમાણે પરમેશ્વરની પ્રાર્થના તથા ઉપાસના કરવી ત્યાર પછી શૌચ, દંતધાવન અને મુખપ્રક્ષાલનની ક્રિયા સમાપ્ત કરી સ્નાન કરવું પછી એક કે દોઢ કોસ દૂર કોઇ જંગલ હોય તો તેમા, અથવા એકાન્તમા જઇ, યોગાભ્યાસની જે રીતિઓ છે તે રીતિથી પરમેશ્વરની

---

× હે (भग) હે ભગ ભજનીયસ્વરૂપ ! (प्रणेत) સર્વનો ઉત્પાદક અને સત્યાચારમા પ્રેરણા કરનારા (भग) ઐશ્વર્યપદ ! (सत्यराधः) સત્યરૂપ ધનને આપનાર (भग) સત્યાચારથી વર્તનારાઓને ઐશ્વર્ય આપનાર, પરમેશ્વર ! (नः) અમને (इमाम्) આ (धियम्) બુદ્ધિને, (ददत्) આપો અને તે દાનથી અમારી (उदव) રક્ષા કરો હે (भग) ઐશ્વર્યવાન ! (गोभि) ગાય અને (अश्वैः) અશ્વ ઇત્યાદિ ઉત્તમ પશુઓથી યુક્ત જે રાજ્યશ્રી છે તેને (नः) અમારે માટે (प्रजनय) પ્રગટ કરો હે (भग) અષ્ટૈશ્વર્યસમ્પન્ન ! તમારી કૃપાથી અમે (नृभि) ઉત્તમ મનુષ્યોના યોગથી (नृवन्त) બહુ વીરવાળા મનુષ્ય (प्र स्याम) સારી રીતે થઇએ ૩

† હે ભગવાન્ ! તમારી કૃપા (उत) અને અમારા પુરૂષાર્થથી અમે (इदानीम) આ સમયે (प्रपित्वे) ઉત્તમતાની પ્રાપ્તિમા (उत) અને (अन्हाम्) આ દિવસો (मध्ये) મધ્યે (भगवन्त) ઐશ્વર્યયુકત અને શકિતમાન્ (स्याम) થઇએ, (उत) અને હે (मघवन्) પરમપૂજિત ! અસંખ્ય ધન આપનાર (सूर्यस्य) સૂર્ય લોકના (उदिता) ઉદયમા (देवानाम्) પૂર્ણ વિદ્વાન્ ધાર્મિક તમારા લોકોની (सुमतौ) ઉત્તમ પ્રજ્ઞા (उत) અને સુમતિમા (वयम्) અમે (स्याम) સર્વદા પ્રવૃત્ત રહીએ.

÷ હે (भग) સકલૈશ્વર્યસંપન્ન જગદીશ્વર ! જેથી (तम् त्वा) આપની (सर्वः) સર્વ સજ્જનો (इज्जोहवीति) નિશ્ચયપણે પ્રશંસા કરે છે, (स.) તે તમે હે (भग) ઐશ્વર્યપદ ! (इह) આ સંસાર અને (नः) અમારા ગૃહાશ્રમમાં (पुर एता) અગ્રગામી અને સત્યકર્મમાં આગળ અને આગળ વધારનાર (भव) થાઓ, કેમકે (भग एव) સંપૂર્ણ ઐશ્વર્યવાન્ અને સમસ્ત ઐશ્વર્યના દાતા તમેજ હોવાથી અમારા (भगवान्) પૂજનીય દેવ (अस्तु) છો અને (तेन) તે માટે (देवा वयम्) અમે વિદ્વાન જનો (भगवन्त.) સકલ ઐશ્વર્ય સંપન્ન થઇ સંસારનો ઉપકાર કરવામા, તન મન અને ધનથી (स्याम) પ્રવૃત્ત થઇએ.

ઉપાસના કરી, સૂર્યોદય થતાં સૂધી અથવા ઘડી અર્ધઘડી જ્યારે દિવસ ચઢે ત્યા સુધીમા ઘેર આવી સંધ્યોપાસનાદિ નિત્યકર્મ નીચે લખ્યા પ્રમાણે યથાવિધિ ઉચિત સમયે કરવુ, આ નિત્ય કરવા યોગ્ય કર્મોમા નિચે લખેલા મંત્રોનો અર્થ અને તેમા શુ શું પ્રમાણો છે તે પંચમહાયજ્ઞવિધિમા જોઇ લેવુ પહેલા શરીર શુદ્ધિ અર્થાત્ સ્નાન કરી સંધ્યોપાસનનો આરંભ કરવો આરંભ કરતી વખતે જમણા હાથની હથેલીમા થોડુ પાણી લઇ નીચેના ત્રણ મંત્રો વડે ક્રમથી ત્રણ આચમનો કરવા

ओ३म् अमृतोपस्तरणमसि स्वाहा ॥ १ ॥

ओ३म् अमृतापिधानमसि स्वाहा ॥ २ ॥

ओ३म् सत्यं यशः श्रीर्मयि श्रीः श्रयतां स्वाहा ॥ ३ ॥

પછી હાથ ધોઇ નાખી કાન, આખ તથા નાક વગેરેનો શુદ્ધ જળ વડે સ્પર્શ કરવો અને શુદ્ધ દેશ અને પવિત્ર આસનપર, જે તરફનો વાયુ હોય તે તરફ મો કરી નાભિની નીચેથી મુલેન્દ્રિયનો ઉપરની બાજુ સંકોચ કરી હૃદયના વાયુને બહાર કાઢી, જ્યાસુધી રોકવાની શક્તિ હોય ત્યા સુધી રોકવો, પછી હળવે હળવે વાયુને અંદર લઇ થોડીવાર રોકવો આને એક પ્રાણાયામ કહે છે આવી રીતે ઓછામા ઓછા ત્રણ પ્રાણાયામ કરવા. હાથ વડે નાક પકડવુ નહી જોઇએ આ વખતે પરમેશ્વરની સ્તુતિ પ્રાર્થનોપાસના હૃદયમા કરી નીચે લખેલા એક મંત્ર વડે ત્રણ આચમનો કરવા.

ओ३म् शन्नोदेवी रभिष्टय आपो भवन्तु पीतये । शंयो रभि स्रवन्तु नः ॥
यजुः॰ अ॰ ३६ ॥

ત્યારપછી મધ્યમા તથા અનામિકા, આ બે આગળીઓ પાણીથી ભીજવી તે વડે નીચે લખ્યા પ્રમાણે જ્યા જ્યા સ્પર્શ કરવાનો કહ્યો છે ત્યા ત્યા, પહેલા જમણા ને પછી ડાબા અંગનો સ્પર્શ કરવો

ओ३म् वाक् वाक् ॥ આ મંત્ર વડે મુખના જમણા અને ડાબા ભાગનો સ્પર્શ કરવો

ओ३म् प्राण प्राण ॥ આ મંત્રથી નાકના બે છિદ્રો,

ओ३म् चक्षुश्चक्षुः ॥ આ મંત્રો વડે બે આખો,

ओ३म् श्रोत्रं श्रोत्रम् ॥ આથી બન્ને કાન,

ओ३म् नाभि ॥ આથી નાભી,

ओ३म् हृदयम् ॥ આ વડે હૃદય,

ओ३म् कण्ठ ॥ આ મંત્ર વડે કંઠ,

ओ३म् शिर ॥ આથી માથાનો,

ओ३म् बाहुभ्यां यशो बलम् ॥ આ વડે ભુજાઓના મુળ સ્કંધોનો અને

ओ३म् करतलकरपृष्ठे ॥ આ મંત્ર વડે બને હાથના કરતલો અર્થાત્ હથેળીના પાછલા ભાગોનો સ્પર્શ કરવો.

આ થયા પછી માર્જન કરવું, અર્થાત્ થોડા થોડા પાણીના છાટા નીચે લખેલે ઠેકાણે ક્રમથી છાટવા.

ओ३म् भूः पुनातु शिरसि ॥ આ મંત્રથી માથાપર,

ओ३म् भुवः पुनातु नेत्रयोः ॥ આ મંત્રથી આખોપર,

ओ३म् स्वः पुनातु कण्ठे ॥ આથી કંઠપર,

ओ३म् महः पुनातु हृदये ॥ આથી હૃદયપર,

ओ३म् जनः पुनातु नाभ्याम् ॥ આથી નાભીપર,

ओ३म् तपः पुनातु पादयोः ॥ આથી બન્ને પગોપર,

ओ३म् सत्यं पुनातु पुनः शिरसि ॥ આથી બીજીવાર માથાપર અને,

ओ३म् खं ब्रह्म पुनातु सर्वत्र ॥ આ મંત્રથી સર્વ અંગોપર છાંટા નાખવાં ત્યારપછી બીજીવાર ઉપર કહ્યા પ્રમાણે પ્રાણાયામની ક્રિયા કરવી અને નીચેના મંત્રનો જપ મનમા કરતા જવું ओ३म् भूः; ओ३म् भुवः; ओ३म् स्वः; ओ३म् महः; ओ३म् जनः; ओ३म् तपः; ओ३म् सत्यम् ॥ આવી રીતે ઓછામા ઓછા ત્રણ અને વધારેમા વધારે ૨૧ પ્રાણાયામ કરવા, ત્યાર પછી સૃષ્ટિ કર્તા પરમાત્મા અને સૃષ્ટિક્રમનો વિચાર કરવો જે નિમ્નલિખિત મંત્રમા પરમેશ્વરે બતાવેલો છે, અને પરમેશ્વરને જગદીશ્વર, સર્વવ્યાપક ન્યાયકારી, સર્વત્ર અને સર્વદા સર્વ જીવોના દ્રષ્ટા છે એમ નિશ્ચિત જાણી, પાપની તરફ જતાં પોતાના મનને રોકવું તથા સર્વદા ધર્મયુક્ત કાર્યોમા પ્રવૃત્ત થવું.

ओ३म् ऋतं च सत्यं चाभीद्धात्तपसोऽध्यजायत । ततो रात्र्यजायत ततः समुद्रो अर्णवः ॥ १ ॥ समुद्रादर्णवादधि संवत्सरो अजायत । अहोरात्राणि विदधद्विश्वस्य मिषतो वशी ॥ २ ॥ सूर्याचन्द्रमसौ धाता यथापूर्वमकल्पयत् । दिवं च पृथिवीं चान्तरिक्षमथो स्वः ॥ ३ ॥ ऋ० मं० १० । सू० १९० ॥

આ મંત્રો બોલી પાછું (शन्नोदेवी०) આ મંત્રથી ૩ ત્રણ આચમન કરવાં અને નિમ્નલિખિત મંત્ર વડે સર્વવ્યાપક પરમાત્માની સ્તુતિ પ્રાર્થના કરવી.

ओ३म् प्राची दिगग्निरधिपतिरसितो रक्षितादित्या इषवः ॥ तेभ्यो नमोऽधिपतिभ्यो नमो रक्षितृभ्यो नम इषुभ्यो नम एभ्यो अस्तु । योऽस्मान्द्वेष्टि यं वयं द्विष्मस्तं वो जम्भे दध्मः ॥ १ ॥ दक्षिणा दिगिन्द्रोऽधिपतिस्तिरश्चिराजी रक्षिता पितर इषवः । तेभ्यो० ॥ २ ॥ प्रतीची दिग्वरुणोऽधिपतिः पृदाकू रक्षिता-

न्नामिषवः । तेभ्यो० ॥ ३ ॥ उदीची दिक्सोमोऽधिपतिः स्वजो रक्षिताऽशनिरि-षवः । तेभ्यो० ॥ ४ ॥ ध्रुवादिग् विष्णुरधिपतिः कल्माषग्रीवो रक्षिता वीरुध इषवः । तेभ्यो० ॥ ५ ॥ ऊर्ध्वा दिग्बृहस्पतिरधिपतिः श्वित्रो रक्षिता वर्षमिषवः । तेभ्यो० ॥ ६ ॥ अथर्व० कां० ३ । सू० २७ । मं० १–६ ॥

ઉપરના મંત્ર ભણતા જવું અને પોતાના મનથી ચારે તરફ બહાર અન્દર પરમાત્માને પૂર્ણ જાણી નિર્ભય, નિઃશંક, ઉત્સાહી, આનન્દિત અને પુરૂષાર્થી રહેવું ત્યારપછી પરમાત્માનું ઉપસ્થાન કરવું, એટલે કે, પરમેશ્વરની નિકટ હું છું, અને મારી અતિ નિકટ પરમાત્મા છે, એવો દૃઢ વિચાર કરી નિમ્ન લિખિત મંત્રો બોલવા

जातवेदसे सुनवाम सोममरातीयतो नि दहाति वेदः ॥ स नः पर्षदति दुर्गाणि विश्वा नावेव सिन्धुं दुरितात्यग्निः ॥ १ ॥ ऋ० मं० १ । सू० ९९ ॥ मं० १–२ ॥

चित्रं देवानामुदगादनीकं चक्षुर्मित्रस्य वरुणस्याग्नेः । आप्रा द्यावा पृथिवीऽअन्तरिक्षꣳसूर्यऽआत्मा जगत स्तस्थुषश्च ॥ १ ॥ य० अ० १३ । मं० ४६ ।

उदु त्यं जातवेदसं देव वहन्ति केतवः दृशे विश्वाय सूर्यम् ॥ २ ॥ यजुः० अ० ३३ । मं० ३७ ।

उद्वयं तमसस्परि स्वः पश्यन्त उत्तरम् । देवं देवत्रा सूर्यमगन्म ज्योतिरुत्तमम् ॥ ३ ॥ य० अ० ३५ । मं० १४ । तच्चक्षुर्देवहितं पुरस्ताच्छुक्रमुच्चरत् । पश्येम शरदः शतं जीवेम शरदःशतꣳशृणुयाम शरदः शतम् प्रब्रवाम शरदः शतमदीनाः स्याम शरदः शतं भूयश्च शरदः शतात् ॥ ४ ॥ यजु० । अ० । ३६ मं० २४ ॥

ત્યારપછી ( शन्नो देवी० ) આ મંત્રને પાછો બોલી ત્રણ વાર આચમન કરવા, પછી ओं भूर्भुवः स्व ) ઇત્યાદિ ગાયત્રીમંત્રનો જપ કરવો, અને તેનો અર્થ સારી રીતે વિચારવો. તે પછી પરમાત્માની સ્તુતિ, પ્રાર્થનોપાસના કરવી કે હે ! પરમેશ્વર દયાનિધે ! તમારી કૃપાથી જપ તથા ઉપાસના આદિ કર્મો કરી ધર્મ, અર્થ કામ અને મોક્ષની સિદ્ધિ અમે શીઘ્ર કરીએ, આ પછી –

ओं नमः शम्भवाय च मयोभवाय च नमः शङ्कराय च मयस्कराय च नमः शिवाय च शिवतराय च ॥ यजु० अ० १६ । मं० ४१ ॥

આ મંત્રથી પરમેશ્વરને નમસ્કાર કરી ( शन्नोदेवी० ) આ મંત્રથી વળી પાછા ત્રણ આચમન કરવા, આટલું થયા પછી અગ્નિહોત્રનો પ્રારંભ કરવો, આ સંક્ષિપ્ત સંધ્યોપાસન વિધિ સમાપ્ત થયો —

# अग्निहोत्रं ।

જેમ સાજ અને સવારના, બંને સન્ધિ સમયમા સંધ્યોપાસના કરવીજ જોઇએ તેવીજ રીય બંને સ્ત્રી પુરૂષોએ[1] અગ્નિ હોત્રપણ સવાર સાજ બે વખતે નિત્ય કરવો જોઇએ આગળ લખ્યા પ્રમાણે અગ્ન્યાધાન, સમિદાધાન અને ( ओं अदितेऽनुमन्यस्व ) ઇત્યાદિ ૪ મંત્રોથી યથાવિધિ કુંડની ચારો તરફ પ્રોક્ષણ કરી, સુગન્ધી દ્રવ્યોથી યુક્ત ઘીને તપાવી, એક પાત્રમા રેડી યજ્ઞકુંડના પશ્ચિમ ભાગમા પૂર્વાભિમુખ બેસી, પ્રથમ લખેલી ૪ આઘારાવાજ્ય ભાગાહુતિ આપવી અને નીચે લખેલા મંત્રોથી સવારના રોજ અગ્નિહોત્ર કરવો

ओं सूर्यो ज्योतिर्ज्योतिः सूर्य्यः स्वाहा ॥ १ ॥
ओं सूर्य्यो वर्चो ज्योतिर्वर्चः स्वाहा ॥ २ ॥
ओं ज्योतिःसूर्य्यः सूर्य्योज्योतिः स्वाहा ॥ ३ ॥

નીચે લખેલા મંત્રો સાજના અગ્નિહોત્ર કરતી વખતે બોલવાના છે.

ओं अग्निर्ज्योतिर्ज्योतिरग्निः स्वाहा ॥ १ ॥
ओं अग्निर्वर्चो ज्योतिर्वर्चः स्वाहा ॥ २ ॥

પ્રથમનો મત્ર મનમા બોલી તે વડે આહુતિ આપવી.

ओ३म् सजूर्देवेन सवित्रा सजूरात्रेन्द्रवत्या जुषाणो अग्निर्वेतु स्वाहा ।

ત્યાર પછી નિમ્નલિખિત મંત્રોવડે જે સાજ સવાર બંને વખત બોલવાના છે તે વડે આહુતિ આપવી.

ओ३म् भूरग्नये प्राणाय स्वाहा ॥ इदमग्नये, प्राणाय, इदं न मम ॥ १ ॥ ओ३म् भुववायवेऽपानाय, स्वाहा ॥ इदंवायवेऽपानाय, इदं न मम ॥ २ ॥ ओ३म् स्वरादित्याय व्यानाय स्वाहा ॥ इदमादित्याय व्यानाय इदं न मम ॥ ३ ॥ ओ३म् भूर्भुवः स्वराग्निवाय्वादित्येभ्यः प्राणापान व्यानेभ्यः स्वाहा ॥ इदमाग्निवाय्वादित्येभ्यः प्राणापानव्यानेभ्यः इदं न मम ॥ ४ ॥ ओ३म् आपो ज्योतिरसोऽमृतं ब्रह्म भूर्भुवः स्वर्गों स्वाहा ॥ ५ ॥ ओ३म् यां मेधां देवगणाः पितरश्चोपासते । तयामामद्यमे-धयाग्ने मेधाविनं कुरुस्वाहा ॥ ६ ॥ य० अ० ३२ । मं० १४ ॥ ओ३म् विश्वानि-देव सवितर्दुरितानि परासुव । यद्भद्रं तन्न आसुव स्वाहा ॥ ७ ॥ य० । अ० ३० । म० ३ । ओ३म् अग्ने नय सुपथा राये अस्मान् विश्वानि देव वयुनानि विद्वान् । युयोध्यस्मज्जुहुराण मे नो भूयिष्ठान्ते नम उक्तिं विधम स्वाहा ॥ ८ ॥ य० अ० ४० । मं० १५ ॥

આ ૮ મંત્રો વડે અનુક્રમે ૮ આહુતિ આપી અને પછી ओं सर्वं वै पूर्णं स्वाहा ॥ આ મંત્રની ૩ ત્રણ પૂર્ણાહુતિઓ અર્થાત્ ત્રણ વાર બોલી અનુક્રમથી આહુતિઓ આપવી આને પૂર્ણાહુતિ કહે છે. આ સંક્ષિપ્ત અગ્નિહોત્રનો વિધિ સમાપ્ત થયો.

---

૧ કોઇ કારણ વિશેષથી સ્ત્રી અને પુરૂષ અગ્નિહોત્રનાં સમૂયે બંને સાથે ઉપસ્થિત ન હોય તો એકલી સ્ત્રીએ, અથવા એકલા પુરૂષ, એક બીજાનું કાર્ય પોતેજ કરી લેવું, એટલે એક મંત્ર બે વાર બોલી આહુતિ આપવી જોઇએ.

# पितृयज्ञ.

અગ્નિહોત્રનો વિધિ પૂર્ણ કરી પછી પિતૃયજ્ઞ કરવો, એટલે જીવતા માતાપિતા વગેરેની યથાવત સેવા કરવી, તેને પિતૃયજ્ઞ કહે છે ત્યાર પછી બલિ વૈશ્વદેવ કરવો બાલ વૈશ્વદેવના મંત્ર નીચે પ્રમાણે જાણવા, તે મંત્રોથી ઘૃતમિશ્રિત ભાત અને જો ભાત તૈયાર ન હોય તો ક્ષાર અને લવણ શિવાય જે કંઇ પાક થયો હોય તેની ૧૦ દશ આહુતિઓ આપવી

ओ३म् अग्नये स्वाहा ॥ ओ३म् सोमायस्वाहा । ओ३म् अग्नीषोमाभ्यां स्वाहा । ओ३म् विश्वेभ्यो देवेभ्यः स्वाहाः ओं कुहे स्वाहा । ओ३म् अनुमत्यै स्वाहा । ओ३म् प्रजापतये स्वाहा । ओ३म् सहद्यावापृथिवीभ्यां स्वाहा । ओ३म् स्विष्टकृते स्वाहा ।

ત્યાર પછી બલિદાન કરવું બલિદાન મંત્રો નિચે પ્રમાણે છે

ओ३म् सानुगायेन्द्राय नम — આથી પૂર્વ
ओ३म् सानुगाय यमाय नम· — આથી દક્ષિણ,
ओ३म् सानुगाय वरुणाय नमः — આથી પશ્ચિમ,
ओ३म् सानुगाय सोमाय नम — આથી ઉત્તર,
ओ३म् मरुद्भ्यो नम — આથી બારણામા,
ओ३म् अद्भ्यो नम — આથી પાણીમાં,
ओ३म् वनस्पतिभ्यो नम· — આથી મુસળ (દસ્તો) અને ઉલુખલમા (ઉખલી)
ओ३म् श्रियै नम. — આથી ઇશાન,
ओ३म् भद्रकाल्यै नम — આથી નૈઋત્ય,
ओ३म् ब्रह्मपतये नम । ओ३म् वास्तुपतये नम । આ મંત્રથી મધ્યમા,
ओ३म् विश्वेभ्यो देवेभ्यो नम ओं नक्त चारिभ्यो भूतेभ्यो नम । આથી ઉપર,
ओ३म् सर्वात्मभूतये नम આથી પછવાડે અને,
ओ३म् पितृभ्य स्वधायिभ्य स्वधा नम । આ મંત્રથી દક્ષિણદિશામાં,

૧ પત્રાવળી અથવા થાળીમા ઉપર કહેલી દિશાઓમા થોડો થોડો ભાગ ધરવો જો તે વખતે કોઇ અતિથિ આવી ચડે તો તેને સર્વ આપી દેવું. નહી તો અગ્નીમા નાખી દેવું પછી ઘી સહિત લવણાન્ન શિવાયનો પાક થોડો થોડો લઇ કુતરા, પતિત, ચંડાલ, પાપી, રોગી, કાગડા અને કીડા વીગેરે માટે ૬ ભાગ લઇ પૃથિવીમા મૂકવા અને પછી જેના જેના નામનો ભાગ હોય તેને તેને આપી દેવો. આ વિષયનુ પ્રમાણ.—

शुनां ज पतितानां च श्वपचां पापरोगिणाम् ।
वायसानां कृमीणांच शनकैर्निर्वपेद्भुवि ॥

# अतिथि यज्ञ.

પાંચમો અતિથિ યજ્ઞ છે જેમાં ધાર્મિક, પરોપકારી, સત્યોપદેશક, પક્ષપાતરહિત, શાન્ત અને સર્વ હિતકારક વિદ્વાનોની અન્ન વગેરેથી સેવા કરવી તથા એમની સાથે પ્રશ્નોત્તર કરી વિદ્યા પ્રાપ્ત કરવી આને અતિથી યજ્ઞ કહે છે. આ યજ્ઞ નિત્ય કરવો જોઇએ. આ પ્રમાણે પંચ મહાયજ્ઞો ને સ્ત્રી પુરૂષોએ નિત્ય કરવા જોઇએ આ પછી પક્ષયજ્ઞ, અર્થાત પુનમ અને અમાવાસ્યાને દિવસે નિત્ય કરવાના અગ્નિહોત્રની આહુતિઓ આપ્યા પછી, સ્થાલીપાક તૈયાર કરી નિચે લખેલા મંત્રોવડે વધારે આહુતિઓ આપવી.

**ओरेम् अग्नये स्वाहा ॥ ओरेम् अग्निषोमाभ्यां स्वाहा ॥ ओरेम् विष्णवे स्वाहा ॥**

આ મંત્રો વડે સ્થાલીપાકની ત્રણ આહુતિઓ આપવી, પણ અહીં એટલું ધ્યાનમાં રાખવું કે અમાવાસ્યાને દિવસે ઉપલા ત્રણ મંત્રમા " **ओं अग्निषोमाभ्यां स्वाहा** " આ મંત્રની જગ્યાએ " **ओं इन्द्राग्निभ्यां स्वाहा** " ॥ આ મંત્ર બોલી સ્થાલીપાકની આહુતિઓ આપવી. આવી રીતે પક્ષ યજ્ઞ કરવો

જે ઘરમા દુર્ભાગ્યથી નિત્યનો અગ્નિહોત્ર ન થતો હોય તો, પક્ષ યજ્ઞમાં, પ્રથમ લખ્યા પ્રમાણે યજ્ઞકુંડ બનાવવો તથા યજ્ઞ સામગ્રી અને યજ્ઞમંડપ તૈયાર કરી આગળ લખ્યા પ્રમાણે અગ્ન્યાધાન અને સમિધાદ્યાન કરી પ્રથમ લખેલી આઘારાવાજ્ય ભાગાહુતિઓ આપવી પછી વેદીની ચારો તરફ જલ સેચન કરી, ઇશ્વરોપાસના સ્વસ્તિવાચન, અને શાંતિકરણ યથાયોગ્ય કરવા; અને જ્યારે જ્યારે નવું અન્ન પાકે ત્યારે નવશસ્યેષ્ટિ કરવી અને વર્ષના આરંભમાં નિમ્નલિખિતવિધિ કરવો જોઇએ. નવ શસ્યેષ્ટિ કર્યાં પછીજ નવીન અન્નને ભોજનના કામમાં લેવું, જ્યારે નવશસ્યેષ્ટિ અને વર્ષેષ્ટિ કરવાનો વિચાર હોય તો જે દિવસે પ્રસન્નતા હોય તેનેજ શુભદિવસ ગણી, ગ્રામ અને શહેરની બહાર કોઇ સારા ખેતરમા યજ્ઞમંડપ બનાવી, સામાન્ય પ્રકરણમા લખેલો સર્વ વિધિ સમાપ્ત કરિ, પ્રથમ ૪ આઘારાવાજ્યાહુતિ તથા ૮ અષ્ટાજ્યાહુતિ મળી સોળ આજ્યાહુતિઓ આપવી, પછી કાર્ય કર્તાએ નિમ્નલિખિત પાંચ મંત્રોવડે પ્રધાન હોમની ૫ આજ્યાહુતિ આપવી.

**ओरेम् पृथिवी द्यौः प्रदिशो दिशो यस्मै द्युभिरावृताः। तमिहेन्द्रमुपह्वये शिवा नः सन्तु हेतयः स्वाहा ॥ १ ॥ ओरेम् यन्मे किंचिदुपेप्सितमस्मिन् कर्मणि वृत्रहन्। तन्मे सर्वꣳसमृध्यतां जीवतः शरदः शतꣳस्वाहा ॥ २ ॥ ओरेम् सम्पत्तिर्भूतिर्भूमिर्वृष्टिर्ज्यैष्ठ्यꣳश्रैष्ठ्यꣳ श्रीः प्रजामिहावतु स्वाहा, इदमिन्द्राय इदन्न मम ॥ ३ ॥ ओरेम् यस्या भावे वैदिकलौकिकानां भूतिर्भवति कर्मणाम्। इन्द्रपत्नीमुपह्वये सीताꣳसामे त्वनपायिनी भूयात् कर्मणि कर्मणि स्वाहा, इदमिन्द्र पत्न्यै**

इदन्न मम ॥ ४ ॥ ओ३म् अश्वावती गोमती सूनृतावती बिभर्ति या प्राणभृतो अतन्द्रिता । खलामादिनीमुर्वरामस्मिन् कर्मण्युपह्वये ध्रुवा॒ऽसा मेत्वनपायिनी भूयात्स्वाहा, इदं सीतायै इदन्न मम ॥ ६ ॥

ત્યાર પછી ओं सीतायै स्वाहा ॥ ओं प्रजायै स्वाहा ॥ ओ३म् शमायै स्वाहा ॥ ओ३म् भूत्यै स्वाहा ॥

આ ચાર મન્ત્રો વડે ચાર અને ( यदस्य )મંત્ર વડે એક સ્વિષ્ટકૃત્ હોમાહુતિ મળી પાંચ સ્થાલીપાકની આહુતિઓ આપી પ્રથમ લખ્યા પ્રમાણે અષ્ટાજ્યાહુતિ વ્યાહુતિ ચાર એમ બધી મળીને ૧૨ બાર આજ્યાહુતિ દઇ પ્રથમ લખ્યા પ્રમાણે વામદેવ્યગાન, ઇશ્વરોપાસના, સ્વસ્તિવાચન તથા શાન્તિકરણ કરીને યજ્ઞની સમાપ્તિ કરવી.

# ॥ अथ शालाकर्म विधिं वक्ष्यामः ॥

મનુષ્ય અને ગાય વગેરે પશુઓને રહેવા માટે, અન્નાદિ પદાર્થો રાખવા માટે, જે ગૃહ અર્થાત્ સ્થાન વિશેષ બનાવવામા આવે છે, તેને શાલા કહે છે તે શાલાની રચના વગેરેનું પ્રમાણ તથા તૈયાર થયા પછી શુ શું કરવુ જોઇએ તેનો વિધિ. એમ બે વિષયો છે તેમાં પ્રથમ પ્રમાણ અને પછી વિધિ એમ અનુક્રમથી લખશું.

अत्रप्रमाणानि—उपमितां प्रति मितामथो परिमितामुत ।

शालाया विश्ववाराया नद्धानि नि चृतामसि ॥ १ ॥

हविर्धानमग्निशालं पत्नीनां सदनं सदः । सदो देवानामसि देवि शाले ॥२॥

અર્થ—મનુષ્યોને ઉચિત છે, કે જ્યારે કોઇ પણ મનુષ્ય કોઇ પ્રકારનુ ઘર બનાવે ત્યારે તે ઘર ( उपमिताम् ) સર્વ પ્રકારની ઉત્તમ ઉપમાયુક્ત, જેને જોઇ ( ગૃહબન્ધન-ક્રિયામા ) વિદ્વાન્ જનો પ્રશસા કરે ( प्रतिमिताम् ) પ્રતિમાન્ અર્થાત્ એક દરવાજાની સામે બીજો દરવાજો ખુણા અને કક્ષા પણ સન્મુખ્ય હોવી જોઇએ ( अथो ) ત્યાર બાદ ( परिमिताम् ) તે શાલા ચારો તરફના પરિમાણથી સમચોરસ હોવી જોઇએ ( उत ) અને ( शालायाः ) શાળા ( विश्ववाराया ) વિશ્વવારા અર્થાત્ તેના દરવાજાઓ એવી રીતે રાખવા જોઇએ કે ચારે તરફનો પવન તેમા સારી રીતે આવી શકે ( नद्धानि ) તે શાળાનુ બાંધકામ અને ચણતર પણ મજબુત હોવું જોઇએ. હે મનુષ્યો ! જેમ અમે શિલ્પી, અર્થાત્ ગૃહબંધન ક્રિયામા ઉત્તમ વિદ્વાન્, તે શાલાને ( निचृतामसि ) સારી રીતે ગ્રન્થિત અર્થાત્ બન્ધનયુક્ત કરીએ છિયે, તેમ તમે પણ કરો ૧ તે શાળામા ( हविर्धानम् ) હોમ કરવાના પદાર્થો રાખવાનું સ્થાન, ( अग्निशालम् ) અગ્નિહોત્રનુ સ્થાન, ( पत्नीनाम् ) સ્ત્રીઓને, ( सदनम् ) રહેવાનુ ( सदः ) સ્થાન અને ( देवानाम् ) પુરૂષો અને વિદ્વાનોને બેસવા, મેળાપ કરવા અને સભા માટે ( सदः ) સ્થાન તથા સ્નાન, ભોજન અને ધ્યાન વીગેરેને માટે પણ ભિન્ન ભિન્ન સ્થાન બનાવો. આવા પ્રકારની ( देवि ) દિવ્ય કામના કરવા ગોગ્ય ( शाले ) બનાવેલી શાળા ( असि ) સુખ દાયક થાય છે. ૨.

अन्तरा द्यां च पृथिवीं च यद्व्यचस्तेन शालां प्रतिगृह्णामि त इमाम् । यदन्तरिक्षं रजसो विमानं तत्कृण्वेऽहमुदरं शेवधिभ्यः । तेन शालां प्रतिगृह्णामि तस्मै ॥ ३ ॥ ऊर्जस्वती पयस्वती पृथिव्यां निमिता मिता । विश्वान्नं बिभ्रती शाले मा हिंसीः प्रतिगृह्णतः ॥ ४ ॥

અર્થ—શાળામા ( अन्तरा ) જુદી જુદી ( पृथिवीम् ) શુદ્ધ ભૂમિઓ, અર્થાત ચારો તરફ શુદ્ધસ્થાન હોવા જોઇએ, ( च ) અને ( द्याम् ) જેમા સૂર્યનો પ્રતિભાસ આવતો હોય તેવી પ્રકાશસ્વરૂપ દિવ્ય ભગિની સમાન મજબુત શાળા બનાવવી જોઇએ, ( च ) અને ( यत् ) જે ( व्यच. ) તેનો વ્યાપ્તિ એટલે વિસ્તાર, હે સ્ત્રી ! ( ते ) તારે માટે છે, ( तेन ) તેથી સર્વ રીતે યુક્ત ( इमाम् આ, ( शालाम् ) શાલાને, બનાવુ છુ; તું આમા નિવાસ કર. અને હુ પણ નિવાસને માટે, આને ( प्रतिगृह्णामि ) ગ્રહણ કરૂ છુ, ( यत् ) આના મધ્યમા ( अन्तरिक्षम् ) પુષ્કલ અવકાશ અને ( रजस· ) તે ઘરનોજ વિશેષ પરિમાણ યુક્ત, લાંબો અને ઉપરનો ભાગ ઉંચો ( उदरम् ) અને અંદરનો વિસ્તારવાળો પ્રસાર હોવો જોઇએ, ( तत् ) તેને તથા ( शेवधिभ्य ) સુખ આપનારી અનેક કક્ષાઓ વડે સુશોભિત તે શાલાને ( अहम् ) હુ ( कृण्वे ) કરૂ છુ ( तेन ) ઉપર કહેલા સર્વ લક્ષણોથી યુક્ત ( शालाम् ) શાળાને ( तस्मै ) ગૃહાશ્રમના સર્વ વ્યવહારો માટે ( प्रतिगृह्णामि ) હું ગ્રહણ કરૂ છું ૩

( शाले ) શાળા ( ऊर्जस्वती ) બહુ બળ, આરોગ્ય અને પરાક્રમને વધારનારી તથા ધન ધાન્યથી પરિપૂર્ણ; ( पयस्वती ) જળ, દુધ, વગેરે રસોથી પૂર્ણ ( पृथिव्याम् ) ભૂમિમા ( मिता ) પરિમાણયુક્ત ( निमिता ) નિર્મિત કરેલી ( विश्वान्नम् ) સંપૂર્ણ અન્ન વગેરે ઐશ્વર્યને ( बिभ्रती ) ધારણ કરનારી ( प्रतिगृह्णतः ) ગ્રહણ કરનારાઓને રોગાદિથી ( मां हिंसी. ) પીડા ન કરે તેવી બનાવવી જોઇએ ૪

ब्रह्मणा शालां निमितां कविभिर्निमितां मिताम् ।
इन्द्राग्नी रक्षतां शालाममृतौ सोम्यं सदः ॥ ५ ॥

અર્થ—( अमृतौ ) સ્વરૂપથી નાશ રહિત ( इन्द्राग्नी ) વાયુ અને અગ્નિ ( कविभि ) ઉત્તમ વિદ્વાન શિલ્પીઓએ ( मिताम् ) પ્રમાણયુક્ત, અર્થાત્ માપમા જેવી જોઇએ તેવી ( मिताम् ) બનાવેલી શાળાને, અને ( ब्रह्मणा ) ચારો વેદના જાણનાર વિદ્વાનો સર્વ ઋતુઓમા સુખ આપે તેવી निमिताम् ) બનાવેલી ( शालाम् ) શાળાને પ્રાપ્ત થઇ ત્યા રહેવાવાળા સર્વની रक्षताम् ) રક્ષા કરે, અર્થાત્ ચારો તરફનો શુદ્ધ વાયુ શાળામા દાખલ થઇ અશુદ્ધ વાયુને બહાર કાઢતો રહે અને જેમા ઘી અને સુગન્ધિવાળા પદાર્થોનો હોમ કરવામા આવે તે અગ્નિ દુર્ગન્ધને બહાર કહાડી સુગન્ધને અન્દર સ્થાપન કરે; જે ( सोम्यम् ) ઐશ્વર્ય, આરોગ્ય સર્વદા સુખદાયક ( सद. ) રહેવાને માટે ઉત્તમ ઘર હોય તે સારૂં અને નિવાસને માટે યોગ્ય છે ५.

या द्विपक्षा चतुष्पक्षा षट्पक्षा या निर्मीयते ।
अष्टापक्षां दशपक्षां शालां मानस्य पत्नीमग्निर्गर्भ इवाशये ॥ ६ ॥

અર્થ—હે મનુષ્યો ! ( या ) જે ( द्विपक्षा ) બે પક્ષ અર્થાત્ મધ્યમા ૧ એક અને પૂર્વ પશ્ચિમમાં એકેક શાલાયુક્ત ઘર, અથવા ( चतुष्पक्षा ) જેના પૂર્વ, પશ્ચિમ દક્ષિણ અને ઉત્તરમા એકેક શાળા અને આ શાળાઓની મધ્યમા ૫ મી એક મોટી શાળા અથવા ( षट्पक्षा ) એક મધ્યમા અને બે બે પૂર્વ પશ્ચિમ, તથા એક એક ઉત્તર દક્ષિણમા શાળાઓ હોવી જોઇએ ( या ) જે આવી શાળા ( निर्मीयते ) બનાવવામા આવે છે તે ઉત્તમ હોય છે અને તેમા પણ જે ( अष्टापक्षाम् ) ચારો તરફ બે બે શાળાઓ, અને તેઓની મધ્યમા એક નવમી શાળા હોય, અથવા ( दशपक्षाम् ) જેની વચ્ચે ૨ બે શાળા અને આજુબાજુ ચાર દિશાઓમા બબે શાળાં હોય તેવી ( मानस्य ) માપથી બનાવેલી ( शालाम् ) શાળાને, જેમ ( पत्नीम् ) પત્નીને પ્રાપ્ત થઇને ( अग्नि ) અગ્નિમય આર્તવ અને વીર્ય ( गर्भइव ) ગર્ભરુપ થઇ ( आशये ) ગર્ભાશયમા રહે છે તેમ, સર્વ શાળાઓના દરવાજા બબે હાથપર સિધા અને બરાબર હોવા જાઇએ તથા જેની ચારો તરફની શાળાઓનું પરિમાણ ત્રણ ત્રણ વાર હોય અને મધ્યની શાળાઓનું ૭, ૭, વારના પરિમાણથી ઓછું, ન હોય અને ચાર ચાર વાર ચારો દિશામા આવેલી આઠ આઠ વાર મધ્યમા આવેલી શાળાઓનુ પરિમાણ હોય અથવા મધ્યની શાળાઓને ૧૦ વારથી અધિક વિસ્તાર ન હોય તેવી શાળામા ગૃહસ્થોએ રહેવું જોઇએ જો તે સભાનું સ્થાન હોય તો બહારના દરવાજામા ચારો તરફ બારણા અને મધ્યમા થાભલાઓ બનાવી ચારો બાજુએ ખુલ્લું બનાવવું જોઇએ કે જેના બારણા ઉઘાડવાથી ચારો તરફનો પવન તેમા આવે તેમજ સર્વ ઘરોની બાજુએ વાયુ આવવા માટે અવકાશ તથા વૃક્ષફલ અને પુષ્પના કુંડા હોવા જોઇએ, અને તેજ ઘર રહેવા માટે યોગ્ય છે ૬

प्रतीचीं त्वा प्रतीचीनः शाले प्रैम्यहिंसतीम् ।
अग्निर्ह्य १ न्तरापश्च ऋतस्य प्रथमा द्वाः ॥ ७ ॥

અર્થ—જે ( शाले ) શાલાગૃહ ( प्रतीचीन ) પૂર્વાભિમુખ, તથા જે ઘર (प्रतीचीम्) પશ્ચિમ તરફના દ્વારવાળુ ( अहिंसतीम् ) હિંસા વગેરે દોષથી રહિત હોય, પશ્ચિમદ્વારના સન્મુખ પૂર્વનું દ્વાર જેમા ( हि ) નિશ્ચય કરી ( अन्त ) વચમા ( अग्नि ) અગ્નિનુ સ્થાન ( च ) અને ( आप ) જળનુ સ્થાન ( ऋतस्य ) સત્ય વસ્તુનુ ચિંતન કરવા માટે એક-સ્થાન અને ( प्रथमा ) પ્રથમ ( द्वा ) દરવાજા છે ( त्वा ) તે શાળાને ( प्रैमि ) યોગ્ય પ્રકારે હુ પ્રાપ્ત થાઉં છું ૭.

मा नः पाशं प्रतिमुचो गुरुर्भारो लघुर्भव ।
वधूमिव त्वा शाले यत्रकामं भरामसि ॥ ८ ॥
अथर्व० कां० ९ अ० २ व० ३ ॥

અર્થ—હે કારીગર લોકો ! જેમ, ( न ) અમારી ( शाले ) શાળા, અર્થાત ઘર ( पाशम् ) બન્ધનને ( मा प्रतीमुच ) કદી ન છોડે, અર્થાત્ સર્વદા મજબુત રહે જેમા

( गुरुर्भार ) મ્હોટો ભાર ( लघुर्भव ) નાનો થાય એવી શાળાઓ બનાવો, ( त्वा ) ને શાળાને ( यत्र, कामम् ) જ્યા જેવી ઇચ્છા હોય ત્યા તેવી રીતે અમે લોકો ( वधूमिव ) સ્ત્રીની સમાન ( भरामसि ) સ્વીકાર કરીએ છિયે. તેમ તમે પણ તેનું ગ્રહણ કરો ૯

આ પ્રમાણે જ્યારે ઘર બનીને તૈયાર થાય ત્યારે તેમા પ્રવેશ કરતી વખતે શુ શું વિધિ કરવો જોઇએ, તે નીચે લખ્યા પ્રમાણે જાણવો

अथ विधि -જ્યારે ઘર બનીને તૈયાર થાય તે વખતે તેને સારી રીતે સાફ કરાવી ચારે દિશાઓના બહારના દરવાજાઓમા ચાર વેદી અને ઘરની મધ્યભાગમા એક વેદી, અથવા વેદીની સમાન તાંબાનો યજ્ઞકુંડ બનાવી લેવો કે જેથી સઘળે ઠેકાણે એક યજ્ઞકુંડથીજ કામ થાય પછી સર્વ પ્રકારની સામગ્રી અર્થાત્ આગળ લખ્યા પ્રમાણે સમિધા, ઘી, ચોખા, મિષ્ટાન્ન, સુગન્ધ અને પુષ્ટિકારક દ્રવ્યોને લઈ તેને સાફ કરી એકાદ દીન પહેલાથીજ રાખી મુકવા અને જ્યારે ગૃહપતિનુ મન પ્રસન્ન હોય તેવા શુભ દિવસમા ગૃહપ્રતિષ્ટા કરવી. તેમાં ધર્માત્મા અને વિદ્વાન્ ઋત્વિક,-હોતા, અધ્વર્યું, અને બ્રહ્માનું વરણ કરવું અર્થાત્ તેમને બોલાવવા હોતાનુ આસન પશ્ચિમ ભણી હોવુ જોઇએ અને તેના પર તે પોતે પૂર્વાભિમુખ બેસે, અધ્વર્યુંનું આસન ઉત્તરના ભાગમા અને તે અધ્વર્યુ તેપર દક્ષિણાભિમુખ બેસે, ઉદ્ગાતાનું આસન પૂર્વ દિશામા અને તેપર તે પશ્ચિમાભિમુખ બેસે અને બ્રહ્મા દક્ષિણ તરફ ઉત્તમ આસન પાથરી ઉત્તરાભિમુખ બેસે, આપ્રમાણે ચારો આસનો ઉપર ચાર પુરૂષોને બેસાડી ગૃહપતિએ સર્વત્ર પશ્ચિમ દિશામા આસન પાથરી પૂર્વાભિમુખ બેસવું તેવીજ રીતે ઘરની મધ્યમા આવેલી વેદીની ચારે તરફ બીજા આસનો પથરાવી રાખવા અને પછી નિષ્ક્રમ્યદ્વાર એટલે જે દ્વારથી મુખ્ય કરી ઘરમાથી આવજા થતી હોય તે દ્વારની સમીપ બ્રહ્મા સહિત ગૃહપતિએ બહાર રહી ओ३म् अच्युताय भौमाय स्वाहा ॥ આ મંત્ર વડે ૧ આહુતિ આપી જેમા ધ્વજા લગાડેલી હોય તેવા સ્તમ્ભને ઉભો કરવો અને ઘરની ઊપર ચારે ખુણામા ૪ ધ્વજા લગડાવવી કાર્ય કરતા તથા ગૃહપતિ, સ્તમ્ભને ઉભો કરી તેના મુળમા જલ સેચન કરે, જેથી તે મજબુત રહે, દ્વારની સન્મુખ બહાર જઇ નીચેના ૪ મંત્રો વડે ભિન્ન ભિન્ન દિશાઓમા જલ સેચન કરે.

ओ३म् इमामुच्छ्रयामि भुवनस्य नाभिं वसोर्द्धाराम् प्रतरणीं वसूनाम् ।
इहैवध्रुवा निमिनोमि शालां क्षेमे तिष्ठतु घृतमुक्ष्यमाणा ॥ १ ॥

આ મંત્રથી પૂર્વદ્વારની સામે જલ છાટવુ.

ओ३म् अश्वावती गोमती सूनृतावत्युच्छ्रयस्व महते सौभगाय ।
आत्वा शिशुराक्रन्दन्त्वा गावो धेनवो वाश्यमाना : ॥ २ ॥

આથી દક્ષિણદ્વાર તરફ

ओ३म् आत्वा कुमारस्तरुण आवत्सो जगदैः सह । आत्वा परिस्रुतः कुम्भ आदध्नः कलशैरुप क्षेमस्य पत्नी बृहती सुवासः रयिं नो धेहि सुभगे सुवीर्य्यम् ॥३॥

આથી પશ્ચિમદ્વાર તરફ

**ओ३म् अश्वावद् गोमदुर्जस्वत्पर्णं वनस्पतेरिव । अभिनः पूर्यतां रयिरिदमनुश्रेयो वसानः ॥ ४ ॥**

આ મંત્રથી ઉત્તરદ્વાર સન્મુખ જળ છાંટી પછી બધા દરવાજાઓ ઉપર પુષ્પ અને પાંદડા તથા કદલી સ્તમ્ભ અથવા કદલી પત્ર પણ દરવાજાની શોભાને માટે લટકાવવા, પછી ગૃહપતિએ નીચલું વાક્ય બોલવું **ब्रह्मन् प्रविशामीति** । હે બ્રહ્મન્ ! હું પ્રવેશ કરૂં છું. બ્રહ્માએ **वरंभवान् प्रविशतु** । ભદ્ર! ખુશીથી પ્રવેશ કરો આવો પ્રત્યુત્તર આપવો, પછી ગૃહપતિએ બ્રહ્માની અનુમતિ લઇ નીચેનુ વાક્ય બોલી ઘરની અંદર પ્રવેશ કરવો.

**ओ३म् ऋतं प्रपद्ये शिवं प्रपद्ये** ત્યાર પછી જે ઘી ગરમ કરી ગાળી તથા સુગન્ધી દ્રવ્યો મેળવીને રાખેલું હોય તેને એક સારા પાત્રમા કાઢી જે દ્વારમાથી પહેલા પ્રવેશ કરવામા આવ્યો હોય તે દ્વારમા પ્રવેશ કરી, આગળ લખ્યા પ્રમાણે અગ્ન્યાધાન, સમિદાધાન, જલપ્રોક્ષણ અને આચમન કરી ઘીનીજ આઘારાવાજ્યભાગાહુતિઓ અને ૪ વ્યાહૃતિ આહુતિ તથા ૧ સ્વિષ્ટકૃત્ આજ્યાહુતિ આપવી અર્થાત્ સર્વ દિશાઓના દ્વારમા આવેલી વેદીઓમા અગ્ન્યાધાનથી લઇ સ્વિષ્ટકૃત આહુતિ સુધી વીધિ કરવો ત્યારબાદ પૂર્વદિશાના દ્વારમા આવેલા યજ્ઞકુંડમા નિમ્નલિખિત મંત્ર વડે ઘીની બે આહુતિઓ આપવી

**ओ३म् प्राच्या दिशः शालाया नमो महिम्ने स्वाहा । ओ३म् देवेभ्यः स्वाह्येभ्यः स्वाहा ।**

તેવીજ રીતે નિમ્ન લિખિત બે મંત્રો વડે દક્ષિણ દ્વારની વેદિમા અનુક્રમથી બે આહુતિઓ આપવી.

**ओ३म् दक्षिणाया दिशः शालाया नमो महिम्ने स्वाहा ॥**
**ओ३म् देवेभ्यः स्वाह्येभ्यः स्वाहा ॥**

નીચેના ૨ મંત્રોવડે ૨ આહુતિઓ પશ્ચિમ દિશાના દ્વાર પાસેના યજ્ઞકુંડમાં આપવી.

**ओ३म् प्रतिच्या दिशः शालाया नमो महिम्ने स्वाहा ।**
**ओ३म् देवेभ्यः स्वाह्येभ्यः स्वाहा ।**

નિમ્ન મંત્રો વડે ઉત્તર દિશાની વેદીમા ૨ આજ્યાહુતિઓ આપવી.

**ओ३म् उदीच्या दिशः शालाया नमो महिम्ने स्वाहा ।**
**ओ३म् देवेभ्य स्वाह्येभ्यः स्वाहा ॥**

પછી શાલાના મધ્ય ભાગની વેદીની સમીપ જઇ સર્વેએ પોતપોતાની કહેલી દિશાઓમાં બેસી, નીચે લખેલા ૬ મંત્રો વડે અનુક્રમે ૬ આજ્યાહુતિઓ આપવી

ओ३म् ध्रुवाया दिशः शालाया नमो महिम्ने स्वाहा ॥
ओ३म् देवेभ्यः स्वाह्येभ्यः स्वाहा ।
ओ३म् ऊर्ध्वाया दिशः शालाया नमो महिम्ने स्वाहा ।
ओ३म् देवेभ्यः स्वाह्येभ्यः स्वाहा ।
ओ३म् दिशो दिशः शालाया नमो महिम्ने स्वाहा ।
ઓ३म् देवेभ्यः स्वाह्येभ्य. स्वाहा ।

આટલું થયા પછી પૂર્વ દિશાના ઘરની વેદીમા અગ્નિ પ્રજ્વલિત કરી વેદીના દક્ષિણ-ભાગમા બ્રહ્માનું આસન, તથા હોતા વગેરેનાં ઉપર કહ્યા પ્રમાણે આસનો પથરાવી, તેજ વેદીના ઊત્તર ભાગમા એક કળશ સ્થાપન કરી સ્થાલીપાક બનાવી એક બાજુએ રાખવો. નિષ્ક્રમ્યદ્વારની સમીપ થોડી વાર થોભી બ્રહ્માદી સહિત ગૃહપતિએ મધ્ય શાલામા પ્રવેશ કરી બ્રહ્મા વિગેરેને તેમના નિયત કરેલા આસન ઉપર બેસાડી પોતે પુર્વાભિમુખ બેસી, જે ઘીને ગરમ કરી ગાળી કસ્તુરી વગેરે નાખી તૈયાર કર્યું હોય તેને એક પાત્રમાં લઈ સવની સામે એક એક પાત્ર ભરી રાખવું અને સ્રવા વડે, નિમ્નલિખિત ૪ મંત્રો બોલી ૪ આજ્યાહુતિઓ આપવી.

ओ३म् वास्तोष्पते प्रतिजानीह्यस्मान्त्स्वावेशो अनमीवो भवानः । यत्त्वेमहे प्रतितन्नो जुषस्व शन्नो भव द्विपदे शं चतुष्पदे स्वाहा ॥ १ ॥ ओ३म् वास्तोष्पते प्रतरणो न एधि गयस्फानो गोभिरश्वेभिरिन्द्रो । अजरासस्त सख्ये स्याम पितेव-पुत्रान् प्रतितन्नो जुषस्व स्वाहा ॥ २ ॥ ओ३म् वास्तोष्पते शग्मया संसदा ते सक्षीमहि रण्वया गातुमत्या । पाहि क्षेमऽउत योगे वरं नो यूयं पात स्वस्तिभिः सदा नः स्वाहा ॥ ३ ॥ ऋ० मं० ७ सू० ५४ ॥

ओ३म् अमीवहा वास्तोष्पते विश्वारूपाण्याविशन् । सखा सुशेव एधि नः स्वाहा ॥ ४ ॥ ऋ० । मं ७ सू० ५५ । म० १ ॥

પછી જે સ્થાલીપાક, અર્થાત્ ભાત બનાવ્યો હોય તેને કોઈ કાંસાના પાત્રમાં કાઢી તેપર યથાયોગ્ય ઘી રેડી સૌએ પોત પોતાની સામુ મુકવું અને તેમાથી સર્વેએ થોડું થોડું લઈ નિમ્નલિખિત ૭ મંત્રો વડે ૭ આહુતિઓ આપવી.

ओ३म् अग्निमिन्द्रं बृहस्पतिं विश्वाँश्च देवानुपह्वये सरस्वतीञ्च वाजीञ्च वास्तु मे दत्तवाजिनः स्वाहा ॥ १ ॥

ओ३म् सर्पदेवजनान्त्सर्वान्हिमवन्तं सुदर्शनम् ॥ वसूँश्च रुद्रानादित्यानीशानं जगदैःसह । एतान्त्सर्वान् प्रपद्येऽहं वास्तु मे दत्तवाजिनः स्वाहा ॥ २ ॥

ओ३म् पूर्वाह्णमपराह्णं चोभौ माध्यंदिना सह । प्रदोषमर्धरात्रं च व्युष्टां देवीं महापथाम् एतान्त्सर्वान् प्रपद्येऽहं वास्तु मे दत्तवाजिनः स्वाहा ॥ ३ ॥

ओ३म् कर्तारञ्च विकर्तारं विश्वकर्माण मोषधींश्च वनस्पतीन् ।
एतान्सर्वान् प्रपद्येऽहं वास्तु मे दत्तवाजिनः स्वाहा ॥ ४ ॥

ओ३म् धातारं च विधातारं निधीनां च पतिं सह । एतान्त्सर्वान् प्रपद्येऽहं वास्तु मे दत्तवाजिनः स्वाहा ॥ ५ ॥

ओ३म् स्योन ऽ शिवमिदं वास्तु दत्तं ब्रह्मप्रजापती । सर्वाश्च देवताश्च स्वाहा ॥६॥

પછી કાસાના પાત્રમા ઉદુમ્બર, પલાશ, ( ખાખરો ) અને ઉમરાડાના પાદડા, શાદ્વલ, ( નવતૃણ ) ગાયનુ છાણુ, દહી, મધ, ઘી, કુશ અને જળ આ સર્વ વસ્તુઓ લઇ તેને મેળવી નિમ્નલિખિત ચાર મંત્રો વડે પૂર્વ, દક્ષિણુ પશ્ચિમ, અને ઉત્તર આ ચારે દિશાઓના દ્વાર સમીપ નાખવી અને જળ સેચન પણુ કરવુ

ओ३म् श्रीश्च त्वा यशश्च पूर्वे संधौ गोपायेताम् ॥
ओ३म् यज्ञश्च त्वा दक्षिणा च दक्षिणे संधौ गोपायेताम् ॥
ओ३म् अन्नञ्च त्वा ब्राह्मणश्च पश्चिमे संधौ गोपायताम् ॥
ओ३म् ऊर्क् च त्वा सूनृता चोत्तरे संधौ गोपायेताम् ॥

પછી નિમ્નલિખિત ચાર મંત્રો વડે ચાર દિશાઓમા પરમાત્માનુ ઉપસ્થાન કરવુ

ओ३म् केता च मां सुकेता च पुरस्ताद् गोपायेतामित्यग्निर्वैकेता ऽऽदित्यः सुकेता तौ प्रपद्ये ताभ्यां नमोऽस्तु तौमा पुरस्ताद् गोपायेताम् ॥ १ ॥

ઉક્ત મંત્રથી પૂર્વ દિશામા પરમાત્માનુ ઉપસ્થાન કરી દક્ષિણુ દ્વારની સન્મુખ દક્ષિણુાભિમુખ થઇ–

ओ३म् दक्षिणतो गोपायमानं च मा रक्षमाणा च दक्षिणतो गोपायेतामित्यहर्वै गोपयमान ऽ रात्रीरक्षमाणा ते प्रपद्ये ताभ्यां नमोस्तुते मा दक्षिणतो गोपायेताम् ॥ २॥

ઉક્ત મંત્રથી જગદીશનું ઉપસ્થાન કરી પશ્ચિમ દ્વારની સન્મુખ પશ્ચિમાભિમુખ થઇ—

ओ३म् दीदिविश्च मा जागृविश्च पश्चाद् गोपायेतामित्यन्नं वै दीदिविः प्राणो जागृविस्तौ प्रपद्ये ताभ्यां नमोस्तु तौमा पश्चाद् गोपायेताम् ॥ ३ ॥

ઉક્ત મંત્રથી સર્વ રક્ષક પરમાત્માનુ ઉપસ્થાન કરી ઉત્તર દિશાના દ્વારની સન્મુખ ઉત્તરાભિમુખ થઇ—નિમ્ન મંત્રથી સર્વાધિષ્ઠાતા પરમાત્માનુ ઉપસ્થાન કરવુ

ओ३म् अस्वप्नश्च मानवद्राणश्चोत्तरतो गोपायेतामिति चन्द्रमा वा अस्वप्नो वायुरनवद्राणस्तौ प्रपद्येताभ्यां नमोस्तु तौ चोत्तरतो गोपायेतामिति ॥ ओ३म् धर्मस्थूणा राज ९श्री स्तूर्यामहोरात्रे द्वारफलके इन्द्रस्य गृहावसुमतो वरूथिनस्तानहं प्रपद्ये सह प्रजया पशुभिस्सह यन्मे किञ्चदस्त्युपहूतः सर्वगणाः सखायः साधुसंमतस्तां त्वाशाले अरिष्टवीरा गृहा नः सन्तु सर्वतः ॥ ४ ॥

પછી સુપાત્ર, વેદ જાણવાવાળા, અને ધાર્મિક હોતા વગેરે તથા જે ગુણ કર્મ અને સ્વભાવથી બ્રાહ્મણ હોય તેઓને તેમની પત્ની સહિત, તથા ઇષ્ટમિત્ર અને સંબંધીઓને ઉત્તમ ભોજન કરાવી તેમનો યથાયોગ્ય સત્કાર કરી દક્ષિણા આપવી અને પુરૂષોને પુરૂષોએ તથા સ્ત્રીઓને સ્ત્રીઓએ પ્રસન્નતાપૂર્વક વિદાય કરવા, તેઓએ જતી વખતે ગૃહપતિ અને ગૃહપત્ની ઇત્યાદિને નિમ્નલિખિત વાક્ય વડે આશીર્વાદ આપી પોતપોતાને ઘેર જવું.

ओ३म् सर्वे भवन्तोऽत्रानन्दिताः सदा भूयासः ॥

તમે સર્વ હમેશા આનંદિત રહો, એવી અમારી આશીષ છે.

આ પ્રમાણે વાડી વગેરેની પણ પ્રતિષ્ઠા કરવી આમાં વિશેષ એટલુંજ છે કે જે તરફનો વાયુ વાડી અથવા બગીચામાં આવતો હોય તે તરફ હોમ કરવો કે જેથી વૃક્ષ વિગેરે સુગન્ધિત થાય અને જો તે બગીચામા કોઇ ઘર વગેરે બનાવેલું હોય તો તેની પણ શાલાની સમાન પ્રતિષ્ઠા કરવી જોઇએ.

આવી રીતે ગૃહાદિની રચના કરી ગૃહસ્થાશ્રમમા પોતપોતાના વર્ણાનુસાર જે જે કર્તવ્યકર્મ હોય તેને બરાબર કરવા

# ॥ अथ ब्राह्मण स्वरूप लक्षणम् ॥

હવે બ્રાહ્મણના સ્વરૂપ, લક્ષણ અને કર્તવ્ય, વીષે લખીશું.

अध्यापनमध्ययनं यजनं याजनं तथा ।
दानं प्रतिग्रहंश्चैव ब्राह्मणानामकल्पयत् ॥ म० ॥
शमोदमस्तपः शौचं क्षान्तिरार्जवमेवच ।
ज्ञानं विज्ञानमास्तिक्यं ब्रह्मकर्म स्वभावजम् ॥ २ ॥ गीता० ॥

અર્થ—પૂર્ણ વિદ્યાભ્યાસ કરવો—(૧) કપટનો ત્યાગ કરી પ્રીતિપૂર્વક, પુરૂષે, પુરૂષોને અને સ્ત્રીએ, સ્ત્રીઓને વિદ્યાભ્યાસ કરાવવો (૨) અગ્નિહોત્રાદિ યજ્ઞો કરવા (૩) અને કરાવવા (૪) વિદ્યા અથવા સુવર્ણ ઇત્યાદિનુ દાન સુપાત્રોને આપવું, (૫) અને ન્યાયથી ધનોપાર્જન કરનારા ગૃહસ્થો પાસેથી દાન લેવું. (૬) આ છ કર્મો બ્રાહ્મણના છે. આ છ કર્મોમા પહેલા ત્રણ કર્મો ભણવું, યજ્ઞ કરવો, અને દાન દેવુ આ * ધર્મ તરીકે

જાણવા, અને બાકીના. ભણાવવું, યજ્ઞ કરાવવો, અને દાનલેવું આ ત્રણ કર્મો. જીવિકા માટે છે પણ શ્રી મનુમહારાજ તો એમ કહે છે કે —**प्रतिग्रह प्रत्यवर** ॥ **मनु०** ॥ દાન લેવુ એ ઘણુ નીચ કર્મ છે કિંતુ યજ્ઞ કરાવીને અને ભણાવીને પોતાની આજીવિકા ચલાવવી ઉત્તમ છે ૧

(**शम**) મનને અધર્મમા ન જવા દેવું પ્રત્યુત અધર્મ કરવાની ઇચ્છા પણ મનમા ન કરવી (**दम**) શ્રોત્રાદિ ઇન્દ્રિયોને અધર્માચરણથી સર્વદા દૂર રાખી ને ધર્મમા પ્રવૃત્ત કરવી (**तप**) બ્રહ્મચર્ય વિદ્યા અને યોગાભ્યાસની સિદ્ધિને માટે શીતોષ્ણ, નિન્દા, સ્તુતી, ક્ષુધા, તૃષા, માનાપમાન, વગેરે દ્વન્દ્વનુ સહન કરવુ (**शौचम्**) રાગ, દ્વેષ અને મોહ વિગેરેથી મન અને આત્માને તથા જળ વિગેરેથી શરીરને પવિત્ર રાખવા (**शान्ति.**) ક્ષમા એટલે કોઇ, નિન્દા ઇત્યાદિથી પીડા કરે તો પણ તેના ઉપર કૃપાલુ થઇ ક્રોધ ન કરવો. (**आर्जवम्**) નિરભિમાન થઇ દંભ સ્વાત્મશ્લાઘા, અર્થાત્ પોતાના મુખથી પોતાની પ્રશંસા ન કરવી, નમ્રતા, સરલતા, અને પવિત્રતા રાખવી (**ज्ञानम्**) સર્વ શાસ્ત્રોને સારી રીતે ભણી તેનુ મનન કરી તેના શબ્દાર્થ સમ્બન્ધને યથાવત્ જાણી ભણાવવામા પૂર્ણ સામર્થ્ય મેળવવા પરિશ્રમ કરવો (**विज्ञानम्**) પૃથ્વીથી લઇ પરમેશ્વર પર્યન્ત પદાર્થોને સારી રીતે જાણી ક્રિયા કુશલતા તથા યોગાભ્યાસ વડે સાક્ષાત્કાર કરી યથાવત્ ઉપકાર કરવો અને બીજાઓને તેમ કરવા પ્રેરણા કરવી (**आस्तिक्यम्**) પરમેશ્વર, વેદ, ધર્મ, પરલોક, પરજન્મ, કર્મફલ અને મુક્તિ માનવા, આ ૯ ગુણકર્મનો ધર્મમા અન્તર્ભાવ છે આવા ઉત્તમ ગુણ કર્મ અને ઉત્તમ સ્વભાવ જેનામા હોય તે બ્રાહ્મણ અથવા બ્રાહ્મણી છે વિવાહ પણ તેવાજ ગુણકર્મ સ્વભાવ જેની સાથે મળતા આવતા હોય તેમની સાથે કરવો જોઇએ મનુષ્ય માત્રે જેનામા ઉપર કહેલા ગુણકર્મ અને સ્વભાવ હોય તેનેજ બ્રાહ્મણ વર્ણનો અધિકાર આપવો જોઇએ ૨

## ॥ अथ क्षत्रिय स्वरूप लक्षणम् ॥

**प्रजाना रक्षणं दानमिज्याध्ययनमेव च ।**
**विषयेष्वप्रसक्तिश्च क्षत्रियस्य समासतः ॥ १ ॥ मनु० ॥**
**शौर्यं तेजो धृतिर्दाक्ष्यं युद्धे चाप्यपलायनम् ।**
**दानमीश्वरभावश्च क्षात्रकर्म्मस्वभावजम् ॥ २ ॥ गीता० ॥**

અર્થ—દીર્ઘકાલપર્યન્ત બ્રહ્મચર્ય પાળી (**अध्ययनम्**) સાંગોપાંગ વેદાદિ શાસ્ત્રોને યથાવત્ ભણવા (**इज्य**) અગ્નિહોત્રાદિ યજ્ઞો કરવા (**दानम्**) સુપાત્રોનો વિદ્યા તથા સુવર્ણ આદિ અને પ્રજાને અભયદાન આપવુ (**प्रजाना रक्षणम्**) પ્રજાઓની સર્વ પ્રકારથી સર્વદા યથાવત્ રક્ષા કરવી, આટલા કર્મ ક્ષત્રિયોના ધર્મના લક્ષણોમા જાણવા, અને અસ્ત્રવિદ્યા

---

* ધર્મ એટલે ન્યાયાચરણ, પક્ષપાત છોડીને વર્તવુ તેને ન્યાય કહે છે અને પક્ષપાત છોડવો, એટલે સર્વાંગ અહિંસા આદિ નિર્વૈરતા, અને સત્યભાષણ, આદિમા સ્થિર રહી હિંસા, દ્વેષાદિ અને મિથ્યાભાષણ વગેરેનો ત્યાગ કરવામાજ સર્વ મનુષ્યોનો ધર્મ છે જે જે ધર્મના લક્ષણ વર્ણ, કર્મોમા જુદા જુદા આપ્યા છે, તેથીજ ચાર વર્ણ પૃથક્ પૃથક્ ગણવામા આવે છે

— **प्रतिग्रहाद्याजनाद्वा तथैवाध्यापनादपि । प्रतिग्रह. प्रत्यवर. प्रेत्याविप्रस्य गर्हित: ॥**
**मनु० अ० १० श्लो० १०९**

શીખવવી, ન્યાયાલય અને સેનામા રહી પોતાની આજીવિકા કરવી એ ક્ષત્રિયની આજીવિકા જાણવી ( **विषयेष्वप्रसक्ति** )વિષયોમા આસક્ત ન થઇ સદા જીતેન્દ્રિય રહેવુ, લોભ, વ્યભિચાર અને મદ્યપાન વગેરેના ફંદથી, તથા દુર્વ્યસનોથી દૂર રહેવુ, વિનય, સુશીલતાદિ શુભકર્મમા સર્વદા પ્રવૃત્ત થવુ ( **शौर्य्यम्** ) સગ્રામ, મૃત્યુ અને શસ્ત્ર પ્રહાર આદિથી ન ડરવુ ( **तेज** ) પ્રગલ્ભ અને ઉત્તમ પ્રતાપી થઇ કોઇની પણ સામે ભીરૂ અથવા દીન ન થવું ( **धृति** ) ચાહે ગમે તેટલી આપત, વિપત, કલેશ અથવા દુ.ખ પ્રાપ્ત થાય તથાપિ ધૈર્ય રાખવુ અને કદિ ન ગભરાવુ, ( **दाक्ष्यम्** ) સંગ્રામ, વાગ્યુદ્ધ દુતત્વ ( દુતપણુ ), ન્યાય અને વિચાર વગેરેમા અતિચતુરતા અને બુદ્ધિમત્તા રાખવી ( **युद्धेचाप्यपलायनम्** ) તથા યુદ્ધમા સર્વદા તૈયાર રહેવું યુદ્ધથી ગભરાઇ શત્રુના વશમા કદિ ન થવુ ( **दानम्** ) સુપાત્રોને વિદ્યા સુવર્ણ વગેરે અને પ્રજાને અભય દાન આપવું ( **इश्वरभाव** ) જેમ પરમેશ્વર સર્વની ઉપર દયા કરી પિતાની પેઠે વર્તી, પક્ષપાત છોડી, ધર્મ અને અધર્મ કરનારાઓને યથાયોગ્ય સુખ દુ ખરૂપ ફલ આપે છે અને પોતાના સર્વજ્ઞતા આદિ સાધનો વડે સર્વનો અંતર્યામી થઇ સર્વના સારા નઠારા કર્મ યથાવત્ જુવે છે, તેમ પ્રજાની સાથે વર્તી ગુપ્ત દૂત વગેરે મોકલી પ્રજા તથા અન્ય રાજપુરૂષોના સારા અને નઠારા કર્મો સારી રીતે જાણવા, રાત્ર દિવસ ન્યાય કરવો, પ્રજાને યથાવત સુખ આપવુ, શ્રેષ્ઠોને માન અને દુષ્ટને દંડ દેવામા સદા પ્રવૃત્ત રહેવુ અને પોતે શરીરે સર્વ રીતે રોગ રહિત થઇ બલિષ્ઠ, દૃઢ, તેજસ્વી અને દીર્ઘાયુ બની પોતાના આત્માને ન્યાયમાર્ગમા પ્રવૃત્ત રાખવામા પોતાનુ જીવન સાર્થક સમજવુ ઇત્યાદિ ઉત્તમ ગુણકર્મના યોગ જેમા હોય તેને ક્ષત્રિય અને ક્ષત્રિયા જાણવી એનો વિવાહ પણ તેવાંજ ગુણ, કર્મ અને સ્વભાવ જેનામા હોય તેની સાથે થવો જોઇએ. જેમ બ્રાહ્મણ પુરૂષોને અને બ્રાહ્મણી સ્રીઓને ભણાવે તેમ રાજા પુરૂષોનો અને રાણી સ્રીઓનો ન્યાય તથા ઉન્નતિ સર્વદા કર્યા કરે જે ક્ષત્રિય, રાજા ન હોય તેણે રાજ્યમાજ યથાધિકાર પદવી મેળવવી.

# ॥ अथ वैश्य स्वरूप लक्षणम् ॥

**पशूनां रक्षणं दानमिज्याध्ययनमेव च ।**
**वाणिक्पथं कुसीदं च वैश्यस्य कृषिमेव च ॥ मनु० ॥**

અર્થ—( **अध्ययनम्** ) વેદાદિ શાસ્રોનુ અધ્યયન કરવું ( **इज्या** ) અગ્નિહોત્રાદિ યજ્ઞો કરવા અને ( **दानम्** ) અન્ન વગેરેનુ દાન આપવું, આ ત્રણ વૈશ્ય ધર્મના લક્ષણ જાણવા અને ( **पशूनां रक्षणम्** ) ગાય વગેરે પશુઓનુ પાલન કરવુ અને તેમનુ દુધ ઇત્યાદિ વેચવુ ( **वाणिक्पथम्** ) ભિન્ન ભિન્ન દેશોની ભાષા, હિસાબ, ભૂગર્ભવિદ્યા, ભુમિ, બીજ વગેરેના

---

૧ સેકડે સવા રૂપિયાથી અધિક અને ૪ આનાથી ઓછુ વ્યાજ ન લેવુ અને ન આપવુ વ્યાજ લેતા જ્યારે બમણું ધન થાય ત્યારે પછી બદામ પણ ન લેવુ જેટલું ઓછુ વ્યાજ લેવામા આવશે તેટલુંજ ધન વધશે, અને કદિ પણ ધનનો નાશ, અને કુળમા કુસંતાનની ઉત્પત્તિ નહી થાય

ગુણુ જાણુવા અને સર્વ પદાર્થના ભાવાભાવનુ' ધ્યાન રાખવુ' **कुसीदम्**' વ્યાજ લેવું (**कृषिमेव च**) તથા ખીતીની વિદ્યા જાણી અન્ન વગેરેની રક્ષા કરવી, ખાતર અને ભુમની પરીક્ષા હળ જોડવા તથા બી વાવવા વગેરેનુ સારી પેઠે જ્ઞાન રાખવુ આ ચાર કર્મ વૈશ્યની જીવીકા માટે છે ઉક્ત ગુણુકર્મ જેનામા હોય તે વૈશ્ય અને વૈસ્યા છે, આનો વિવાહ તેવાજ કોઇ ગુણુકર્મ ધરાવનાર સાથેજ થવો જોઇએ ॥ ૧ ॥

# ॥ अथ शूद्र स्वरूप लक्षणम ॥

**एकमेवतु शूद्रस्य प्रभुः कर्म समादिशत् ।**
**एतेषामेव वर्णानां शुश्रूषामनसूयया ॥ १ ॥ मनुः**

અર્થ—(**प्रभु**) પરમેશ્વરે (**शूद्रस्य**) વિદ્યાહીન એટલે જેને ભણાવવાથી પણુ વિદ્યા ન આવડે તેવા શરીરથી પુષ્ટ, સેવામા કુશળ શુદ્રને માટે (**एतेषामेव वर्णानाम्**) બ્રાહ્મણુ ક્ષત્રિય અને વૈસ્ય આ ત્રણે વર્ણોની, (**अनसूयया**) નિન્દાનો ત્યાગ કરી (**शुश्रूषाम्**) પ્રિતિથી સેવા, કરવી (**एकमेव कर्म तु**) આ એકજ કર્મ (**समादिशत्**) કરવાની આજ્ઞા આપી છે, આ મૂર્ખત્વાદિ ગુણુ અને સેવા વગેરે કર્મ જે વ્યક્તિમા હોય તેને શુદ્ર અથવા શુદ્રા જાણુવા અને આવા સ્રીપુરૂષોનો તેવાજ ગુણુ કર્મ ધરાવનાર સાથે વિવાહ થવો જોઇએ, અને તેમને અધિકાર પણુ તેવોજ આપવો જોઇએ આ પ્રમાણે ગુણુ કર્મ અને સ્વભાવના ગોગથી વર્ણવ્યવસ્થા જ્યા હોય છે તે કુલ, દેશ, અને મનુષ્ય સમુદાયની ઘણી ઉન્નતિ થાય છે, હવે બ્રાહ્મણાદિ વર્ણુવાળા મનુષ્યો પોતપોતાના કર્મોમા નિમ્નલિખિત રીતિથી વર્તે,

**वेदोदितं स्वकं कर्म नित्यं कुर्यादतन्द्रितः ।**
**तद्धिकुर्वन्यथाशक्ति प्राप्नोति परमां गतिम् ॥ १ ॥**
**नेहेतार्थान् प्रसंगेन न विरूद्धेन कर्मणा ।**
**न विद्यमानेष्वर्थेषु नार्त्यामपि यतस्ततः ॥ २ ॥**

અર્થ—બ્રાહ્મણુ, ક્ષત્રિય, અને વૈસ્યાદિ દ્વિજોએ પોતપોતાના વેદોક્ત કર્મો, આલસ્ય છોડીને નિત્ય કરવા કારણુ કે કર્મોને પોતાના સામર્થ્યાનુસાર કરવાવાળો મુક્તિ પર્યન્તના પદાર્થોને પામે છે ॥ ૧ ॥ ગૃહસ્થે, કદીપણુ દુષ્ટતા પ્રસંગથી ધર્મવિરૂદ્ધ કર્મથી અને વિદ્યમાન પદાર્થ હોવા છતા તેને ગુપ્ત રાખી, બીજાથી છળ કરીને અને ગમે એટલું દુ ખ આવી પડે તો પણુ અધર્મથી અથવા બીજા કોઇ એવા કુમાર્ગથી દ્રવ્યોનો સંચય કદી ન કરવો ॥ ૨ ॥

**इन्द्रियार्थेषु सर्वेषु न प्रसज्येत कामतः ।**
**अतिप्रसक्ति चैतेषां मनसा सन्निवर्तयेत् ॥ १ ॥**

सर्वान्परित्यजेदर्थान् स्वाध्यायस्य विरोधिनः ।
यथा तथाऽध्यापयंस्तु सा ह्यस्य कृतकृत्यता ॥ ४ ॥

અર્થ—ઇન્દ્રિયોના વિષયોમા કામથી કદી ન ફસવું અને વિષયોની અત્યંત આશક્તિથી મનને સારી રીતે રોકી રાખવુ ॥ ૩ ॥

જે પદાર્થો સ્વાધ્યાયના વિરોધી હોય તે સઘળાને છોડી દેવા અને ગમે તે પ્રકારથી વિદ્યા ભણાવવી, એજ ગ્રહસ્થને માટે કૃતકૃત્યતા છે ॥ ૪ ॥

बुद्धिवृद्धिकराण्याशु धन्यानि च हितानि च ।
नित्यं शास्त्राण्यवेक्षेत निगमांश्चैव वैदिकान् ॥
यथा यथा हि पुरुषः शास्त्रं समधिगच्छति ।
तथा तथा विजानाति विज्ञानं चास्य रोचते ॥ ६ ॥
न संवसेच्च पतितैर्न चाण्डालैर्न पुल्कसैः ।
न मूर्खैर्नावलिप्तैश्च नान्त्यैर्नान्त्यावसायिभिः ॥ ७ ॥
नात्मानमवमन्येत पूर्वाभिरसमृद्धिभिः ।
आमृत्योः श्रियमन्विच्छेन्नैनां मन्येत दुर्लभाम् ॥ ८ ॥
सत्यं ब्रूयात् प्रियं ब्रूयान्नब्रूयात् सत्यमप्रियम् ।
प्रियं च नानृतं ब्रूयादेष धर्म्मः सनातनः ॥ ९ ॥

અર્થ–હે સ્ત્રી પુરુષો ! તમે જે ધર્મ, ધન અને બુદ્ધિ વગેરેની શીઘ્ર વૃદ્ધિ કરનાર શાસ્ત્રો છે તેનો, તથા જે વેદ સમ્બંધી ગ્રન્થો હોય તેનો અભ્યાસ કરો ॥ ૫ ॥ મનુષ્ય જેમ જેમ શાસ્ત્રોનો વિચાર કરી તેના યથાર્થ મર્મોને સમજે છે તેમ તેનુ જ્ઞાન અધિકને અધિક થાય છે, અને તેની પ્રીતિ વિજ્ઞાનમા વધતી જાય છે ૬ સજ્જન ગૃહસ્થ જનોને યોગ્ય છે કે જે પતિત, દુષ્ટકર્મ કરનારા, ચડાલ, ગારૂડી (વાદી) મૂર્ખ, મિથ્યાભિમાની, અને જેઓના ઉદેશ નીચ હોય, તેઓનો કદીપણુ સંગ ન કરવો ॥ ૭ ॥ જે ગૃહસ્થો પ્રથમ પુષ્કલ ધનવાન્ હોય અને પછી (દુર્ભાગ્ય વશ) નિધન સ્થિતિમા આવી પડે તો તે વખતે પોતાના આત્માનુ અપમાન અથવા વિલાપ કદી ન કરવો કે હાય અમે નિર્ધન થઇ ગયા વગેરે, કિન્તુ મરણુ પર્યન્ત લક્ષ્મીની ઉંન્નતિમા પુરૂષાર્થ કરવો અને તે દુર્લભ છે એમ કદીપણુ નહિ સમજવું, ૮ મનુષ્યોએ સદૈવ સત્ય તથા પ્રિય બોલવુ અપ્રિય સત્ય નહિ બોલવુ જેમકે કાણાને કાણો અને મુર્ખને મુર્ખ વગેરે અપ્રિય વચન તેની સન્મુખ કદી નહી બોલવા, અને જે મિથ્યા ભાષણથી બીજાઓ પ્રસન્ન થાય તેવું પણુ કદી નહિ બોલવુ એ સનાતન ધર્મ છે, ૯

अभिवादयेद्वृद्धांश्च दद्याच्चैवासनं स्वकम् ।
कृताञ्जलिरुपासीत गच्छतः पृष्ठतोऽन्वियात् ॥ १० ॥

श्रुतिस्मृत्युदितं सम्यङ् निबद्धं स्वेषु कर्म्मसु ।
धर्ममूलं निषेवेत सदाचारमतन्द्रितः ॥ ११ ॥
आचाराल्लभते ह्यायुराचारादीप्सिताः प्रजाः ।
आचराद्धनमक्षय्यमाचारो हन्त्यलक्षणम् ॥ १२ ॥
दुराचारो हि पुरुषो लोके भवति निन्दितः
दुःखभागीच सततं व्याधितोऽल्पायुरेवच ॥ १३
सर्वलक्षणहीनोऽपि यः सदाचार वान्नरः ।
श्रद्दधानोऽनसूयश्च शतं वर्षाणि जीवति ॥ १४ ॥

અર્થ—સદા વિદ્યાવૃદ્ધ અને વયોવૃદ્ધોને " નમસ્તે " શબ્દથી પ્રણામ કરવા અર્થાત્ તેમનુ સન્માન કરવુંજ્યારે સમીપ આવે ત્યારે ઉભા થઇ માન પૂર્વક લેવા જવુ અને પોતાના આસન ઊપર બેસાડવા પછી હાથ જોડી સામે બેસી જે પૂછે તેનો યથાયોગ્ય ઉત્તર આપવો અને જ્યારે જાય ત્યારે તેમની સાથે દુરસુધી જઇ " નમસ્તે " કરી વિદાય કરવા તથા વૃદ્ધ ગૃહસ્થ લોકોએ પણ વખતો વખત જયા ત્યા વ્યર્થ ન જવુ ॥ ૧૦ ॥ લોકોએ સર્વદા આલસ્યનો ત્યાગ કરી વેદ અને મનુસ્મૃતિમા વેદાનુકુલ કહેલા પોત પોતાના કર્મમા નિબદ્ધ રહી, તથા ધર્મનું મૂલ જે સદાચાર, અર્થાત્ સત્ય અને સત્પુરૂષ આપ્તધર્માત્માઓના જે આચરણો છે તેનુ સેવન સર્વદા કર્યા કરવુ ॥ ૧૧ ॥

ધર્માચરણથીજ લાબુ આયુષ્ય, ઉત્તમ પ્રજા, અને અક્ષય ધન પ્રાપ્ત થાય છે અને ધર્મથીજ અધર્મયુક્ત લક્ષણોનો નાશ થાય છે ॥ ૧૨ ॥

જે, દુષ્ટાચારી પુરૂષ છે તે સર્વત્ર નિન્દિત, દુઃખભાગી અને રોગગ્રસ્ત થઇ અલ્પ આયુષ્યવાળો થાય છે ॥ ૧૩ ॥

જે સર્વ લક્ષણોથી હીન હોવા છતા પણ, સદાચારયુક્ત, સત્યમા શ્રદ્ધાવાળો અને નિન્દા વિગેરે દોષરહીત હોય છે, તે સુખપૂર્વક ૧૦૦ વર્ષ જીવે છે ॥ ૧૪ ॥

यद्यत्परवशं कर्म तत्तद्यत्नेन वर्जयेत् ।
यद्यदात्मवशं तु स्यात्तत्तत्सेवेत यत्नतः ॥ १५ ॥
सर्वपरवशं दुःखं सर्वमात्मवशं सुखम् ।
एतद्विद्यात् समासेन लक्षण सुखदुःखयोः ॥ १६ ॥
अधार्मिको नरो यो हि यस्य चाप्यनृत धनम् ।
हिंसारतश्च यो नित्यं नेहासौ सुखमेधते ॥ १७ ॥

અર્થ—મનુષ્યોએ જે જે કર્મો પરાધીન હોય તેનો પ્રયત્ન વડે ત્યાગ કરવો અને જે સ્વાધીન કર્મો હોય તેનું સેવન પ્રયત્નથી કરવુ. ॥ ૧૫ ॥

કેમકે જેટલુ પારકાના વશમા રહેવુ, તેટલુજ દુખ, અને જેટલી સ્વાધીનતા છે તેટલુજ સુખ છે સુખદુખનુ આજ લક્ષણ સંક્ષેપથી જાણવું ॥ ૧૬ ॥

જે અધાર્મિક મનુષ્ય છે, જે અધર્મથી ધન મેળવે છે, અને સર્વદા હિંસા વૈર, વગેરેમા પ્રવૃત્ત રહે છે તે આલોકમા, અને પરલોક, અર્થાત્ પરજન્મમા સુખ પામતો નથી ॥૧૭॥

नाधर्मश्चरितो लोके सद्यः फलति गौरिव ।
शनैरावर्तमानस्तु कर्तुर्मूलानि कृन्तति ॥ १८ ॥
यदि नात्मनि पुत्रेषु न चेत्पुत्रेषु नप्तृषु ।
नत्वेवन्तु कृतोऽधर्मः कर्तुर्भवति निष्फलः ॥ १९ ॥
सत्यधर्मार्यवृत्तेषु शौचे चैवारमेत्सदा ।
शिष्यांश्च शिष्याद्धर्मेण वाग्बाहूदरसंयतः ॥ २० ॥

અર્થ—મનુષ્યોએ નિશ્ચયથી જાણવુ જોઇએ કે આ સંસારમા, જેમ ગાયની સેવાનુ ફળ જે દુધ વગેરે છે તે એકદમજ મળતુ નથી કિન્તુ શનૈ શનૈ થાય છે તેમજ કરેલ અધર્મનું ફળ એકદમ મળતું નથી કિન્તુ હળવે હળવે અધર્મ કરનારના સુખોનો પ્રતિરોધ કરી, સુખના મુળોનો નાશ કરે છે પશ્ચાત્ અધર્મી દુખ ભોગવે છે ॥ ૧૮ ॥

જો અધર્મનું ફળ કર્તાની હૈયાતીમા ન થાય તો પુત્રોના સમયમા અને પુત્રોના સમયમા ન થાય તો પૌત્ર વગેરેના સમયમા અવશ્ય પ્રાપ્ત થાય છે. કર્તાના કીધેલા કર્મો નિષ્ફળ જાય એવું કદી બની શકેજ નહિ ॥ ૧૯ ॥

માટે મનુષ્યોને યોગ્ય છે કે સત્ય ધર્મ, અને આર્ય, અર્થાત્ ઉત્તમ પુરૂષોના આચરણોનુ અવલંબન તથા બાહ્ય અને આન્તરિક શુદ્ધિ સર્વદા રાખવી, અને તેમાજ રમણ કરવુ. વાણી બાહુ અને ઉદરને નિયમમા રાખી તથા સત્ય ધર્મનુ પાલન કરી શિષ્યોને સર્વદા સુશિક્ષાનો ઉપદેશ કરવો ॥ ૨૦ ॥

परित्यजेदर्थकामौ यौ स्यातां धर्मवर्जितौ ।
धर्मं चाप्यसुखोदर्कं लोकविक्रुष्टमेव च ॥ २१ ॥
धर्मं शनैस्संचिनुयाद् वल्मीकमिव पुत्तिकाः ।
परलोकसहायार्थं सर्वभूतान्यपीडयन् ॥ २२ ॥
उत्तमैरुत्तमैर्नित्यं सम्बन्धानाचरेत्सह ।
निनीषुः कुलमुत्कर्षमधमानधमांस्त्यजेत् ॥ २३ ॥
वाच्यर्था नियताः सर्वे वाङ्मूला वाग्विनिःसृताः ।
तान्तु यः स्तेनयेद्वाचं स सर्वस्तेयकृन्नरः ॥ २४ ॥

स्वाध्यायेन जपैर्होमैस्त्रैविद्येनेज्यया सुतैः ।
महायज्ञैश्च यज्ञैश्च ब्राह्मीयं क्रियते तनुः ॥ २५ ॥

અર્થ—જે ધર્મથી વર્જીત પદાર્થ, અને કામ હોય તેને સર્વથા શીઘ્ર છોડી દેવા અને જે ધર્માભાસ અર્થાત્ ઉત્તરકાળમા દુ ખદાયક નીવડે અને જે લોકોને નિન્દિત કર્મમા પ્રવૃત્ત કરનારા છે, તેમનાથી દૂર રહેવુ ॥ ૨૧ ॥

જેમ ઉધઇ હળવે હળવે મોટુ ઘર બનાવે છે તેમ મનુષ્યોએ પરજન્મમા માહાય્ય માટે પ્રાણીમાત્રને દુ ખ દીધા વગર ધર્મનો સ ચય હળવે હળવે કરવો ॥ ૨૨ ॥

જે માણસ પોતાના કુળને ઉત્તમ કરવા ઇચ્છતો હોય તેણે નીચ પુરૂષોનો સ ગ છોડી નિત્ય સત્પુરૂષોના સ ગમા રહેવું જોઇએ ॥ ૨૩ ॥

વાણીથી સર્વ વ્યવહારોનો નિશ્ચય થાય છે, વાણીજ સર્વનું મુળ છે અને વાણીથીજ સર્વ વ્યવહારો સિદ્ધ થઇ શકે છે, એટલા માટે જે માણસ વાણીની ચોરી કરે છે એટલે મિથ્યાભાષણ કરે છે તે સર્વ ચોરી વિગેરે પાપને કરે છે એમ જાણવુ; માટે મિથ્યા ભાષણનો ત્યાગ કરી સર્વદા સત્ય ભાષણ કરવું ॥ ૨૪ ॥

ધર્મથી વેદાદિ શાસ્ત્રોનુ પઠન, પાઠન, ગાયત્રી પ્રણવ આદિના અર્થનો વિચાર, ધ્યાન અગ્નિહોત્રાદિ હોમ, કર્મોપાસના, જ્ઞાન, વિદ્યા, પૌર્ણમાસ્યાદિ ઇષ્ટી, પંચમહાયજ્ઞ, અગ્નિષ્ટોમ આદિ યજ્ઞ, ન્યાયથી રાજ્ય પાલન, સત્યોપદેશ અને યોગાભ્યાસાદિ ઉત્તમ કર્મ કરવાથી આ શરીર બ્રાહ્મી અર્થાત્ બ્રહ્મકર્મને યોગ્ય થાય છે. ॥ ૨૫ ॥

# अथ सभा.

જે જે વિશેષ મોટા કામો હોય જેવા કે રાજ્યતંત્ર વિગેરે તે તે સભાથી નિશ્ચિત થવા જોઇએ આને માટે પ્રમાણ —

तं सभा च समितिश्च सेना च ॥ १ ॥ अथर्व० कां० १५ । सू० ९ । मं०२ ॥

सभ्य सभां मे पाहि ये च सभ्याः सभासदः ॥ २ ॥

अथर्व० कां० १९ । सू० ५५ मं० ६ ॥

त्रीणि राजाना विदथेपुरूणि परि विश्वानि भूषथः सदांसि ॥ ३ ॥

ऋ० मं० ३ । सू० ३८ । मं० ६ ॥

અર્થ—( **तम्** ) સ ંસારમા ધર્મની સાથે જે રાજ્ય પાલન વિગેરે વ્યવહાર કરવામા આવે છે, તેને સભા સ ગ્રામ અને સેનાથી સર્વ પ્રકારે સ ચિત કરવો ૧.

હે સભ્ય ! સભાને યોગ્ય સભાપતિ રાજા તુ ( **मे** ) મારી ( **सभाम्** ) સભાની ( **पाहि** ) રક્ષા તથા ઉન્નતિ કરે ( **ये च** ) અને જે ( **सभ्या** ) સભાને યોગ્ય ધાર્મિક આપ્ત (**सभासदः**) સભાસદ વિદ્વાન્ લોકો છે તેઓ પણ સભાની યોજના, રક્ષા વડે સર્વની ઉન્નતિ કરે ૨.

(**राजाना**) રાજા તથા પ્રજાના, ભદ્રપુરૂષો બંને એકત્ર થઇ (**विदथे**) ઉત્તમ જ્ઞાન, લાભદાયક કામ અથવા સંગ્રામાદિ કાર્ય માટે આ જગતમા (**त्रीणि**) રાજસભા, ધર્મસભા, અને વિદ્યાસભા અર્થાત્ વિદ્યા વગેરેના વ્યવહારની વૃદ્ધિને માટે આ ત્રણ પ્રકારની (**सदांसि**) સભા નિયત કરી આથીજ સર્વ સંસારની સર્વ પ્રકારે ઉન્નતિ કરે ૩

**अनाम्ना तेषु धर्मेषु कथं स्यादिति चेद् भवेत् ।**
**यंशिष्टा ब्राह्मणा ब्रूयुस्स धर्मः स्यादशङ्कितः ॥ १ ॥**
**धर्मेणाधिगता यस्तु वेदः स परिबृंहणः ।**
**ते शिष्टा ब्राह्मणा ज्ञेयाः श्रुतिप्रत्यक्षहेतवः ॥ २ ॥**

અર્થ—હે ગૃહસ્થ જનો! જે ધર્મયુક્ત વ્યવહારો મનુસ્મૃતિ આદિમા પ્રત્યક્ષ ન કહ્યા હોય તેમા જે કોઇ શંકા હોય, તો જેને શિષ્ટ, આપ્ત વિદ્વાન્ જાણતા હો તે જે કહે તેને શંકા રહિત જાણી ધર્મ સમજો ॥ ૧ ॥

સર્વ મનુષ્યો કંઇ શિષ્ટ હોતા નથી, પણ જેઓએ પૂર્ણ બ્રહ્મચર્ય અને ધર્મથી સાંગોપાંગ વેદોનુ અધ્યયન કર્યું હોય, તથા શ્રુતિ-પ્રમાણ અને પ્રત્યક્ષાદિ પ્રમાણોથી વિધિ અથવા નિષેધ કરવામા સમર્થ છે, તેવા ધાર્મિક અને પરોપકારી મનુષ્યોજ આપ્ત થઇ શકે છે ॥૨॥

**दशावरा वा परिषद्यं धर्म चपारिकल्पयेत् ।**
**त्र्यवरा वापिवृत्तस्था तं धर्म न विचालयेत् ॥ ३ ॥**
**त्रैविद्योहैतुकस्तर्की नैरुक्तो धर्मपाठकः ।**
**त्रयाश्राश्रमिणः पूर्वे परिषत्स्यादशावरा ॥ ४ ॥**
**ऋग्वेदाविद्यजुर्विच्च सामवेदविदेवच ।**
**त्र्यवरा परिषज्ज्ञेया धर्मसंशयनिर्णये ॥ ५ ॥**
**एकोऽपि वेदविद्धर्मं यं व्यवस्येद् द्विजोत्तमः ।**
**स विज्ञेयः परो धर्मो नाज्ञानामुदितोऽयुतैः ॥ ६ ॥**

ઉપર દર્શાવેલા (આપ્ત) ઓછામા ઓછા દશ પુરૂષોની સભા હોવી જોઇએ અથવા જેઓ પૂર્ણ વિદ્વાન્ હોય તેવા ત્રણની પણ સભા થઇ શકે, સભાથી જે ધર્મ અને કર્મ નિશ્ચિત થાય તે, સર્વ લોકોએ માનવુ અને તે પ્રમાણે ચાલવુ જોઇએ ॥ ૩ ॥

આ દશ વિદ્વાનોમા એવા પ્રકારના વિદ્વાનો હોવા જોઇએ કે જેઓમા ત્રણ વેદોના વિદ્વાનો, ચતુર્થ હેતુક, અર્થાત્ કારણ અને અકારણનો જ્ઞાતા, પાંચમો તર્કી, એટલે ન્યાયશાસ્ત્ર જાણનાર, છઠો નિરૂક્ત જાણનાર, સાતમો ધર્મશાસ્ત્રવિત્, આઠમો બ્રહ્મચારી નવમો કોઇ સજ્જન ગૃહસ્થ અને દશમો વાનપ્રસ્થ આ મહાત્માઓની સભા થવી જોઇએ ॥ ૪ ॥

તથા ઋગ્વેદ જાણુનાર, યજુર્વેદ જાણુનાર અને સામવેદ જાણુનાર, આમ ત્રણ વિદ્વાનોની સભા ધર્મસંશય અર્થાત્ તે સંબંધીના સર્વ વ્યવહારોનો નિર્ણય કરવા માટે નિમવી જોઇએ, સભામા જેટલા મનુષ્ય અધિક હશે તેટલુ વધારે ઉત્તમ છે ॥ ૫ ॥

દ્વિજોમા ઉત્તમ, અર્થાત્ ચતુર્થાશ્રમી સંન્યાસી, એકલો પણ કોઇ સદ્ધર્મ સંબંધી વ્યવહારનો નિશ્ચય કરે તો તેનેજ પરમ ધર્મ સમજવો, કીન્તુ અજ્ઞાની મનુષ્યો લાખો કે કરોડોની સંખ્યામા હોય પણ તેમનુ કહેવુ ધર્મ તરીકે ન ગણવું ધર્માત્મા વિદ્વાનો અને પરમ વિદ્વાન સંન્યાસીનુ વેદાદિ શાસ્ત્રના પ્રમાણથી યુક્ત કથન માનવા યોગ્ય છે ॥ ૬ ॥

જો સભામા મતભેદ રહે તો બહુ મતાનુસાર કાર્ય કરવુ, જો બંને પક્ષોના મતો સમ હોય તો એ પક્ષોમા જે ઉત્તમ જણાતો હોય તેનો સ્વીકાર કરવો, ને જો બંને પક્ષો ઉત્તમ હોય તો તે સમયે સંન્યાસીઓની સંમતિ લેવી જે તરફ પક્ષપાત રહીત સર્વ હીતૈષીક સન્યાસીઓની સંમતિ હોય તેજ પક્ષને ઉત્તમ સમજવો.

चतुर्भिरपि चैवैतैर्नित्यमाश्रमिभिर्द्विजैः ।
दशलक्षणको धर्मस्सेवितव्यः प्रयत्नतः ॥ ७ ॥
धृतिः क्षमा दमोऽस्तेयं शौचमिंद्रियनिग्रहः ।
धीर्विद्या सत्यमक्रोधो दशकं धर्मलक्षणम् ॥ ८ ॥ मनु० ॥

અર્થ—બ્રહ્મચારી ગૃહસ્થ વાનપ્રસ્થ અને સંન્યાસી વગેરે સવ મનુષ્યોને યોગ્ય છે કે નિમ્નલિખિત ધર્મનુ સેવન કરવુ અને તેથી વિરૂદ્ધ અધર્મ છે, તેનો પ્રયત્નથી ત્યાગ કરવો જોઇએ ॥ ૭ ॥

ધર્મ, ન્યાય એટલે પક્ષપાત છોડી સત્યને સર્વદા આચરણમા લાવવુ અને અસત્યનો સર્વદા પરિત્યાગ કરવો આ ધર્મના ૧૧ અગીયાર લક્ષણો છે ( **अहिंसा** ) કોઇથી વૈરબુદ્ધિ કરી તેનુ અનિષ્ટ કરવાની ઇચ્છા સરખી પણ ન કરવી ( **धृति** ) સુખ, દુઃખ, હાનિ અને લાભમા ગભરાઇ જઇ ધર્મનો ત્યાગ કદી ન કરવો, કિંતુ શાન્તિપૂર્વક ધર્મમા સ્થિર રહેવુ, ( **क्षमा** ) સ્તુતિ, નિંદા તથા માન અપમાન ને સહન કરી ધર્મમાજ સ્થિર રહેવુ, ( **दम** ) મનને સર્વદા અધર્મથી રોકી ધર્મમાજ પ્રવૃત્ત રાખવુ, ( **अस्तेयम** ) મન વચન, અને કર્મથી અન્યાયનો ત્યાગ કરવો, તથા અધર્મથી પારકાનુ દ્રવ્ય ન લેવુ, ( **शौचम्** ) રાગ દ્વેષાદિનો ત્યાગ કરી આત્મા અને મનને પવિત્ર રાખવા અને જળ વગેરેથી શરીરને પવિત્ર રાખવુ ( **इन्द्रियनिग्रह** ) શ્રોત્રાદિ બાહ્ય ઇન્દ્રિયોને અધર્મમા ન જવા દઇ ધર્મમા પ્રવૃત્ત રાખવી ( **धी** ) વેદાદિ સત્યવિદ્યાનો અભ્યાસ કરવો, બ્રહ્મચર્ય પાળવુ અને સત્પુરૂષોનો સંગ કરી, કુસંગ દુર્વ્યસન મદ્યપાનાદિનો ત્યાગ કરી બુદ્ધિની સર્વદા વૃદ્ધિ કરવી, ( **विद्या** ) જે વડે ભૂમીથી લઇ પરમેશ્વર પર્યંતનો યથાર્થ બોધ થતો હોય તે વિદ્યા પ્રાપ્ત કરવી, ( **सत्यम्** ) સત્ય ને માનવુ સત્ય બોલવુ અને તે પ્રમાણે વર્તવુ, ( **अक्रोध** ) ક્રોધાદિ દુર્ગુણોનો ત્યાગ કરી શાન્તિ વગેરે સદ્ગુણો ધારણ કરવા ને ધર્મ કહેવાયછે, આ ધર્મના

૧૧ લક્ષણોની અનુકૂળ પોતાનુ વર્તન રાખવુ અને તેથી ભિન્ન, પક્ષપાત કરી વૈરબુદ્ધિ રાખવી, અધૈર્ય, અક્ષમા, મનને અધર્મમા જવા દેવું, ચોરી કરવી અપવિત્ર રહેવું, ઇન્દ્રિઓને વશ થઇ અધર્મમા પ્રવૃત્ત રાખવી, કુસગ કરવો, દુર્વ્યસન જે મદ્યપાનાદિ છે તે વડે બુદ્ધિનો નાશ કરવો, અવિદ્યા અર્થાત્ અજ્ઞાનાન્ધકારમા ફસી અધર્માચરણ રાખવુ અસત્ય માનવુ, અસત્ય બોલવુ, અને અસત્ય કરવુ, અને ક્રોધ વગેરે દુર્ગુણોમા ફસી અધર્મી અને દુષ્ટાચારી થવુ, આ અગીયાર લક્ષણો અધર્મના છે, આથી સર્વદા દૂર રહેવુ. ॥ ૮ ॥

न सा सभा यत्र न संति वृद्धा, न ते वृद्धा ये न वदन्ति धर्मम् ः
नासौधर्मो यत्र न सत्यमस्ति, न तत्सत्यं यच्छलेनाभ्युपेतम् ॥ ९ ॥
सभां वान प्रवेष्टव्यं वक्तव्यं वा समञ्जसम् ॥ [ महाभारते ॥
अब्रुवन् विब्रुवन्वापि नरो भवति किल्बिषी ॥ १० ॥
धर्मो विद्धस्त्वधर्मेण सभां यत्रोपतिष्ठते ।
शल्यं चास्य न कृन्तान्ति विद्धास्तत्र सभासदः ॥ ११ ॥
विद्वद्भिः सेवितः सद्भिर्नित्यमद्वेषरागिभिः ।
हृदयेनाभ्यनुज्ञातो यो धर्मस्तन्निबोधत ॥ १२ ॥

તે સભાજ નથી કે જેમા કોઇ વૃદ્ધ પુરૂષ નથી, અને તે વૃદ્ધોજ નથી કે, જે ધર્મ કથન કરતા નથી, અને તે ધર્મજ નથી, જેમા સત્ય નથી, અને તે સત્યજ નથી કે જે છળથી યુક્ત હોય છે ૯

મનુષ્યોને યોગ્ય છે કે પ્રથમ સભામા પ્રવેશ ન કરવો, અને કદિ જવુ તો સત્યજ બોલવુ પણ સભામા બેસી અસત્ય વાતને સાભળે કે મૌન રહે અથવા સત્યની વિરૂદ્ધ બોલે તો તે મનુષ્ય અતીવ પાપી છે ૧૦

અધર્મથી ધર્મ જે સભામા હણાય છે તે સભાના સભાસદો જો તે ઘાને રૂઝવવા પ્રયત્ન ન કરે તો નિશ્ચયથી જાણવુ કે તે સભાના સર્વ સભાસદો ઘાયલ થઇ પડેલા છે. ૧૧

જેને સત્પુરૂષો અને વિદ્વાનો રાગ દ્વેષ રહિત થઇ પોતાના હૃદયને અનુકૂલ જાણી સેવે છે તેને તમે લોકો ધર્મ જાણો ૧૨

धर्म एव हतो हन्ति धर्मो रक्षति रक्षितः ।
तस्माद्धर्मो न हंतव्यो मानो धर्मो हतोऽवधीत् ॥ १३ ॥
वृषो हि भगवान्धर्मस्तस्य यः कुरुते ह्यलम् ।
वृषलं त विदुर्देवा स्तस्माद्धर्म न लोपयेत् ॥ १४ ॥

જે પુરૂષ ધર્મનો નાશ કરે છે તેનો નાશ ધર્મ કરી દે છે અને જે ધર્મની રક્ષા કરે છે તેની રક્ષા ધર્મ કરે છે; તે માટે નષ્ટ થયેલો ધર્મ અમારો નાશ ન કરે આ ભયથી ધર્મનું હનન અર્થાત્ ત્યાગ કદી નહીં કરવો ૧૩.

જે સુખની વૃષ્ટી કરનાર સર્વ ઐશ્વર્યનો દાતા છે તેનો જે લોપ કરે છે તેને વિદ્વાન્ લોકો વૃષલ નીચ કહે છે. ॥ १४ ॥

न जातु कामान् न भयान्न लोभाद्धर्मं त्यजेज्जीवितस्यापि हेतोः ।
धर्मो नित्यः सुखदुःखेत्वनित्ये जीवो नित्यो हेतुरस्य त्वनित्यः ॥ १५ ॥
यत्र धर्मो ह्यधर्मेण सत्यं यत्रानृतेन च । [ ॥ महाभारते ॥
हन्यते प्रेक्षमाणानां हतास्तत्र सभासदः ॥ १६ ॥ मनुः ।
निन्दतु नीतिनिपुणा यदिवा स्तुवन्तु लक्ष्मीः समाविशतु गच्छतु वा यथेष्टम् ॥
अद्यैव वा मरणमस्तु युगान्तरे वान्याय्यात्पथः प्रविचलन्ति पदं न धीराः ॥ १७ ॥
भर्तृहरीः

મનુષ્યોને યોગ્ય છે કે, કામથી એટલે અસત્ય કામનાથી સિદ્ધિ થતી હોય અથવા નિન્દા સ્તુતિ વગેરેના ભયથી અથવા લોભથી ધર્મનો ત્યાગ કદી નહી કરવો, ચાહે અધર્મથી ચક્રવતિ રાજ્યની પ્રાપ્તિ થતી હોય તથાપિ ધર્મને છોડી ચક્રવર્તિ રાજ્ય કદીપણુ ગ્રહણુ નહીં કરવુ ને ભોજન, છાદન, જળપાન, વગેરેની જીવિકા પણુ અધર્મથી થતી હોય પરંતુ તેને માટે, પ્રાણુ પણુ જાય તો પણુ ધર્મ ન છોડવો કેમકે જીવ અને ધર્મ નિત્ય છે અને સુખ દુખ અનિત્ય છે, અનિત્યને માટે નિત્યનો ત્યાગ કરવો એ અતીવ દુષ્ટ પુરૂષનું કામ છે. ધર્મનો હેતુ જે શરીર તે પણુ અનિત્ય છે. ધન્ય છે તે મનુષ્યોને કે જે અનિત્ય શરીર અને સુખ દુખ વગેરે વ્યવહારોમા વિદ્યમાન રહી ધર્મ કે જે નિત્ય છે તેનો ત્યાગ નથી કરતા ॥ १५ ॥

જે સભામા ઉપસ્થિત થયેલા સભાસદોની સન્મુખ અધર્મથી ધર્મ અને અસત્યથી સત્યનું હનન થાય છે તે સભામા સર્વ સભાસદો મરેલા જેવા જાણુવા, १६.

સર્વ મનુષ્યોએ આ નિશ્ચયપૂર્વક જાણુવુ જોઇએ કે ગમે તો પોતાના સાંસારિક પ્રયોજનની નીતિમા વર્ત્તનારા ચતુર પુરૂષો નિન્દા અથવા સ્તુતિ કરો, લક્ષ્મી પ્રાપ્ત થાય કે નષ્ટ થાય, આજેજ મૃત્યુ આવે કે યુગાન્તરમા આવે તથાપિ જે મનુષ્ય ધાર્મિક માર્ગથી એક પણુ પગલું વિરૂદ્ધ ચાલતા નથી, તે વીરપુરૂષને ધન્યવાદ છે १७

सम्गच्छध्वं संवदध्वं सं वो मनांसि जानताम् । देवा भागं यथा पूर्वे संजानाना उपासते ॥ १ ॥ ऋ० मं० १० सू० १९१ । मं० २ ॥ दृष्ट्वारूपे व्याकरोत् सत्यानृते प्रजापाति अश्रद्धामनृतेऽदधाच्छ्रद्धां सत्ये प्रजापतिः ॥ २ ॥ यजु० अ० १९ ॥ मं० ७७ ॥ सह नाववतु सहनौ भुनक्तु सह वीर्य्यं करवावहै । तेज-

**स्विना वधीतमस्तु मा विद्विषा वहै ॥ ओं शान्तिःशान्तिःशान्तिः ॥ तै० अष्टमपाठक । प्रथमानुवाकः ।**

હે ગૃહસ્થાદિ મનુષ્યો ! તમને, હુ, ઇશ્વર આજ્ઞા આપુ છુ કે ( **यथा** ) જેમ પૂર્વે વિદ્યોપાર્જન કરી યોગાભ્યાસ કરનારા ( **सजानाना** ) સમ્યક જ્ઞાની ( **देवा** ) વિદ્વાન્ લોકો, સાથે મળી ( **भागम्** ) સત્ય અને અસત્યનો નિર્ણય કરી અસત્યનો ત્યાગ કરી સત્યની ( **उपासते** ) ઉપાસના કરતા હતા તેમ (**सं, जानताम्**) આત્માની સહાયથી ધર્મ અને અધર્મ, પ્રિય તથા અપ્રિયને, સારી રીતે સમજવાવાળા તમારા (**मनांसि**) મન, એક બીજાથી અવિરોધી થઇ ઉપર કહેલા લક્ષણોથી યુક્ત એક ધર્મમા સમત થાય અને તમે તેજ ધર્મને, (**संगच्छध्वम**) સારી રીતે એકત્ર થઇ પ્રાપ્ત કરો જેમા તમારી એક સમતિ થાય અને વિરૂધ્ધરૂપ અધર્મ છોડી દઇ ( **सं, वदध्वम्** ) સારી રીતે સવાદ અર્થાત્ પરસ્પર પ્રીતિપૂર્વક પ્રશ્નોત્તર કરી એક બીજાની ઉન્નતિ કરતા રહો, ૧ (**प्रजापति** ) સકલસૃષ્ટિની ઉત્પત્તિ અને પાલન કરનાર, સર્વવ્યાપક સર્વજ્ઞ ન્યાયકારી અને અદ્વિતીય સ્વામી પરમાત્મા (**सत्यानृते**) સત્યને અનૃત તથા અસત્ય (**रूपे**) એમ ભિન્ન ભિન્ન સ્વરૂપવાળા ધર્મને અને અધર્મને (**दृष्ट्वा**) પોતાની સર્વજ્ઞતા વડે યથાવત જોઇ ( **व्याकरोत्** ) ભિન્ન ભિન્ન નિશ્ચિત કરે છે માટે (**अनृते**) મિથ્યા ભાષણ વગેરે. અધર્મમા ( **अश्रद्धाम्** ) અપ્રિતિ કરો, (**प्रजापति** ) તે પરમાત્મા (**सत्ये**) સત્ય ભાષણ વગેરે લક્ષણયુક્ત ન્યાય અને પક્ષપાત રહિત ધર્મમા તમારી (**श्रद्धाम्**) પ્રિતિને ( **अदधात्** ) ધારણ કરાવે છે, તેમજ તમે કરો ॥ ૨ ॥

અમે, સ્ત્રીપુરુષ, સેવક સ્વામી, મિત્ર અને પિતાપુત્ર, વગેરે (**सह**) પરસ્પર મળી (**नौ**) બન્ને જણા પ્રીતિથી (**अवतु**) એક બીજાની રક્ષા કરતા રહીએ અને (**सह**) પ્રીતિથી એક બીજાથી મળી પરસ્પરના ( **वीर्यम्** ) પરાક્રમની વૃધ્ધિ (**करवावहै**) સર્વદા કરતા રહિએ (**नौ**) અમારૂ (**अवधीतम्** ) પઠન પાઠન (**तेजस्वि**) અતિ પ્રકાશમાન (**अस्तु**) થાય અમે એક બીજાથી ( **मा विद्विषावहै** ) વિદ્વેષ કદી ન કરીએ કિન્તુ સદા મિત્રભાવ અને સત્ય પ્રેમથી એક બીજા સાથે વર્તિએ અને સર્વ ગૃહસ્થો સદ્વ્યવહારોની વૃધ્ધિ કરતા રહીએ તથા સર્વદા આનદમા રહીએ, જે પરમાત્માનુ 'ओरेम् નામ છે તેની કૃપા અને અમારા ધર્મયુક્ત પુરૂષાર્થથી અમારા શરીર, મન અને આત્માના ત્રણ પ્રકારના દુખ છે તેનો નાશ થઇ જાય અને અમે લોકો પ્રીતિથી એક બીજા સાથે વર્તિને ધર્મ, અર્થ, કામ અને મોક્ષની સિધ્ધિમા સફલ થઇ, હમેશા આનદમા રહી સર્વને આનંદમા રાખીએ.

**इति गृहस्थाश्रमसंस्कारविधिः समाप्तः ॥**

# ॥ अथ वानप्रस्थसंस्कारविधिं वक्ष्यामः ॥

વાનપ્રસ્થ સંસ્કાર એને કહેવામા આવે છે કે જ્યારે વિવાહથી સન્તાનોત્પત્તિ કર્યા પછી પુત્ર પૂર્ણ બ્રહ્મચર્યનુ પાલન કરી વિવાહ કરે અને તે પુત્રને ત્યા પણ પુત્ર પ્રાપ્તિ થાય. અર્થાત્ છોકરાને ઘરે જ્યારે છોકરા થાય ત્યારે પુરુષ વાનપ્રસ્થાશ્રમ અર્થાત્ વનમા જઇને નીચે લખ્યા પ્રમાણે વર્તે

**अत्रप्रमाणानि—ब्रह्मचर्याश्रमं समाप्यगृही भवेद्गृहीभूत्वावनी भवेद्वनी भूत्वा प्रव्रजेत् ॥ शतपथब्राह्मणे ॥ १ ॥ व्रतेन दीक्षमाप्नोति दीक्षायाप्नोति दक्षिणाम् । दक्षिणा श्रद्धामाप्नोति श्रद्धया सत्यमाप्यते ॥ २ यजु० अ० १९ मं० ३०**

અર્થ—મનુષ્યોની એ ફરજ છે કે બ્રહ્મચર્ય આશ્રમ પૂર્ણ કર્યા પછી ગૃહસ્થ થાય, ગૃહસ્થ થયા પછી વની, અર્થાત્ વાનપ્રસ્થી થાય વાનપ્રસ્થ થયા પછી સંન્યાસ ગ્રહણ કરે, જ્યારે મનુષ્ય બ્રહ્મચર્યાદિ તિર્થ સત્યભાષણાદિ વ્રતો અને નિયમોનુ સેવન કરે છે ત્યારે તે (**व्रतेन**) વ્રતના પ્રભાવથી ઉત્તમ પ્રતિષ્ઠા રૂપ (**दीक्षां**) દીક્ષાને મેળવે છે, વળી (**दीक्षया**) બ્રહ્મચર્યાદિ આશ્રમોના નિયમોનુ પાલન કરવાથી (**दक्षिणाम्**) સત્કાર પૂર્વક ધરાદિ પદાર્થને પ્રાપ્ત થાય છે (**दक्षिणया**) અને તે સત્કારથી (**श्रद्धाम्**) સત્યના સેવનમા પ્રીતીને પ્રાપ્ત થાય છે અને (**श्रद्धया**) સત્ય ધાર્મિક જનોમા પ્રીતિ કરવાથી (**सत्यम्**) સત્યવિદ્વાન્ અથવા સત્ય પદાર્થ મનુષ્યને પ્રાપ્ત થાય છે એટલા માટે શ્રદ્ધાપુર્વક બ્રહ્મચર્ય અને ગૃહસ્થાશ્રમનુ સેવન કર્યા પછીજ મનુષ્યે અવસ્ય વાનપ્રસ્થાશ્રમ લેવો

**अभ्या दधामि समिधमग्ने व्रतपतेत्वयि । व्रतंचश्रद्धांचोपैमीन्धेत्वा दीक्षितोऽअहम् ऋ० अ० २० मं २४ आ नयैतमारं भस्वसुकृतां लोकमपि गच्छतु प्रजानन् । तीर्त्वा तमांसि बहुधा महान्त्यजो नाकमाक्रमतां तृतीयम् ॥ ४ ॥**

હે (**व्रतपतेऽग्ने**) નિયમનુ પાલન કરવાવાળા પ્રભુ, (**दीक्षित**) દીક્ષા લીધેલ (**अहम्**) હુ (**त्वयि**) તારી અંદર સ્થીર થઇને (**व्रतम्**) બ્રહ્મચર્યાદિ આશ્રમોનુ સેવન (**च**) તથા તેના સાધનો (**श्रद्धाम्**) સત્યનુ સેવન. (**च**) તથા તેને પ્રાપ્ત કરવાના ઉપાયોને (**उपैमि**) પ્રાપ્ત થાઉ છુ એટલા વાસ્તે જેવીરીતે અગ્નિમા સમિધા (**समिधम्**) (**अभ्या दधामि**) ધારણ કરૂં છુ અર્થાત્ મુકુ છુ તેવીજ રીતે વિદ્યા અને વ્રતાદિકને ધારણ કરી પ્રકાશિત કરૂં છુ અને તેવીજ રીતે (**त्वा**) તને પણ મારા આત્માની અંદર ધારણ કરીને સદા (**इन्धे**) પ્રકાશિત કરૂ છુ હે (**प्रजानन्**) સમ્યક્ જ્ઞાનવાન્ તુ (**एतम्**) આ વાનપ્રસ્થાશ્રમને (**आरभस्व**) આરંભ કર (**आनय**) તારા મનને ગૃહસ્થાશ્રમમાથી ખસેડી એની તરફ દોર (**सुकृताम्**) પુણ્યાત્માઓને (**लोकमपि**) જોવા યોગ્ય આ

વાનપ્રસ્થાશ્રમને પણ ( गच्छतु ) પ્રાપ્ત થા ( बहुधा ) અનેક પ્રકારના ( महान्ति ) મોટા મોટા ( तमांसि ) અજ્ઞાન અંધકારાદિ સંસારના મોહથી ( तीर्त्वा ) તરી જઈને અર્થાત્ તેનાથી અલગ થઈને ( अजः ) તારા આત્માને અજર અમર જાણી ( तृतीयम् ) ત્રીજા ( नाकम् ) દુઃખરહિત વાનપ્રસ્થાશ્રમને ( आक्रमताम् ) આક્રમણ કર, અર્થાત્ વિધિપૂર્વક આરૂઢ થા ॥ ૪ ॥

भद्रमिच्छन्त ऋषयः स्वर्विदस्तपो दीक्षामुपनिषेदुरग्रे ।
ततो राष्ट्रं बलमोजश्च जातं तदस्मै देवा उपसंनमन्तु ॥ ५ ॥

अथर्व० कां० १९ सू० ४१ मं० १

मानो मेधां मानो दीक्षां मानो हिंसिष्ट यत्तपः ।
शिवा नः सन्त्वायुषे शिवा भवन्तु मातरः ॥ ६ ॥

अथर्व० कां १९ सू० ४० मं० ३

અર્થ—હે વિદ્વાન્ મનુષ્ય જેવી રીતે ( स्वर्विद ) સુખને પ્રાપ્ત કરવાવાળા (ऋषय.) વિદ્વાન મનુષ્યો ( अग्रे ) સૌથી પ્રથમ ( दीक्षाम् ) બ્રહ્મચર્યાદિ આશ્રમોની દીક્ષા અને ઉપદેશ લઈને ( तप ) પ્રાણાયામ અને વિદ્યાધ્યયન જીતેન્દ્રિયત્વાદિ શુભ લક્ષણોને (उपनिषेदु ) પ્રાપ્ત કરી તેઓનું સેવન કરે છે તેવીજ રીતે આ ( भद्र ) કલ્યાણકારક વાનપ્રસ્થાશ્રમની (इच्छन्त ) ઇચ્છા કરો. જેવી રીતે રાજકુંવરો બ્રહ્મચર્યાશ્રમને (ततः) સેવ્યાથીજ (ओज ) પરાક્રમ (च) અને ( बलम् ) બલને પ્રાપ્ત કર્યા પછી ( जातम् ) પ્રસિધ્ધ (राष्ट्र) રાજ્યની ઇચ્છા અને રક્ષા કરી શકે છે અને (अस्मै) એવા ન્યાયકારી ધર્મિક વિદ્વાન્ રાજાને (देवा ) વિદ્વાન્ લોકો નમન કરે છે ( तत् ) એવી રીતે સર્વે મનુષ્યો વાનપ્રસ્થાશ્રમનું સેવન કરવાવાળા તમને (उप, स, नमन्तु) પ્રાપ્ત થઈ યથાયોગ્ય રીતે નમસ્કાર કરે (૫) સંબંધીજન (न ) અમારી વાનપ્રસ્થાશ્રમવાળાઓની (मेधां) પ્રજ્ઞા, (न दीक्षां) દીક્ષા (न तप ) અમારા પ્રાણાયામ આદિ ઉત્તમ તપ ઇત્યાદિનો (मा हिंसिष्ट) નાશ ન કરે, અમારી દીક્ષા અને આયુષ્યને માટે સર્વ પ્રજા (शीवा.) કલ્યાણ કરવાવાળા (सन्तु) થાઓ અને જેવી રીતે અમારી (मातरः) માતા, પિતામહી, પ્રપિતામહી આદિ (शिव ) કલ્યાણ કરવાવાળા છે તેવીજ રીતે સર્વ લોક પ્રસન્ન થઈને અમને વાનપ્રસ્થાશ્રમની અનુમતિ દેવાવાળા (भवन्तु) થાઓ ૬

तपः श्रद्धे ह्युपवसन्त्यरण्ये शान्त्या विद्वांसो भैक्ष्य चर्यांचरन्तः । सूर्यद्वारेण ते विरजाः प्रयान्तियत्रामृतः स पुरुषो ह्यव्ययात्मा ॥ ७ ॥ मुण्डकोपनिषद् ख० मं० ७

અર્થ—હે મનુષ્યો (ये) જે (विद्वांस ) વિદ્વાન લોકો (अरण्ये) જંગલમાં (शान्त्या) શાન્તિપુર્વક (तप श्रद्धे) યોગાભ્યાસ અને પરમાત્મામાં પ્રીતિ રાખી (उपवसन्ति) વનવાસીઓની સમીપ વાસ કરે છે અને (भैक्ष्य चर्याम् ) ભિક્ષાચરણ (आचरन्त.) કરીને વનમાં નિવાસ કરે છે (ते) તે (हि) જ (विरजा,) લોકો નિર્મળ નિર્દોષ અને નિષ્પાપ થઈને (सूर्य द्वारेण) પ્રાણદ્વારા (यत्र જ્યાં (स) તે (अमृत) નિત્ય (अव्ययात्मा) નાશરહિત (पुरुष.) પુર્ણ પરમાત્મા બીરાજે છે (हि) ત્યાં (प्रयान्ति) જાય છે અર્થાત્ મોક્ષ પામે છે. એટલા માટે વાનપ્રસ્થાશ્રમનું સેવન કરવું અતિ ઉત્તમ છે

एवं गृहाश्रमे स्थित्वा विधिवत्स्नातको द्विजः ।
वने वसेत्तु नियतो यथा वद्विजितेन्द्रियः ॥ १ ॥
गृहस्थ स्तु यदा पश्येद् वली पलितमात्मनः ।
अपत्यस्यैव चापत्यं तदारण्यं समाश्रत् ॥ २ ॥
सन्त्यज्य ग्राम्यमाहारं सर्वञ्चैव परिच्छदम् ।
पुत्रेषु भार्य्यां निक्षिप्य वनंगच्छेत्सहैववा ॥ ३ ॥

અર્થ--આગળ બતાવેલ વિધિ પ્રમાણે બ્રહ્મચર્ય સહિત પૂર્ણ વિદ્યાનુ અધ્યયન કર્યા પછી સમાવર્તન વખતે સ્નાનવિધિ કરવાવાળા દ્વિજે અર્થાત્ બ્રાહ્મણ, ક્ષત્રિય, અને વૈસ્યે, જીતેન્દ્રિય અને જીતાત્મા થઇ અર્થાત્ ગૃહસ્થાશ્રમ કર્યા પછી વનમા બેસવુ ૧ ગૃહસ્થે જ્યારે પોતાના શરીરની ત્વચાને ઢીલી થતી અને બાલને સફેત થતા જુએ અને પુત્રને ઘેર પણ પુત્ર થાય ત્યારે વનનો આશ્રય લેવો (૨) જ્યારે વાનપ્રસ્થ ગૃહણ કરે ત્યારે ગામમા પેદા થયેલા આહારને છોકરાને અને ઘરના સર્વ પદાર્થોને છોડી દે અને પોતાની સ્ત્રીને પુત્ર પાસે રાખી જાય અથવા વનમા પોતાની સાથે લઇ જાય (૩)

अग्निहोत्रं समादाय गृह्यं चाग्निपरिच्छदम् ।
ग्रामादरण्यं निसृत्य निवसेन्नियतेन्द्रियः ॥ ४ ॥

જ્યારે ગૃહસ્થ વાનપ્રસ્થ થવાની ઇચ્છા કરે ત્યારે સર્વ સાધનો સહિત અગ્નિહોત્રને સાથે લઇ ગામમાથી બહાર નીકળી જંગલમા જીતેન્દ્રિયતા પૂર્વક નિવાસ કરે (૪)

स्वाध्याये नित्यं युक्तः स्याद्दान्तो मैत्रःसमाहित ।
दाता नित्य मनादाता सर्व भूतानुकम्पकः ॥ ५ ॥
तापसेष्वेव विप्रेषु यात्रिकं भैक्ष्यमाहरेत् ।
गृहमे धिषु चान्येषु द्विजेषु वनवासिषु ॥ ६ ॥
एताश्चान्याश्च सेवेत दीक्षा विप्रो वने वसन् ।
विविधाश्चौपनिषदी रात्म संसिद्धये श्रुतीः ॥ मनु अ० ६ ॥

અર્થ—ત્યા જંગલની અંદર વેદાદિ શાસ્ત્રોના પઠન પાઠનમા મનને હમેશા યુક્ત કરે અને ઇંદ્રિયોને જીતીને પોતાની સ્ત્રી સાથે પાસે હોય તોપણ તેની પાસેથી સેવા સિવાય વિષય સેવનનો પ્રસંગ કોઇ દિવસ ન કરે સર્વની સાથે મિત્રભાવ સાધી હમેશા દાન દેવા વાળો, કોઇની પાસેથી જરા પણ ન લેતા પ્રાણી માત્ર સાથે અનુકમ્પા અને કૃપાથી વર્તે (૫) જંગલમા જે ભણાવવાવાળા અને યોગાભ્યાસ કરાવવાળા તપસ્વી ધર્માત્મા વિદ્વાન ગૃહસ્થ અથવા વાનપ્રસ્થાશ્રમી રહેતા હોય તેઓના ઘરમાથી ભીક્ષા ગ્રહણ કરે (૬) અને એવી રીતે વનમા વસતા ઉપર બતાવેલ તથા એવીજ બીજી દીક્ષાઓનુ સેવન કરે અને આત્મા તથા પરમાત્માના જ્ઞાનને માટે વિવિધ પ્રકારના ઉપનીષદ અર્થાત્ જ્ઞાન ઉપાસના વિધાયક શ્રુતિઓના અર્થોનો વિચાર કર્યા કરે આવી રીતે જ્યા સુધી સન્યાસ લેવાની ઇચ્છા ન થાય ત્યા સુધી વર્ત્યા કરે.

# अथ विधिः-

વાનપ્રસ્થાશ્રમ લેવાનો વખત ૫૦ વર્ષની ઉપરનો છે જ્યારે પુત્રને ઘેર પુત્ર થાય ત્યારે પોતાના સ્રી, પુત્ર, ભાઇ, બન્ધુ, પુત્રની સ્રી ઇત્યાદિ સર્વને ગૃહસ્થાશ્રમની સર્વ પ્રકારની શિક્ષા આપી વનમા યાત્રા કરવાની તૈયારી કરે. જો સ્રી સાથે આવે તો તેને સાથે લઇ જવી, નહિ તો વડીલ પુત્રને સોપી જવી કે જે તેની યથાયોગ્ય સેવા કરે અને પોતાની પત્નીને એવી શિક્ષા દેતા જવુ કે તે હમેશા પુત્રાદિને ધર્મમાર્ગમા ચલાવવાની અને અધર્મથી દુર રાખવાને હમેશા શિક્ષા કરતી રહે ત્યાર પછી આગળ લખ્યા પ્રમાણે યજ્ઞશાલા વેદી આદિ સર્વ બનાવી (ओ भूर्भुव स्वर्द्यौं०) એ મ ત્રોથો અગ્ન્યાધાન અને (अयन्त इध्म०) ઇત્યાદિ ચાર મ-ત્રોથી સમીધાધાન કરીને (ओंअदितेनुमन्यस्व) ઇત્યાદિ ચાર મ ત્રોથી યજ્ઞકુણ્ડની ચારો તરફ જલ પ્રાક્ષણ કરી આગળ લખ્યા પ્રમાણે આધારાવાજ્ય ભાગાહુતિ ચાર અને વ્યાહૃતિ આહુતિ ૪ કર્યા પછી આગળ લખ્યા પ્રમાણે સ્વસ્તિવાચન તથા શાન્તિ પ્રકરણ કરીને સ્થાલીપાક બનાવી તેના ઉપર ધૃત સેચન કરી નીચે લખ્યા પ્રમાણે નિમ્ન મ ત્રોથી આહુતીઓ દેવી.

ओ३म् काय स्वाहा । कस्मै स्वाहा । कतमस्मै स्वाहा । आधिमाधीताय स्वाहा । मनः प्रजापतये स्वाहा । चित्तं विज्ञातायादित्यै स्वाहा । अदित्यै मह्यै स्वाहा । अदित्यै सुमृडीकायै स्वाहा । सरस्वत्यै स्वाहा । सरस्वत्यै पावकायै स्वाहा । सरस्वत्यै बृहत्यै स्वाहा । पूष्णे स्वाहा । पूष्णे प्रपथ्याय स्वाहा । पूष्णे नरन्धिषाय स्वाहा । त्वष्ट्रे स्वाहा । त्वष्ट्रे तुरीपाय स्वाहा । त्वष्ट्रे पुरुरूपाय स्वाहा । भुवनस्य पतये स्वाहा । अधिपतये स्वाहा । प्रजापतये स्वाहा । ओं आयुर्यज्ञेन कल्पताꣳ स्वाहा । प्राणो यज्ञेन कल्पताꣳ स्वाहा । अपानो यज्ञेन कल्पताꣳ स्वाहा । व्यानो यज्ञेन कल्पताꣳ स्वाहा । उदानो यज्ञेन कल्पताꣳ स्वाहा । समानो यज्ञेन कल्पताꣳ स्वाहा । चक्षुर्यज्ञेन कल्पताꣳ स्वाहा । श्रोत्रं यज्ञेन कल्पताꣳ स्वाहा । वाग्यज्ञेय कल्पताꣳ स्वाहा । मनो यज्ञेन कल्पताꣳ स्वाहा । आत्मा यज्ञेन कल्पताꣳ स्वाहा । ब्रह्मा यज्ञेन कल्पताꣳ स्वाहा । ज्योतिर्यज्ञेन कल्पताꣳ स्वाहा । स्वर्यज्ञेन कल्पताꣳ स्वाहा । पृष्ठं यज्ञेन कल्पताꣳ स्वाहा । यज्ञो यज्ञेन कल्पताꣳ स्वाहा । एकस्मै स्वाहा । द्वाभ्यां स्वाहा । शताय स्वाहा । एकशताय स्वाहा । व्युष्टयै स्वाहा । स्वर्गाय स्वाहा ।

ઉપરોક્ત મંત્રોથી એક એક કરીને ૪૩ સ્થાલીપાકની આજ્યાહુતિ આપીને પુન આગળ લખ્યા પ્રમાણે વ્યાહૃતિ આહુતિ ચાર આપી સામગાન કરીને ઇષ્ટ મિત્રો સાથે મળી પુત્રાદિ ઉપર ઘરનો સર્વ કારભાર મૂકી અગ્નિહોત્રની સામગ્રી સહિત જ ગલમા જઇ એકાતમા નિવાસ કરી યોગાભ્યાસ, શાસ્રોનો વિચાર, મહાત્માઓનો સ ગ કરી સ્વાત્મા, તથા પરમાત્માનો સાક્ષાત્કાર કરવાનો પ્રયત્ન કર્યા કરવો

॥ इति वानप्रस्थसंस्कारविधिः समाप्तः ॥

# ॥ अथ संन्याससंस्कारविधिं वक्ष्यामः ॥

મનુષ્ય મોહાદિ આવરણ અને પક્ષપાતથી રહીત થઇ વિરકત બની, પરોપકારને માટે આખી પૃથિવીમા ફરે તેને સન્યાસ સસ્કાર કહેવામા આવે છે

અર્થાત્—**सम्यङ् न्यस्यन्त्यधर्माचरणानि येन वा सम्यङ् नित्यं सत्कर्मस्वास्त उपविशति स्थिरीभवति येन स संन्यासः, संन्यासोविद्यते यस्य स संन्यासी ॥**

કાલ (સન્યાસ માટે)

પ્રથમ વાનપ્રસ્થાશ્રમની શરૂઆતમા જે કહેવામા આવ્યુ કે બ્રહ્મચર્ય પુરૂં કરીને ગૃહસ્થ થયા પછી વાનપ્રસ્થ, અને વાનપ્રસ્થ થયા પછી સંન્યાસી થાય તેને કર્મસન્યાસ અર્થાત્ દરેક આશ્રમોના અનુષ્ઠાન કરતા વૃદ્ધાવસ્થામા જે સન્યાસ લેવામા આવે છે તેને કર્મસન્યાસ કહેવામા આવે છે

## द्वितीय प्रकार ॥

**यदहरेव विरजेत् तदहरेव प्रव्रजेद्वनाद्वा गृहाद्वा ॥**

આ બ્રાહ્મણ ગ્રથનુ વચન છે અર્થ—જે દિવસે દૃઢ વૈરાગ્ય પ્રાપ્ત થાય, તેજ દિવસે વાનપ્રસ્થાશ્રમનો સમય પુરો ન થયો હોય તો પણ, અથવા વાનપ્રસ્થાશ્રમમા દૃઢ વૈરાગ્ય અને યથાર્થ જ્ઞાનનુ હોવુ એજ મુખ્ય જરૂરતુ છે

## तृतीय प्रकार ॥

**ब्रह्मचर्या देव प्रव्रजेत**—આ પણ બ્રાહ્મણ ગ્રથનુ વચન છે અર્થ-જો પૂર્ણ અખડિત, બ્રહ્મચર્ય, સાચો વૈરાગ્ય તથા પૂર્ણ જ્ઞાન અને વિજ્ઞાનને પ્રાપ્ત કર્યા પછી આત્માની અંદરથી વિષયાસક્તિની ઇચ્છા બરાબર નીકળી જાય પક્ષપાત રહિત થઇ સર્વનો ઉપકાર કરવાની ઇચ્છા હોય, મરણ પર્યન્ત સન્યાસ ધર્મનુ યથાવત્ પાલન કરી શકીશ એવો જેને દૃઢ નિશ્ચય થઇ જાય, તેને ગૃહસ્થ કે વાનપ્રસ્થ થવાની જરૂર નથી પણ તે તો બ્રહ્મચર્યાશ્રમને પુરો કરીને તરતજ સન્યાસાશ્રમને ગ્રહણ કરે

## अत्र वेदप्रमाणानि ॥

**शर्य॑णाव॑ति॒ सोम॒मिन्द्रः॑ पिबतु वृत्र॒हा । बलं॒ दधा॑न आ॒त्मनि॑ करि॒ष्यन् वी॒र्यं॑ म॒हदिन्द्रा॑येन्दो॒ परि॑ स्रव ॥ १ ॥ आ प॑वस्व दिशांपत आर्जी॒कात् सो॑म मीढ्वः । ऋ॒तवा॒केन॑ स॒त्येन॑ श्र॒द्धया॒ तप॑सा सु॒त इन्द्रा॑येन्दो॒ परि॑ स्रव ॥ २ ॥**

અર્થ—હુ ઇશ્વર સન્યાસ લેવાવાળા સર્વ મનુષ્યોને ઉપદેશ આપુ છુ કે જેવી રીતે (**वृत्रहा**) મેઘનો નાશ કરવાવાળો (**इन्द्र**) સૂર્ય (**शर्य्यणावति**) હિસનીય પદાર્થોયુકત

ભૂમીતલમા રહેલ (सोमं) સોમ રસને પીવે છે તેવી રીતે સન્યાસ લેવાવાળા પુરૂષ ઉત્તમ મૂળ અને ફળોના રસને (पिबतु) પીએ અને (आत्मनि) પોતાના આત્મામા (महत्) મહાન્ (वीर्य्यं) બળવાન (करिष्यत्) કરીશ એવી ઇચ્છા રાખીને (बल दधानः) દિવ્ય બલને ધારણ કરીને (इन्द्राय) પરમૈશ્વર્યને માટે (इन्दो) ચંદ્રમાની માફક સર્વને આનંદિત કરવાવાળા હે વિદ્વાન તું સંન્યાસ લઇને સર્વના ઉપર (परिस्रव) સત્યોપદેશની વૃષ્ટિ કર ॥૧॥

હે (सोम) સૌમ્ય ગુણસમ્પન્ન ! (मीढ्वः) સત્યથી સર્વના હૃદયનું સીચન કરવાવાળા (दिशांपते) સર્વ દિશાઓમા વસ્તા મનુષ્યોને જ્ઞાન આપી પાલન કરવાવાળા (इन्दो) શમાદિ ગુણયુકત હે સન્યાસિ, તુ (ऋत वाकेन) યથાર્થ વાક્ય (सत्येन) સત્ય ભાષણ, (श्रद्धया) સત્યનુ પાલન કરવામા સાચી પ્રીતિ (तपसा) પ્રાણાયામ અને યોગાભ્યાસાદિ તપ વડે (आर्जिकात्) સરલતાથી (सुत) નિષ્પન્ન થઇ તારૂં શરીર, ઇંદ્રિય, મન અને બુદ્ધિ વીગેરેને (आ पवस्व) પવિત્ર કર (इन्द्राय) પરમૈશ્વર્ય યુકત પરમાત્માને માટે (परिस्रव) દરેક રીતે પ્રયત્ન કર

ऋतं वदन्नृतद्युम्न सत्यं वदन्त्सत्यकर्मन् । श्रद्धां वदन्त्सोम राजन् धात्रा-
सोम परिष्कृत इन्द्रायेन्द्रो परि स्रव ॥ ३ ॥

અર્થ—હે (ऋत द्युम्न) સત્ય ધન અને સત્ય કીર્તિવાળા યતિવર (ऋत, वदन्) પક્ષપાત છોડીને યથાર્થ બોલતા (सत्यकर्मन्) સત્ય વેદોકત કર્મવાળા સંન્યાસી (सत्य वदन्) સત્ય બોલતા (श्रद्धाम्) સત્યના ધારણમા પ્રીતિ કરવા માટે (वदन्) ઉપદેશ કરતાં (सोम) સૌમ્ય ગુણ સમ્પન્ન (राजन्) સર્વ પ્રકારથી યુક્ત આત્માવાળો થઇ (सोम) યોગૈશ્વર્યયુકત (इन्दो) સર્વને આનંદદાયક હે સંન્યાસી તું (धात्रा) સકલ વિશ્વના ધારણ કરવાવાળા પરમાત્માના સહવાસથી યોગાભ્યાસ દ્વારા (परिष्कृत) શુદ્ધ થઇને (इन्द्राय) યોગથી ઉત્પન્ન થનારી પરમૈશ્વર્યરૂપ સિદ્ધિને માટે (परिस्रव) યથાર્થ પુરૂષાર્થ કર ॥ ૩ ॥

यत्र ब्रह्मा पवमान छन्दस्यां वाचं वदन् । ग्राव्णा सोमे महीयते सोमेना-
नन्दं जनयन्निन्द्रायेन्दो परिस्रव ॥ ४ ॥

અર્થ—હે (छन्दस्याम्) સ્વતંત્રાયુકત (वाचम्) વાણીને (वदन्) કહેનાર (सोमेन) વિદ્યા યોગાભ્યાસ અને પરમેશ્વરની ભકિતથી (आनन्दम्) સર્વને માટે આનન્દને (जनयन्) પ્રગટ કરનાર (इन्दो) આનંદપ્રદ (पवमान) પવિત્રાત્મન્ પવિત્ર કરવાવાળા સન્યાસી (यत्र) જે (सोमे) પરમૈશ્વર્યયુકત પરમાત્મામા (ब्रह्मा) ચારો વેદોના જાણવાવાળા વિદ્વાન (महियते) મહત્વને પ્રાપ્ત થઇને સત્કારને પ્રાપ્ત થાય છે જેવી રીતે (ग्राव्णा) મેઘથી સર્વ જગતને આનંદ થાય છે તેવી રીતે તું સર્વને (इन्द्राय) પરમૈશ્વર્યયુકત મોક્ષનો આનંદ આપવા વાસ્તે (परिस्रव) સર્વ સાધનોને સર્વ પ્રકારથી પ્રાપ્ત કર ॥ ૪ ॥

यत्र ज्योतिरजस्रं यस्मिँल्लोके स्वर्हितम् । तस्मिन् मां धेहि पवमानामृते
लोके अक्षित इन्द्रायेन्दो परिस्रव ॥ ५ ॥

અર્થ—હે (पवमान) અવિદ્યાદિ કલેશોના નાશ કરવાવાળા પવિત્રસ્વરૂપ (इन्दो) સર્વાનન્દ દાયક પરમાત્મન્ (यत्र) જ્યા તારા સ્વરૂપમા (अजस्रं) નિરંતર વ્યાપક તારૂ (ज्योतिः) તેજ

છે (यस्मिन्) (लोके) જ્ઞાનથી દેખવા યોગ્ય તારામા (स्व) જે નિત્ય તેજ (हितम्) સ્થિત છે (तस्मिन्) (अमृते) તે અમૃત અર્થાત્ જન્મ મરણથી રહિત (अक्षिते) અને નાશથી રહિત (लोके) આપના દ્રષ્ટવ્ય સ્વરૂપમાં આપ (मा) મને (इन्द्राय) પરમૈશ્વર્ય પ્રાપ્તિને માટે (धेहि) કૃપા કરી ધારણ કરો અને મારા ઉપર માતા તુલ્ય કૃપા ભાવથી (परिस्रव) આનંદની વૃષ્ટિ કરો. ॥ ૫ ॥

**यत्र राजा वैवस्वतो यत्रावरोधनं दिवः। यत्रामूर्यह्वतीरापस्तत्र माममृतं कृधीन्द्रायेन्दो परिस्रव ॥ ६ ॥**

અર્થ—હે (इन्दो) આનંદપ્રદ પરમાત્માન્ તુ કે જેની અંદર (वैवस्वत) સૂર્યનો પ્રકાશ (राजा) પ્રકાશમાન થઇ રહ્યો છે (यत्र) જેની અંદર (दिव) વિજલી અથવા બુરી કામનાની (अवरोधन) રૂકાવટ છે (यत्र) જેમા (अमू) તે કારણરૂપ (यह्वति) મહાન્ વ્યાપક આકાશસ્થ (आप) પ્રાણપ્રદ વાયુ છે (तत्र) તે આપના સ્વરૂપમા (माम्) મને (अमृतम्) મોક્ષને પ્રાપ્ત (कृधि) કરો (इन्द्राय) પરમૈશ્વર્ય માટે (परिस्रव) આર્દ્ર-ભાવથી આપ મને પ્રાપ્ત થાઓ ॥ ૬॥

**यत्रानुकामं चरणं त्रिनाके त्रिदिवे दिवः। लोका यत्र ज्योतिष्मन्तस्तत्र माममृतं कृधीन्द्रायेन्दो परिस्रव ॥ ७ ॥**

અર્થ—હે (इन्दो) પરમાત્માન્ (यत्र) જે આપની અંદર (अनुकामम्) ઇચ્છાને અનુકુલ સ્વતંત્ર (चरणम्) ગમન છે (यत्र) જેમાં (त्रिनाके) ત્રિવિધ અર્થાત આધ્યાત્મિક આધિભૌતિક અને આધિદૈવિક દુખથી રહિત (त्रिदिवे) ત્રણ સૂર્યથી અર્થાત્ સૂર્ય વિદ્યુત અને ભૌતિક અગ્નિથી પ્રકાશિત સ્વસુખ સ્વરૂપમા (दिव) કામના કરવા યોગ્ય શુધ્ધ કામનાવાળા (लोका) યથાર્થ સુખરૂપ જ્ઞાનયુક્ત (ज्योतिष्मंत) શુધ્ધ વિજ્ઞાનયુક્ત મુક્તિને પ્રાપ્ત થયેલા સિધ્ધ પુરૂષો વિચરે છે (तत्र) તે આપના સ્વરૂપમા (मां) મને (अमृत) મુક્ત (कृधि) કરો અને (इन्द्राय) પરમૈશ્વર્યને માટે (परिस्रव) કૃપાથી પ્રાપ્ત થાઓ ॥ ૭ ॥

**यत्र कामा निकामाश्च यत्र ब्रध्नस्य विष्टपम्। स्वधा च यत्र तृप्तिश्च तत्र माममृतं कृधीन्द्रायेन्दो परिस्रव ॥ ८ ॥**

હે (इन्दो) નિષ્કામાનંદપ્રદ સચ્ચિદાનંદસ્વરૂપ પરમાત્મા (यत्र) આપ કે જેની અંદર (कामा) સર્વ કામના (निकामा) અને અભિલાષા છુટી જાય છે (च) એમ (यत्र) જેમા આપ (ब्रध्नस्य) મહાન્ પ્રકાશમાન સર્વનું (विष्टपम्) વિશિષ્ટ સુખ, તથા જે આપની અંદર (स्वधा) આપનુ ધારણ તથા (तृप्ति) પૂર્ણ તૃપ્તિ છે (तत्र) તે આપના સ્વરૂપમા (मां) મને (अमृतंकृधि) મુક્ત કરો તથા (इन्द्राय) પરમૈશ્વર્ય માટે સર્વ દુખને દુર કરી મારા ઉપર (परिस्रव) કરૂણા કરો ॥ ૮ ॥

यत्रानन्दाश्च मोदाश्च मुदः प्रमुद आसते । कामस्य यत्राप्ताः कामास्तत्र मामृतं कृधीन्द्रायेन्दो परिस्रव ॥ ९ ॥ ऋ० मं० ९ । सू० ११३ ॥

હે (इन्दो) સર્વાનન્દયુક્ત જગદીશ્વર આપની અંદર (यत्र) (आनन्दा) સંપૂર્ણ સમૃદ્ધિ તથા (च) (मोद) સમ્પૂર્ણ હર્ષ (मुद) તથા પ્રસન્નતા (च) તથા (प्रमुद) પ્રકૃષ્ટ પ્રસન્નતા (आसते) સ્થિત છે (यत्र) જેમાં (कामस्य कामाः) અભિલાષિ પુરૂષની પુરે અભિલાષા (आप्ता) પૂર્ણ થાય છે (तत्र) તે આપના સ્વરૂપમાં પરમૈશ્વર્યને માટે (माम्) મને (अमृतं कृधि) જન્મ મૃત્યુના દુઃખથી રહિત કરી મોક્ષથી યુક્ત કરો કે જેથી ફરી મુક્તિના સમયની વચમાં સંસારમાં આવવુ નથી પડતું તથા તેવીજ રીતે સર્વ જીવોને પણ સર્વ રીતે પ્રાપ્ત થાઓ ॥ ૯ ॥

यद्देवा यतयो यथा भुवनान्यपिन्वत । अत्रा समुद्र आगूळ्हमासूर्यमजभर्तन ॥ ॥ १० ॥ ऋ० मं० १० । सू० ७२ । मं० ७ ।

અર્થ—હે (देवा) પૂર્ણ વિદ્વાન (यतय) સંન્યાસી લોકો તમે (यथा) જેવી રીતે (अत्र) આ (समुद्रे) આકાશમાં (गूळ्ह) ગુપ્ત (आसूर्यम्) સ્વયપ્રકાશસ્વરૂપ સુર્યાદિના પ્રકાશક પરમાત્મા છે તેને (आ, अजभर्त्तन) ચારો તરફથી તમારા આત્મા ધારણ કરો અને આનંદિત થાઓ તેવી રીતે (यत्) જે (भुवनानि) સર્વ ભુવનસ્થ ગૃહસ્થાદિ મનુષ્ય છે તેમને હમેશા (अपिन्वत) વિદ્યા અને ઉપદેશથી સંયુક્ત કર્યા કરો એ તમારો પરમ ધર્મ છે ॥ ૧૦ ॥

भद्रमिच्छन्त ऋषयः स्वर्विदस्तपो दीक्षामुप निषेदुरग्रे । ततो राष्ट्रं बलमोजश्च जातं तदस्मै देवा उपसन्नमन्तु ॥ ११ ॥ अथर्व० कां० १९ । सू० ४१ । मं० १॥

અર્થ—હે વિદ્વાનો જે (ऋषय) વેદાર્થ વિદ્યાને તથા (स्वर्विद) સુખને પ્રાપ્ત કરનાર (अग्रे) પ્રથમ (तप) બ્રહ્મચર્યરૂપ આશ્રમને પુર્ણતાથી સેવને અને યથાવત ધૈર્યથી પ્રાપ્ત કર્યા પછી (भद्र) કલ્યાણની (इच्छन्त) ઇચ્છા કરનાર (दीक्षां) સંન્યાસીને યોગ્ય દીક્ષાને (उपनिषेदु) બ્રહ્મચર્યથીજ પ્રાપ્ત થાય છે તેનો (देवा) વિદ્વાન લોકો (उप, सन्नमन्तु) યથાવત સત્કાર કરે (तत) તદનન્તર (राष्ट्र) રાજ્ય (बलं) બલ (च) તથા (ओज) પરાક્રમ (जातं) વીગેરે ઉત્પન્ન થાય છે (तत्) એટલા વાસ્તે (अस्मै) આ સંન્યાસાશ્રમનું પાલન કરવા માટે પ્રયત્ન કર્યા કરો ॥ ૧૧ ॥

अथ मनुस्मृतेश्श्लोकाः

वनेषु तु विहृत्यैवं तृतीयं भागमायुषः ।
चतुर्थमायुषो भागं त्यक्त्वा संगान् परिव्रजेत् ॥ १ ॥

अधीत्य विधिवद्वेदान् पुत्रांश्चोत्पाद्य धर्मतः ।
इष्ट्वा च शक्तितो यज्ञैर्मनो मोक्षे निवेशयेत् ॥ २ ॥
प्राजापत्यां निरूप्येष्टिं सर्ववेदसदक्षिणाम् ।
आत्मन्यग्नीन्समारोप्य ब्राह्मणः प्रव्रजेद् गृहात् ॥ ३ ॥
यो दत्वा सर्वभूतेभ्यः प्रव्रजत्यभयं गृहात् ।
तस्य तेजोमया लोका भवन्ति ब्रह्मवादिनः ॥ ४ ॥
आगारादभिनिष्क्रान्तः पवित्रोपाचितो मुनिः ।
समुपोढेषु कामेषु निरपेक्षः परिव्रजेत् ॥ ५ ॥
अनग्निरनिकेतः स्याद् ग्राममन्नार्थमाश्रयेत् ।
उपेक्षकोऽशंकुसुको मुनिर्भावसमाहितः ॥ ६ ॥
नाभिनिन्देत मरणं नाभिनन्देत जीवितम् ।
कालमेव प्रतीक्षेत निर्देशं भृतको यथा ॥ ७ ॥
दृष्टिपूतं न्यसेत्पादं वस्त्रपूतं जलं पिबेत् ।
सत्यपूतां वदेद्वाचं मनःपूतं समाचरेत् ॥ ८ ॥
अध्यात्मरतिरासीनो निरपेक्षो निरामिषः ।
आत्मनैव सहायेन सुखार्थी विचरेदिह ॥ ९ ॥
कॢप्तकेशनखश्मश्रुः पात्री दण्डी कुसुम्भवान् ।
विचरेन्नियतो नित्यं सर्वभूतान्यपीडयन् ॥ १० ॥
इन्द्रियाणां निरोधेन रागद्वेषक्षयेण च ।
अहिंसया च भूतानाममृतत्वाय कल्पते ॥ ११ ॥
दूषितोपि चरेद्धर्मं यत्र तत्राश्रमे रतः ।
समः सर्वेषुभूतेषु न लिङ्गं धर्मकारणम् ॥ १२ ॥
फलं कतकवृक्षस्य यद्यप्यम्बुप्रसादकम् ।
न नामग्रहणादेव तस्य वारि प्रसीदति ॥ १३ ॥
प्राणायामा ब्राह्मणस्य त्रयोऽपि विधिवत्कृताः ।
व्याहृतिप्रणवैर्युक्ता विज्ञेयं परमं तपः ॥ १४ ॥

दह्यन्ते ध्मायमानानां धातूनां हि यथा मलाः ।
तथेन्द्रियाणां दह्यन्ते दोषाः प्राणस्य निग्रहात् ॥ १५ ॥

प्राणायामैर्दहेद्दोषान् धारणाभिश्च किल्बिषम् ।
प्रत्याहारेण संसर्गान् ध्यानेनानीश्वरान् गुणान् ॥ १६ ॥

उच्चावचेषु भूतेषु दुर्ज्ञेयामकृतात्मभिः ।
ध्यानयोगेन संपश्येद् गतिरस्यान्तरात्मनः ॥ १७ ॥

सम्यग्दर्शनसंपन्नः कर्मभिर्न निबध्यते ।
दर्शनेन विहीनस्तु संसारं प्रतिपद्यते ॥ १८ ॥

अहिंसयेन्द्रियासंगै र्वैदिकैश्चैव कर्मभिः ।
तपसश्चरणैश्चोग्रैः साधयन्तीह तत्पदम् ॥ १९ ॥

यदा भावेन भवति सर्वभावेषु निःस्पृहः ।
तदा सुखमवाप्नोति प्रेत्य चेह च शाश्वतम् ॥ २० ॥

अनेन विधिना सर्वांस्त्यक्त्वा सङ्गाञ्छनैः शनैः ।
सर्वद्वन्द्वविनिर्मुक्तो ब्रह्मण्येवावतिष्ठते ॥ २१ ॥

इदं शरणमज्ञानामिदमेव विजानताम् ।
इदमन्विच्छतां स्वर्ग्यमिदमानन्त्यमिच्छताम् ॥ २२ ॥

अनेन क्रमयोगेन परिव्रजति यो द्विजः ।
स विधूयेह पाप्मानं परं ब्रह्माधिगच्छति ॥ २३ ॥

અર્થ--આવી રીતે જંગલોની અંદર આયુષ્યનો ત્રીજો ભાગ અર્થાત વધારેમા વધારે ૨૫ વર્ષ અને ઓછામા ઓછા ૧૨ વર્ષ સુધી વિહાર કરીને આયુષ્યનો ચોથો ભાગ, અર્થાત લગભગ ૭૦ વર્ષની ઉમર પછીના સમયમા સર્વ મોહાદિ સંગોનો ત્યાગ કરી સંન્યાસી બને ॥ ૧ ॥ બ્રહ્મચર્યાશ્રમમા વિધિ પુર્વક સર્વ-વેદોને ભણીને ગૃહસ્થાશ્રમી થયા પછી ધર્મથી પુત્રોત્પાદન કરી વાનપ્રસ્થમા પોતાના સામર્થ્યાનુસાર યજ્ઞાદિ ક્રિયા કર્યા પછી મોક્ષમાં અર્થાત સન્યાસાશ્રમમા મનને લગાડવું ॥ ૨ ॥ પ્રજાપતિ પરમાત્માની પ્રાપ્તિને માટે પ્રજાપત્યેષ્ટિ (જેની અંદર શીખા અને સુત્ર અર્થાત યજ્ઞોપવીતનો ત્યાગ કરવામા આવે છે) યજ્ઞ કરીને આહવનીય, ગાર્હપત્ય તથા દક્ષિણાત્ય સંજ્ઞાવાળા અગ્નિઓનું આત્મામાં સમારોપણ કરી, વિદ્વાન બ્રાહ્મણ ગૃહસ્થાશ્રમમાથી સંન્યાસ ગ્રહણ કરે. ॥ ૩ ॥ જે પુરૂષ સર્વ પ્રાણીમાત્રને અભયદાન આપી, સત્ય ઉપદેશ દઇ ગૃહસ્થાશ્રમમાંથી સંન્યાસ ગ્રહણ કરે છે તે બ્રહ્મવાદી વેદોક્ત સત્યોપદેશક સંન્યાસીને માટે મોક્ષ લોક અને બીજા સર્વ લોક લોકાંતર તેજોમય

અર્થાત જ્ઞાનથી પ્રકાશમય થઇ જાય છે ॥ ૪ ॥ જ્યારે સર્વ કામોને જીતી લઇ તેની અપેક્ષા રાખ્યા વગર પવિત્રાત્મા અને પવિત્રાન્તઃકરણ, તથા મનનશીલ થાય ત્યારે ગૃહસ્થાશ્રમ છોડીને સન્યાસ ગ્રહણ કરે અથવા બ્રહ્મચર્યથીજ સન્યાસી થાય ॥ ૫ ॥ તે સન્યાસિ (અનગ્નિ) × આહવનીયાદિ અગ્નિઓથી અને સ્વાભિમત ઘરથી રહિત રહે તથા અન્ન અને વસ્ત્રને માટે ગામનો આશ્રય લે, ખરાબ માણસોની ઉપેક્ષા કરતો રહે અને સ્થિર બુધ્ધિ તથા મનનશીલ થઇને પરમેશ્વરમા પોતાની ભાવનાનું સમાધાન કરીને વિચરે ॥ ૬ ॥ પોતાના જીવનમા આનંદ અથવા મૃત્યુથી દુખં ન પામે કિન્તુ જેવી રીતે એક ક્ષુદ્ર નોકર પોતાના સ્વામીની આજ્ઞાની રાહ જોઇ રાખે છે તેની રીતે મૃત્યુ અને કાલની પ્રતિક્ષા કરતો રહે ॥ ૭ ॥ ચાલની વખતે જોઇ તપાસીને આગળ ચાલે, અર્થાત્ પગ ધરે, અને સદા વસ્ત્રથી ગાળીને પાણી પીએ, હમેશા સત્યથી પવિત્ર કરેલી વાણીને બોલે અર્થાત્ સત્યોપદેશ કર્યા કરે અને જે કંઇ વ્યવહાર કરે તે બધો મનની પવિત્રતાથી કરે ॥ ૮ ॥ આ સંસારમા પોતાના આત્માની શ્રદ્ધામા સ્થિત થઇ અપેક્ષા રહિત બની મદ્યમાસાદિનો ત્યાગી બની આત્માની સહાયથી સર્વના સુખ માટે સર્વને સત્યોપદેશ કર્યા કરે ॥ ૯ ॥ આખા માથાના વાળ, દાઢી મુછ તથા નખોને વખતો વખત ઉતરાવ્યા કરે, એક પાત્ર, દંડ તથા કુસુંભથી રંગેલા* કપડાને ધારણ કરે પ્રાણી માત્રને દુખ દીધા વગર દૃઢત્મા થઇ હમેશા વિચરે ॥ ૧૦ ॥ જે સન્યાસી ખરાબ કૃત્યોમાથી ઇંદ્રિયોને રોકી રાગદ્વેષાદિ દોષોનો ક્ષય કરી નિર્વૈરતાથી સર્વ પ્રાણી માત્રનું કલ્યાણ કરે છે તે મોક્ષને પામે છે ॥ ૧૧ ॥ કદી સન્યાસિને સંસારના મુર્ખ લોકો નિન્દા આદિથી દુષિત કરે અપમાન કરે તોપણ ધર્મનુ આચરણ કર્યા કરે અને તેનીજ રીતે બીજા બ્રહ્મચર્યાદિ આશ્રમોના મનુષ્યો એ પણ કરવું જોઇએ સર્વ પ્રાણીઓમા સમાન બુધ્ધિ રાખી પક્ષપાત રહિત થઇ રહે આવા આવા ઉત્તમ કામ કરવા માટેજ સંન્યાસાશ્રમનુ વિધાન છે, માત્ર દંડાદિ ચિન્હ ધારણ કરવા એજ ધર્મનુ કારણ નથી ॥ ૧૨ ॥ જો કે નિર્મલી વૃક્ષનુ ફલ જલને શુધ્ધ કરે છે તો પણ તેનુ માત્ર નામ લેવાથી જળ શુધ્ધ નથી થઇ જતું પણ તેને વાટીને જળમાં નાખવાથીજ શુધ્ધ થાય છે, તેવીજ રીતે માત્ર આશ્રમથી કંઇ પણ લાભ થતો નથી પરંતુ પોતાની આશ્રમના ધર્મયુક્ત કર્મ કરવાથીજ આશ્રમનુ ધારણ કરવુ સફળ થાય છે નહિ કે બીજી કોઇ રીતે ॥ ૧૩ ॥ આ પવિત્ર આશ્રમને સફલ કરવા વાસ્તે સંન્યાસી પુરૂષ વિધિવત્ યોગશાસ્ત્રની રીતિ પ્રમાણે સાત વ્યાહૃતિઓની પુર્વ સાતે પ્રણવ સહિત જેવી રીતે આગળ પ્રાણાયામમા મંત્ર લખ્યા છે તેવી રીતે મનમા જપીને માત્ર ત્રણજ પ્રાણાયામ કરે તો તે અત્યુત્કૃષ્ટ તપ કરે છે એમ સમજવું

× આપેદથી ભ્રાતિમા પડીને સંન્યાસીઓનો અગ્નિ સંસ્કાર કરતા નથી અને સન્યાસી લોકો અગ્નિને અડતા પણ નથી એ એક આપ સન્યાસીઓની પક્ષપાતે લાગીલાગ્યું, અહી જગ્યાએ તો આહવનીયાદિ સંજ્ઞક અગ્નિઓને છોડવાનુ છે નહિ કે અગ્નિનો સ્પર્શ તથા દાહકર્મ

* અથવા ગેરૂથી રંગેલા વસ્ત્ર પહેરે

આગળ પ્રાણાયામના મંત્ર લખ્યા છે તેવી રીતે મનમા જપીને માત્ર ત્રણજ પ્રાણાયામ કરે તો તે અત્યુત્કૃષ્ટ તપ કરે છે એમ સમજવું ॥ ૧૪ ॥ કારણ કે જેવી રીતે અગ્નિમાં તપાવવાથી ધાતુઓના મળ દુર થઇ જાય છે તેમજ પ્રાણનો નિગ્રહ કરવાથી ઇન્દ્રિયોના દોષ નષ્ટ થઇ જાય છે ॥ ૧૫ ॥ આટલા માટે સંન્યાસી પ્રાણાયામથી ઇન્દ્રિયોના દોષ ધારણાઓથી અંતઃકરણનો મેલ, પ્રત્યાહારથી સંગથી થયેલ દોષો, અને ધ્યાનથી અવિદ્યા પક્ષપાતાદિ અનિશ્વરતામા દોષોને છોડીને પક્ષપાતર હિતાદિ ઇશ્વરી ગુણોને ધારણ કરી સર્વ દોષોને ભસ્મ કરી નાંખે ॥ ૧૬ ॥ મોનો અને મોટા પ્રાણી અને અપ્રાણીમા અશુદ્ધાત્મા જેને નથી જોઇ શકતા એવા અંતર્યામી પરમાત્માની ગતીને અર્થાત્ વ્યાપકતાને ધ્યાન યોગથી સંન્યાસી જોયા કરે ॥ ૧૭ ॥ જે સંન્યાસી યથાર્થ જ્ઞાન અથવા ષડ્દર્શનોથી યુક્ત હોય છે તે દુષ્ટકર્મમા બધાતો નથી પણ જે જ્ઞાન વિદ્યા, યોગાભ્યાસ સત્સંગ ધર્માનુષ્ઠાન અથવા ષડ્ દર્શન ઇત્યાદિ રહિત અને વિજ્ઞાનહીન હોય છે તે સંન્યાસ પદવી તથા મોક્ષને પ્રાપ્ત ન થતા જન્મમરણરૂપ સંસારને પ્રાપ્ત થાય છે અને એવા મૂર્ખ અધર્મીનો સંન્યાસ વ્યર્થ અને ધિક્કારવા યોગ્ય છે ॥ ૧૮ ॥ પણ નિર્વૈર, ઇન્દ્રિઓના વિષયના બંધનથી અલગ વૈદિક કર્માચરણ અને પ્રાણાયામ સત્યભાષણાદિ ઉત્તમ ઉગ્રકર્મોથી યુક્ત સંન્યાસી હોય છે તે આ જન્મમા અને વર્તમાન સમયમાજ પરમેશ્વરની પ્રાપ્તિ રૂપ ઉત્તમ પદને પ્રાપ્ત થાય છે અને તેઓનોજ સંન્યાસ સફલ અને ધન્યવાદને યોગ્ય છે ॥ ૧૯ ॥ જ્યારે સંન્યાસી સર્વ પદાર્થોમા નિસ્પૃહ ભાવને પામે છે ત્યારે આ લોકમા અને આ જન્મમા તથા મૃત્યુ પછી પરલોકમા નિરંતર + મુક્તિ અને પરમાત્માના સુખને પામે છે ॥ ૨૦ ॥ આ વિધાથી ધીરે ધીરે સર્વ સંગથી થયેલા દોષોને છોડીને સર્વ હર્ષ શોકાદિ દ્વંદ્વોથી રહિત, નિર્મુક્ત થઇ વિદ્વાન્ સંન્યાસી બ્રહ્મમાજ સ્થિર થાય છે ॥ ૨૧ ॥ અને જે વિવિદિષા અર્થાત્ જ્ઞાનની ઇચ્છાથી ગૌણ સંન્યાસ લે તેપણ વિદ્યાનો અભ્યાસ, સત્પુરૂષોનો સંગ, યોગાભ્યાસ અને ઓંકારનો જપ તથા તેના વાચક પરમેશ્વરનો વિચાર પણ કર્યા કરે એજ અજ્ઞાનીઓનું શરણ, અર્થાત્ ગૌણ સંન્યાસીઓ અને વિદ્વાન્ સંન્યાસીઓનું, સુખની શોધ કરવાવાળાઓનું અને અનંત સુખની ઇચ્છા કરવાવાળાઓનું આશ્રમસ્થાન છે ॥ ૨૨ ॥ આ ક્રમાનુસાર સંન્યાસ યોગથી જે દ્વિજ અર્થાત્ બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય જે કોઇ સંન્યાસ ગ્રહણ કરે છે તે આ સંસાર અને શરીરના સર્વ પાપોને દૂર કરી પરબ્રહ્મને પ્રાપ્ત થાય છે, ॥ ૨૩ ॥

**વિધિ** — જે પુરૂષ સંન્યાસ લેવા ઇચ્છે તેણે નિયમ અને વ્રત અર્થાત્ ત્રણ દિવસ સુધી દુગ્ધપાન કરીને ઉપવાસ કરવો, ભુમિપર શયન કરવું પ્રાણાયામ, ધ્યાન તથા એકાન્ત દેશમા ઓંકારનો જપ કર્યા કરવો અને આગળ લખ્યા પ્રમાણે સભામંડપ, વેદી, સમિધા ધૃતાદિ સાકલ્ય, સામગ્રી એક દિવસ આગળથી તૈયાર રાખી જે દિવસે સંન્યાસ લેવો

---

+ નિરંતર શબ્દનો અર્થ એટલોજ છે કે મુક્તિના નિયત સમયની વચમા દુઃખ આવીને વિઘ્ન કરી શકતુ નથી

હોય તે દિવસે એક પ્રહર રાત્રી રહે ત્યારે ઉઠી આવશ્યક શૌચ સ્નાનાદિ કરીને પ્રાણાયામ ધ્યાન તથા પ્રણવનો જપ કરે અને સુર્યોદય વખતે ઉત્તમ ગૃહસ્થ અને ધાર્મિક વિદ્વાનોનું વરણ તથા અગ્ન્યાધાન, સમિધાદાન, ઘૃતપ્રપન, તથા સ્થાલીપાક બનાવી, સ્વસ્તિવાચન તથા શાંતિપ્રકરણનો પાઠ કરી ચારે તરફ પ્રોક્ષણ, આધારાવાજ્યભાગાહુતિ ૪ તથા વ્યાહૃતિ ચાર તથા ओ३म् भुवनपतये स्वाहा । ओ३म् भूतानां पतये स्वाहा । ओ३म् प्रजापतये स्वाहा॥ આ ત્રણમાના એક મંત્રથી એકેક એવી રીતે કુલ અગીઆર આજ્યાહુતી આપીને વિધિપૂર્વક જે ભાત બનાવ્યો હોય તેમા ઘી નાખીને યજમાન અર્થાત્ સંન્યાસ લેવાવાળો પુરૂષ તથા ઋત્વિજ બન્ને નીચે લખેલા મંત્રોથી ભાતનો હોમ કરે અને બાકીના બે ઋત્વિજ પણ તેજ વખતે આહુતિઓ આપતા જાય

ओ३म् ब्रह्म होता ब्रह्म यज्ञो ब्रह्मणा स्वरवोमिताः । अध्वर्युर्ब्रह्मणो जातो-ब्रह्मणोऽन्तर्हितं हविः स्वाहा ॥ १ ॥ ब्रह्म स्रुचो घृतवतीर्ब्रह्मणा वेदिरुद्धिता। ब्रह्म-यज्ञश्च सत्रं च ऋत्विजो ये हविष्कृतः । शमिताय स्वाहा ॥ २ ॥ अंहोमुचे प्रभरे मनीषा मा सुत्राम्णे सुमतिमावृणानः । इदमिन्द्र प्रति हव्य गृभाय सत्यासन्तु यज-मानस्य कामः स्वाहा ॥ ३ ॥ अंहोमुचं वृषभं यज्ञियानां विराजन्तं प्रथममध्वराणाम् । अपां नपातमश्विना हुवे धियेन्द्रेण म इन्द्रियं दत्तमोजः स्वाहा ॥ ४ ॥ यत्र ब्रह्म-विदो यान्ति दीक्षया तपसा सह । अग्निर्मा तत्र नयत्वग्निर्मेधा दधातु मे । अग्नये स्वाहा ॥ इदमग्नये, इदन्न मम ॥ ५ ॥ यत्र० । वायुर्मा तत्र नयतु वायुः प्राणान् दधातु मे । वायवे स्वाहा ॥ इद वायवे, इदन्न मम ॥ ६ ॥ यत्र० सूर्यो मा तत्र नयतु चक्षुस्सूर्य्यो दध तु मे । सूर्याय स्वाहा ॥ इदं सूर्याय, इदन्न मम ॥ ७ ॥ यत्र० । चन्द्रो मा तत्र नयतु मनश्चन्द्रो दधातु मे चन्द्राय स्वाहा ॥ इदं चन्द्राय, इदन्न मम ॥ ८ ॥ यत्र० । सोमो मा तत्र नयतु पयः सोमो दधातु मे। सोमाय स्वाहा ॥ इदं सोमाय, इदन्न मम ॥ ९ ॥ यत्र० । इन्द्रो मा तत्र नयतु बलमिन्द्रो दधातु मे । इन्द्राय स्वाहा ॥ इदमिन्द्राय, इदन्न मम ॥ १० ॥ यत्र० । आपो मा तत्र नयन्त्वमृतं मोपतिष्ठतु । अद्भ्यःस्वाहा ॥ इदमद्भ्य, इदन्न मम ॥ ११ ॥ यत्र ब्रह्मविदो यान्ति दीक्षयातपसा सह । ब्रह्मा मा तत्र नयतु ब्रह्मा ब्रह्म दधातु मे। ब्रह्मणे स्वाहा ॥ इदं ब्रह्मणे, इदन्न मम ॥ १२ ॥ अथर्व० कां० १६ सू० ४२। ४३ ॥

ओ३म् प्राणापानव्यानोदानसमाना मे शुध्यन्ताम् । ज्योतिरहं विरजा विपाप्मा भूयास स्वाहा ॥ १ ॥ वाङ्मनचक्षुः श्रोत्रजिह्वाघ्राणरेतोबुद्ध्याकूति-संकल्पा मे शुध्यन्ताम् । ज्योतिरहं विरजा विपाप्मा भूयास स्वाहा ॥ २ ॥

शिरः पाणिपादपृष्ठोरूदरजंघाशिश्नोपस्थपायवो मे शुध्यन्ताम् । ज्योति० ॥ ३ ॥ त्वक्चर्ममांस रुधिरमेदोमज्जास्नायवोऽस्थीनि मे शुध्यन्ताम् । ज्योति० ॥ ४ ॥ शब्दस्पर्शरूप रसगन्धा मे शुध्यन्ताम् ज्योति० ॥ ५ ॥ पृथिव्यप्तेजोवाय्वाकाशा मे शुध्यन्ताम् । ज्योति० ॥ ६ ॥ अन्नमयप्राणामयमनोमयविज्ञानमयानन्दमया मे शुध्यन्ताम् । ज्योति० ॥ ७ ॥ विविष्ट्यै स्वाहा ॥ ८ ॥ कषोत्काय स्वाहा ॥ ९ ॥ उत्तिष्ठ पुरुष हरित लोहित पिङ्गलाक्षि देहि देहि ददापयिता मे शुध्यन्ताम् । ज्योति० ॥१०॥ ओं स्वाहा मनोवाक्कायकर्माणि मे शुध्यन्ताम् । ज्योति० ॥ ११॥ अव्यक्तभावै रहङ्कारैर्ज्योति० ॥ १२ ॥ आत्मा मे शुध्यन्ताम् । ज्योति० ॥ १३ ॥ अन्तरात्मा मे शुध्यन्ताम् । ज्योति० ॥ १४ ॥ परमात्मा मे शुध्यन्ताम् ज्योतिरहं विरजा विपाप्मा भूयासं स्वाहा ॥ १५ ॥

આ ૧૫ મંત્રોથી એક એક ભાતની આહુતી આપવી પછી નીચેના મંત્રોથી ૩૫ આહુતીઓ આપવી

ओ३म् अग्नये स्वाहा ॥ १६ ॥ ओ३म् विश्वेभ्यो देवेभ्यः स्वाहा ॥ १७ ॥ ओ३म् ध्रुवाय भूमाय स्वाहा ॥ १८ ॥ ओ३म् ध्रुवक्षितये स्वाहा ॥ १९ ॥ ओ३म् अच्युत क्षितये स्वाहा ॥ २० ॥ ओ३म् अग्नये स्विष्टकृत स्वाहा ॥ २१ ॥ ओ३म् धर्माय स्वाहा ॥ २२ ॥ ओ३म् धर्माय स्वाहा ॥ २३ ॥ ओ३म् अद्भ्यः स्वाहा ॥ २४ ॥ ओ३म् ओषधिवनस्पतिभ्यः स्वाहा ॥ २५ ॥ ओ३म् रक्षोदेवजनेभ्य स्वाहा ॥ २६ ॥ ओ३म् गृह्याभ्यः स्वाहा ॥ २७ ॥ ओ३म् वासनेभ्य स्वाहा ॥ २८ ॥ ओ३म् अवासनपतिभ्यः स्वाहा ॥ २९ ॥ ओ३म् सर्वभूतेभ्यः स्वाहा ॥ ३० ॥ ओ३म् कामाय स्वाहा ॥ ३१ ॥ ओ३म् अन्तरिक्षाय स्वाहा ॥ ३२ ॥ ओ३म् पृथिव्यै स्वाहा ॥ ३३ ॥ ओ३म् दिवे स्वाहा ॥ ३४ ॥ ओ३म् सूर्याय स्वाहा ॥ ३५ ॥ ओ३म् चन्द्रमसे स्वाहा ॥ ३६ ॥ ओ३म् नक्षत्रेभ्यः स्वाहा ॥ ३७ ॥ ओ३म् इन्द्राय स्वाहा ॥३८॥ ओ३म् बृहस्पतये स्वाहा ॥३९॥ ओ३म् प्रजापतये

---

(प्राणापान) ઇત્યાદિ મંત્રોથી આરભી ( परमात्मा मे शुध्यताम् ) એ મંત્રસુધી સન્યાસીને વાસ્તે ઉપદેશ છે અર્થાત્ જે સન્યાસગ્રહણ કરે તે ધર્માચરણ, સત્યોપદેશ, યોગાભ્યાસ, શમ, દમ, શાન્તિ સુશીલાદિ, તથા વિદ્યા વિજ્ઞાનાદિ શુભ ગુણ કર્મ સ્વભાવયુક્ત થઇને પરમાત્માને પોતાના સહાયક માની અત્યન્ત પુરૂષાર્થથી શરીર, પ્રાણ, મન તથા ઇંદ્રિયો વિગેરેને અશુદ્ધ વ્યવહારથી દુર રાખી શુદ્ધ વ્યવહારમા ચલાવી, પક્ષપાત કપટ અને અધર્મયુક્ત વ્યવહાર છોડી દઈ, અન્યના દોષ બતાવી ઉપદેશ દ્વારા છોડાવીને સ્વયં આનંદીત થઇ સર્વ મનુષ્યોને આનંદ આપતો રહે

स्वाहा ॥ ४० ॥ ओ३म् ब्रह्मणे स्वाहा ॥ ४१ ॥ ओ३म् देवेभ्यः स्वाहा ॥ ४१ ॥ ओ३म् परमेष्ठिने स्वाहा ॥ ४३ ॥ ओ३म् तद् ब्रह्म ॥ ४४ ॥ ओ३म् तद्वायु ॥ ४५ ॥ ओ३म् तदात्मा ॥ ४६ ॥ ओ३म् तत्सत्यम् ॥ ४७ ॥ ओ३म् तत्सर्वम् ॥ ४८ ॥ ओ३म् तत्पुरोनमः ॥ ४९ ॥ ओ३म् अन्तश्चरति भूतेषु गुहायां विश्वमूर्तिषु । त्वं यज्ञस्त्वं वषट्कारस्त्वमिन्द्रस्त्वꣳ रुद्रस्त्वं विष्णुस्त्वं ब्रह्म त्वं प्रजापतिः । त्वं तदपि आपो ज्योतीरसोऽमृतं ब्रह्म भूर्भुवः स्वरों स्वाहाः ॥ ५० ॥

આ બધા મન્ત્રોથી આજ્યાહુતિ આપવી સન્યાસ લેવાવાળા પુરૂષે પાચ અથવા ૭ વાળને છોડીને દાઢી મૂછ, કેશ, શરીરપરના વાળ ઇત્યાદિ ઊતરાવીને યથાવત્ સ્નાન કરવુ પછી પોતાના મસ્તક ઊપર પુરૂષ સૂક્તના મન્ત્રોથી ૧૦૮ વાર અભિષેક કરવુ ત્યારબાદ આચમન પ્રાણાયામ વગેરે કરી હાથ જોડી વેદીની સામે આખો મીચી મનથી—

ओ३म् ब्रह्मणे नमः । ओ३म् इन्द्राय नमः । ओ३म् सूर्याय नमः । ओ३म् सोमाय नमः । ओ३म् आत्मनेनमः । ओ३म् अन्तरात्मने नमः । એ છ મન્ત્રોનો જપ કરી.

ओ३म् आत्मने स्वाहा । ओ३म् अन्तरात्मने स्वाहा । ओ३म् परमात्मने स्वाहा । ओ३म् प्रजापतये स्वाहा ॥

એ ચાર મન્ત્રોથી ચાર આજ્યાહુતી આપીને કર્મ કર્તા સન્યાસ ગ્રહણ કરવાવાળો પુરૂષ આગળ લખ્યા પ્રમાણે મધુપર્કની ક્રિયા કરે અને ત્યાર પછી પ્રાણાયામ કરીને નિમ્ન મન્ત્રને મનમા જપે—

ओ३म् भूः सावित्रीं प्रविशामि तत्सवितुर्वरेण्यम् । ओ३म् भुवः सावित्रीं प्रविशामि भर्गो देवस्य धीमहि । ओ३म् स्वः सावित्रीं प्रविशामि धियो यो नः प्रचोदयात् । ओ३म् भूर्भुवः स्वः सावित्रीं प्रविशामि तत्सवितुर्वरेण्यं भर्गो देवस्य धीमहि । धियो यो नः प्रचोदयात्

પશ્ચાત નિમ્ન મન્ત્રોથી આજ્યાહુતીઓ આપે—

ओ३म् अग्नये स्वाहा । ओ३म् भूः प्रजापतये स्वाहा । ओ३म् इन्द्राय स्वाहा । ओ३म् प्रजापतये स्वाहा । ओ३म् विश्वभ्यो देवेभ्यः स्वाहा । ओ३म् ब्रह्मणे स्वाहा । ओ३म् प्राणाय स्वाहा । ओ३म् अप्राणाय स्वाहा । ओ३म् व्यानाय स्वाहा । ओ३म् उदानाय स्वाहा । ओ३म् समानाय स्वाहा ॥

નિમ્ન મન્ત્રોથી પુર્ણાહુતી આપીને—

ओ३म् भूः स्वाहा ।

નિમ્ન વાક્ય બોલીને સર્વની સામે પાણીને જમીનપર મૂકે

**पुत्रैषणायाश्च वित्तैषणायाश्च लोकैषणायाश्चोत्थाय भिक्षाचर्यां चरति * ।**
**श० कां० १४ ॥**

**पुत्रैषणा वित्तैषणा लोकैषणा मया परित्यक्ता मत्तः सर्वभूतेभ्योऽभयमस्तु स्वाहा ॥**

પશ્ચાત નાભી માત્ર જળમા પૂર્વાભિમુખ ઉભા રહી નિમ્ન મંત્ર મનમા જપીને પ્રણુવાર્થ પરમાત્માનુ ધ્યાન કરે

**ओ३म् भूः सावित्रीं प्रविशामि तत्सवितुर्वरेण्यम् । ओ३म् भुवः सावित्रीं प्रविशामि भर्गो देवस्य धीमहि । ओ३म् स्वः सावित्रीं प्रविशामि धियो यो नः प्रचोदयात् । ओ३म् भूर्भुवः स्वः सावित्रीं प्रविशामि परो रजसे सावदोम् ॥**

પશ્ચાત પૂર્વોક્ત ( **पुत्रैषणायाश्च** ) એ સમગ્ર કંડીકાને બોલીને પ્રૈષ્ય મંત્રોચ્ચારણુ કરવુ. નિમ્ન આ મંત્ર મનમા ઉચ્ચારણુ કરી જળની અંજલી ભરી પુર્વાભિમુખ થઇ સન્યાસ લેવો

**ओ३म् भूः संन्यस्तं मया । ओ३म् भुवः संन्यस्तं मया । ओ३म् स्वः संन्यस्तं मया ॥**

નિમ્ન મંત્રથી બંને હાથની અંજલી પુર્વ દિશામા છોડી દેવી.

**ओ३म् अभयं सर्वभूतेभ्यो मत्तः स्वाहा ॥**

**येनासहस्रं वहसि येनाग्ने सर्ववेदसम् । तेनेमं यज्ञं नो वह स्वर्देवेषु गन्तवे*॥ १ ॥ अथर्व० कां० ९ सू० ५ । मं० १७ ॥**

આના ઉપર સ્મૃતિ વાક્ય છે કે—

**प्राजापत्यां निरूप्येष्टिं सर्ववेदसदक्षिणाम् ।**
**आत्मन्यग्नीन् समारोप्य ब्राह्मणः प्रव्रजेद् गृहात् ॥ १ ॥**

આ શ્લોકના અર્થ આગળ લખાઇ ગયા છે.

---

* પુત્રાદિનો મોહ, વિત્તાદિ પદાર્થોનો મોહ અને લોકસ્થ પ્રતિષ્ઠાની ઇચ્છાથી મનને હઠાવી પરમાત્મામા આત્માને દૃઢ કરી જે ભિક્ષાચરણુ કરે છે તેજ સર્વને સત્યોપદેશથી અભયદાન આપી શકે છે, અર્થાત્ જમણા હાથમા જળ લઇને મેં આજથી પુત્રાદિનો તથા ધનાદિનો મોહ અને લોકની પ્રતિષ્ઠાની ઇચ્છા વીગેરેનો ત્યાગ કર્યો છે અને પ્રાણીમાત્રને મારા તરફથી અભય પ્રાપ્ત થાય એ મારી સત્ય વાણી તથા ઇચ્છા છે.

* હે (**अग्ने**) વિદ્વાન્ (**येन**) જેનાથી (**सहस्रं**) સર્વ સંસારને અગ્નિ ધારણુ કરે છે તથા (**येन**) જેનાથી તું (**सर्ववेदसम्**) ગૃહસ્થાશ્રમસ્થ પદાર્થ યજ્ઞોપવિત્ તથા શીખાદિને (**वहसि**) ધારણુ કરે છે તેને છોડીને (**तेन**) અને તેનો ત્યાગ કરી (**नः**) અમારા (**इमं**) આ સન્યાસરૂપ (**स्वाहा**) સુખ દેવાવાળા (**यज्ञं**) પ્રાપ્ત કરવા યોગ્ય યજ્ઞને (**देवेषु गन्तवे**) વિદ્વાનોમા જવાને માટે પ્રાપ્ત થા.

આના પછી મૌન ધારણ કરી શીખા વાસ્તે આગળ જે ચાર પાચ કેશ બાકી રાખ્યા હોય તેને એકેક લઇ ઊખેડી નાખી યજ્ઞોપવિત ઉતારી હાથમા લઇ જળની અંજલી ભરી.

**ओ३म् आपो वै सर्वा देवताः स्वाहा ॥ ओ३म् भूः स्वाहा ॥**

આ મંત્રથી શીખાના વાળ તથા યજ્ઞોપવીત સહિત જળની અજલીને જળમા નાખીદે અને પછી આચાર્ય શિષ્યને જળમાથી બહાર કાઢી ભગવું વસ્ત્ર કોપીન, કટી વસ્ત્ર અથવા પછેડી આદિ પ્રીતિપૂર્વક આપી આગળ લખ્યાપ્રમાણે ( **यो मे दण्ड** ) એ મત્રથી દંડ ધારણ કરી આત્મામા આહવનીયાદિ અગ્નિને આરોપણ કરે

**यो विद्याद् ब्रह्म प्रत्यक्षं परूंषि यस्य संभारा ऋचो यस्यानूक्यम् [ १ ] ॥१॥ सामानि यस्य लोमानि यजुर्हृदयमुच्यते परिस्तरणमिद्धविः [ २ ] ॥ २ ॥ यद्वा आतिथिपतिर्थीन् प्रति पश्यति देवयजनं प्रेक्षते [ ३ ] ॥ ३ ॥ यदभिवदति दीक्षामुपैति यदुदकं याचत्यपः प्रणयति [४] ॥४॥ या एव यज्ञ आपः प्रणीयन्ते**

---

१ (**य** ) જે પુરૂષ (**प्रत्यक्षम्**) સાક્ષાત્કારથી (**ब्रह्म**) પરમાત્માને ( **विद्यात्** ) જાણે છે અને (**यस्य**) જેના (**परूंषि**) કઠોર સ્વભાવાદિ (**संभारा**) હોમ કરવા યોગ્ય દ્રવ્યો છે અને (**यस्य**) જેનો (**ऋच** ) યથાર્થ સત્ય ભાષણ સત્યોપદેશ અને રૂગ્વેદાદિ વેદની ( **अनूक्यम्** ) વાણીજ અનુકુલતા પ્રમાણે કથનનો વિષય છે તેજ મનુષ્ય સન્યાસ ગ્રહણ કરે.

२ (**यस्य**) (**सामानि**) (**लोमानि**) સામવેદ જેના લોમ અર્થાત્ વાળની સમાન છે (**यजु**) યજુર્વેદ જેના (**हृदय**) હૃદયની ઊપમા (**उच्यते**) અપાય છે ( **परिस्तरणम्** ) જેની સર્વ રીતે શસ્ત્ર અને અસ્ત્ર આસન આદિ સામગ્રીને (**हवि** ) હોમ કરવાને યોગ્ય છે તે પુરૂષ સન્યાસ ગ્રહણ કરવાને યોગ્ય થાય છે

३ (**यद्वा**) અથવા જે (**अतिथिपति** ) અતિથિઓનુ પાલન કરવાવાળા ( **अतिथिन्** ) અતિથીઓની તરફ માન અને સત્કારથી ( **प्रतिपश्यति** ) જુએ છે તેજ સન્યાસી ( **देवयजम्** ) બીજા અતિથીઓને વિદ્વાન સમજી પુજ્ય દૃષ્ટિથી જુએ છે તેજ સન્યાસી થવાને યોગ્ય અધિકારી છે

४ ( **यत्** ) જે સન્યાસી બીજા વિદ્વાન મનુષ્યોની સાથે સવાદ ( **अभिवदन्ति** ) અથવા તેઓને અભિવાદન કરે છે (**दीक्षां उपैति**) તે દિક્ષાનેજ પ્રાપ્ત થાય છે એમ સમજવું, અને ( **यत्** ) જે ( **उदकम्** ) જળની યાચના કરે છે તે (**उप प्रणियति**) પ્રણીતામા જલને રેડે છે એમ સમજવુ

५ (**यज्ञे**) યજ્ઞમા (**यातेव**) જે જળનું ( **प्रणियन्ते** ) પ્રણિધાન, કરવામા આવે છે (**ता एव**) તેજ જળ (**ताः**) પ્રણીતાપાત્રમા રાખેલ સન્યાસીએ રાખેલા જળની સમાન છે.

